જમ દાસતાંન હોમ ૨૯૫, મરહુમ બાઇ ધનબાઇજી પેસતનજીની યાદમાં એક જરથોસ્તી બાનુએ ૨૨૫, મરહુમ શેઠ બેરાંમજી જીજીભાઇના કુટુંબી ત્રશટને લગતાં ધરમખાતામાંથી ૨૭૯૦૦, બપાવા ખરશેદજી સોરાબજી વાચ્છાગાંધીના ઉઠમણામાં ખેશીઓએ ભરેલામાંથી ૨૫૦, બાવા બાપુજી ખરશેદજી વાછાગાંધીના ઉઠમણામાં ખેશીઓએ ભરેલા રૂપીઆમાંથી ૨૫૦, મુરબીજી બેરામજી જીજીભાઇ સી. એસ. આઇ. ની યાદમાં ૨૧૦૦, મરહુમ શેઠ જમશેદજી ખરશેદજી દુબાશના ઉઠમણામાં ભરાયલી રકમમાંથી ૨૭૫, ઓનરેબલ ખા૦ બા૦ નવરોજી પેશતનજી વકીલ સી. આઇ. ઇ. ૨૧૫૦, શેઠ પી. ધનજીભાઈ ૨૫૧ અને સરદાર બમનજી અ. દલાલ ૨૫૧.

જરથોશતી છોકરીઓની નીશાળ મંડળીને મદદ તરીકે તા૦ ૧૫ મી આગસટ સુધી ૨૩૬૨૯ મલ્યા હતા, તેમાં શેઠ બેહરાંમજી નવરોજજી કરંજયાએ બંને નિશાળોની ગરીબની છોકરીઓને મુફત ચોપડીઓ અપાવવા માટે ૨૧૦૦, શેઠ એદલજી ફરામજી દાવરે પોતાના મરહુમ પીતા ફરાંમજીની યાદમાં ૨૧૦૦૦ આપયા કે એના વયાજમાંથી ઇનામ તથા ફ્રી "સ્ટુડંટશીપ" આપવી, બાઈ ધનબાઈજી જમશેદજી દશતુરે પોતાના મરહુમ બહેન શીરીનબાઇ શો. દાવરની યાદમાં કોટની નિશાળની એક ગરીબ છોકરીને મફત શીખવવા માટે ૨૧૦૦, શેઠ દાદાભાઇ રૂસતમજી દુબાશે મરહુમ બાઇ હીરાંબાઇ દાદાભાઇ દુબાશની યાદમાં વ્યાજમાંથી 'ફ્રી' વિધ્યારથી દાખલ શીક્ષણ આપવા માટે ૨૧૫૦૦, શેઠ ફીરોઝ ખરશેદજી શેઠનાએ મંડળીના જનરલ ખરચમાં ૨૨૫, શેઠ નવરોજજી જેહાંગીર ગામડયાએ પોતાના મરહુમ બેટા રૂસ્તમની યાદમાં ૨૪૦૦ આપયા કે એમાંથી છોકરીઓ માટે "ડુમેસ્ટીક ઇકોનોમી" તથા બીજાં પરચુરણ લંબાણોની ચોપડીઓ છપાવવા માટે ખરચમાં વાપરવા, શેઠ કાવસજી ધનજીભાઇ મહાલક્ષમીવાળા. ૨૪; ઉપલી બક્ષેશ નિશાળોનાં ગુજરાતી ખાતાં માટે મળી હતી. એ ઉપરાંત નીશાળની છોકરીઓને ઇંગ્રેજી ભાષાનું શિક્ષણ આપવા સ્થપાયલી ધી પારસી ગરલસ ઇંગલીશ એજયુકેશનલ સોસાયટીને બાઇ જાઇજી નવરોજજી વહાડયાએ ૨૫૦૦ આપયા કે એના વયાજમાંથા ગરીબ છોકરીઓને મુફત કેળવણી આપવી. મરહુમ શેઠ કાવશજી દીનશાહ એડનવાળાના સાહેબજાદાઓએ ગુંઠણ કામ શીખાડવા માટે બે સાંચાઓ અને બાઇ જરબાઈ ફરામરોજ તારાપોરવાલાએ એક સોનાની લોકેટ અવસ્તા પોતાનાં મરહુમ માતાજી આવાંબાઈ રૂશતમજી મોદીને નામે કોટની નીશાળ ખાતે ઇનામમાં આપવા ભેટ આપી હતી.

ભરૂચની શેઠ જ. ન. પીટીટ કનયાશાળાની છોકરીઓને રાધણકલા માટે ઇનામો આપવા માટે ઉગાડેલા ફંડમાં પરચુરણ રકમો મલી ૨૫૫૮ ભરાયા હતા, જેનું ભરૂચની પારસી પંચાયતના દફતરમાં ખાતું પાડવામાં આવયું છે.

વીકટોરીયા અંધશાળાનાં ફંડમાં તા૦ ૩૧મી આગસ્ટ સુધી ૨૧૪૩૧–૧ ભરાયલા તેમાંની મુખ્ય રકમો:—ડા૦ કાવશ લાલકાકાની યાદમાં ૨૫૦, કાકી આવાંબાઇની યાદમાં ૨૨૫, શેઠ એચ. પી. પાવરી ૨૨૫, મરહુમ શેઠ મેરવાનજી હોરમસજી મોદીની યાદમાં તેવણનાં ભત્રીજાઓ જમશેદ, ધનમાય, દીનશાહ તથા શાપુર પેસતનજી નશરવાનજી પારખે ૨૧૦૦, શેઠ નવરોજી બાપુજી તચકરા ૨૫૦૦, મીસીસ દાદાભાઇ ૨૧૦૦, એક જરથોસતીએ પોતાના બેટાના લગન પ્રસંગે ૨૧૦૦, કાનપોરના જરથોસતીઓ ૨૯૦, શેઠ ફીરોઝશાહ મેહેરવાનજી મરઝબાન ૨૫૦, શેઠો નશરવાનજી ખરશેદજી ભેસાનીઆની કં. ૨૫૦, મરહુમ બાઇ ખરશેદબાઈ શાપુરજી જીવાજીની યાદમાં ૨૨૫, મરહુમ શેઠ મેરવાનજી ફરદુનજી મરઝબાનની યાદમાં છોકરા પીરોશાહ, વહુ ડોશીબાઈ અને છોકરાંઓએ ૨૭૫, A Friend ૨૩૦, Nothing but duty ૨૨૫ અને શેઠો મોતીશાની કં. ૨૨૫.

જનાવરો માટે વલસાડ તાલુકા અને ધરમપોર રાજ્યની હદમાં એક પાંજરાપોલ બાંધવાની હીલચાલ થાય છે તે માટે ઉભાં કીધેલાં ફંડમાં પારસીઓના ભરાયલા ૨૨૪૨૭માં શેઠ કાવશજી ધનજીભાઈ ધનસુરા ૨૧૫૦૧, શેઠ માણેકજી ધનજીભાઇ ધનસુરા ૨૬૨૫ અને શેઠ ધનજીભાઈ બહમનજી કુવરજીના ૨૩૦૧ હતા.

સુરત ગોપીપુરાની શેઠ દીનશાજી દોરાબજી મીસ્ત્રી લાઇબરેરી અને રીડીંગ રૂમના ફંડમાં શેઠ એદલજી કુંવરજી પટેલે રૂ૧૦૦ ભરયા હતા.

ખા૦ બા૦ મનચેરજી કાવસજી મરઝબાન સી. આઈ. ઇ. હસ્તકના ગરીબ જરથોશતીઓના રહેઠાણોના ફંડમાં ભરાયલા રૂ૪૩૭૭૧માં શેઠ બરજોરજી માણેકજી તાલુકદારે તથા ધણીયાણી બાઇ માણેકબાઇએ રૂ૨૫૦૦૦ વચલે વાંધેના ગરીબ જરથોશતીઓને માટે એક મકાન બાંધવાને આપવા કબુલેલા એમાંથી રૂ૧૮૦૦૦ આપયા, મરહુમ શેઠ નશરવાનજી જાંગીરજી વાડીયાના એકઝીક્યુટરોએ ગયે વરસે એક મકાન બાંધવા માટે આપવા કબુલેલા રૂપયા ચાલીશ હજારની બાકી રહેલી રકમ આપી તે રૂ૨૫૦૦૦, બાઇ મોતીબાઈ ફરદુનજી આલબલેશ રૂ૧૦૦, શેઠ બેજનજી હોરમશજી આલબલેશ રૂ૨૫, બાઇ દીનબાઇ એદલજી મોદીએ ડીશપેનશરી ફંડમાં રૂ૨૫, શેઠ પીરોજશાહ મેહેરવાનજી મરજબાન રૂ૩૦૧, શેઠ ડોશાભાઈ માણેકજી વાહાડયા રૂ૧૦૧, શેઠ પીરોજશાહ કુંવરજી ઉમરીગર તથા શેઠ એદલજી બેહરામજી ઉમરીગર રૂ૧૦૦, શેઠ શાપુરજી બમનજી બીલીમોરીઆ રૂ૪૦, બાઈ મહેરબાઈ સોરાબજી તાતા રૂ૫૧ અને પરચુટણ બે રકમોના મલી રૂ૨૮.

ઉપલા ગરીબ જરથોસતીઓના રહેઠાણોના ફંડ હસ્તક ચાલતી બાઇ રતનબાઈ ફરામજી પાંડેની નીશાળના ફંડમાં રૂ૨૪૫૦ ભરાયલા તેમાં શેઠ ફરામજી હોરમસજી બમનજી શેઠનાએ વયાજ વાપરવા રૂ૫૦૦, મરહુમ શેઠ નવરોજી માણેકજી વાડયાના ત્રસ્ટી સાહેબોએ દર માસે રૂ૧૦૦ લેખે રૂ૮૦૦, મરહુમ શેઠ નશરવાનજી જાહાંગીરજી વાડયાના એકઝીકયુટરોએ વયાજ વાપરવા રૂ૧૦૦૦, બાઇ હમાબાઇ ફરામજી કામા રૂ૫૦ અને બાઈ બચુબાઈ જમશેદજી પાંડે રૂ૧૦૦.

ઉપલી સ્કુલના છોકરાઓને ઇનામ આપવાના ફંડમાં રૂ૫૬૨ ભરાયલા તેમાની મુખય રકમોઃ—શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા રૂ૧૦૧, ખા૦ બા૦ મનચેરજી કાવસજી મરઝબાન સી. આઇ. ઇ. રૂ૫૦, શેઠ ફીરોઝશાહ સોરાબજી કનત્રાકટર રૂ૪૧, બાઇ હમાબાઇ ફરામજી પીટીટ રૂ૨૫ અને મરહુમ શેઠ જમશેદજી બમનજી કાસીનાથની યાદમાં રૂ૨૫. ઉપલી રકમો ઉપરાંત મેશરસ અપુ અને મીલીશ કંપનીએ ૫ તાકા લેનના ભેટ આપયા હતા.

ભરૂચની પારસી પંચાયત હસતેકના ફંડોને ભરૂચ અને પરદેશમાં વસતા ભરૂચના જરથોસતીઓ તરફથી ચાલુ વરસ સાથે છેલ્લાં નવ વરસોમાં મળેલાં રૂપયાની વીગત :—

| સાલ. | રૂ. ની રકમ. | સાલ. | રૂ. ની રકમ. | સાલ. | રૂ. ની રકમ. |
|---|---|---|---|---|---|
| ૧૨૭૨ | ૨૧,૪૯૬ | ૧૨૭૫ | ૧૭,૪૦૮ | ૧૨૭૮ | ૧૯,૫૧૪ |
| ૧૨૭૩ | ૧૬,૮૫૬ | ૧૨૭૬ | ૨૮,૨૮૪ | ૧૨૭૯ | ૧૩,૧૬૫ |
| ૧૨૭૪ | ૩૯,૩૫૭ | ૧૨૭૭ | ૫૫,૧૫૩ | ૧૨૮૦ | ૨૫,૭૦૦ |

ભરૂચની પારસી પંચાત જુદાં જુદાં ફંડો મલી રૂપયા આઠ લાખની પુંજી ધરાવે છે.

હુબલીની અંજુમનના જુદા જુદા ફંડોમાં રૂ૪૫૩ ભરાયલા, તેમાં શેઠ બરજોરજી માણેકજી પટેલે હોરમઝદ બાગના નીભાવ ફંડમાં રૂ૧૦૧ તથા એવણે હુબલીના દેહ મહીનાના ગહમબાર ફંડમાં રૂ૧૦૧, શેઠ રતનજી પાલનજી દારૂવાલાએ હોરમઝદ બાગના ફંડમાં રૂ૨૦૦ અને ગડગની જરથોસતી અંજુમને મોબેદ નીભાવ ફંડમાં રૂ૫૧ આપયા હતા.

નવસારીના પારસીઓના જનરલ ફંડમાં ભરાયલા રૂ૧૪૪માં શેઠ ફરદુનજી ટેમુલજી દેસાઇના રૂ૫૦ મુખ્ય હતા.

લાહોર ખાતે તા૦ ૧૦ મી ફેબરવારીએ મુંબઇના નાયબ દસતુરજી રૂસતમજી એદલજી સંજાણા બી. એ. ના માનમાં એક મેલાવડો શેઠ જહાંગીર રૂ. દાજીના બંગલામાં કરવામાં આવયો હતો. એ વખતે લાહોરમાં અનજુમનનું ફંડ ઉભું કરવામાં આવયું હતું અને તયાંને તયાંજ આશરે રૂ૨૦૦૦ ભરાયા હતા જેમાં શેઠ જેહાંગીર રૂ. દાજીએ રૂ૧૦૦૧ ભરીયા હતા.

મરહુમ નામદાર સર દીનશાહ માણેકજી પીટીટ પેહેલા બેરોનેટ સાહેબનાં ચેરીટી ટ્રસ્ટ ફંડમાંથી તા૦ ૩૧ મી આગસ્ટ સુધી એ ફંડના ટ્રસ્ટી સાહેબોએ ગરીબ જરથોશતી છોકરીઓનાં લગન ખરચ સારૂ આપેલા રૂ૧૬૨૫, ગરીબ જરથોશતીઓનાં છોકરા તથા છોકરીઓને જુદી જુદી કોલેજોમાં ચઢતી કેળવણી લેવાનાં કારણુસર આપેલા રૂ૨૧૫૫, ગરીબી હાલત સારૂં ગરીબ જરથોશતીઓને લવાજમ તરીકે મદદ કરવાના ફંડમાં રૂ૫૦૦૦, આંટરોડના મરહુમ આ. શેરાબજી રાનજીનાં આદરીઆનનાં આતશને રોશન રાખવા કાઢી અપાવી તેનાં રૂ૮૪ મલી રૂ૮૮૬૪ આપયા હતા.

મરહુમ શેઠ નવરોજી માણેકજી વાહાડયા સી. આઇ. ઇ. પોતા પાછલ ગંજાવર દોલત ટ્રસ્ટીઓને સોંપી ગયા છે, જેઓ એ દોલતનો રૂડો ઉપયોગ કરી ઘટતે ઠેકાણે આપે છે. આ વરસે એ ધરમખાતામાંથી નીચે મુજબ રકમો અપાઇ હતી :—મરહુમ નામદાર શેહેનશાહ એડવરડની યાદગારી જાળવવા માટે મુંબઈ ઇલાકા તરફથી ઉગાડેલાં ફંડમાં રૂ૧૫૦૦૦૦, મુંબઇ ઇલાકામાં જાનવરો માટે નામદાર સરકાર તરફથી બાંધવામાં આવનારા દવાખાનાઓ માટે દર વરસ રૂપીયા પંદર હજારનો ફાલો આપવાને ટ્રસ્ટીઓએ કબુલ્યું છે; જેથી તે ડીસપેનસરીને મરહુમ શેઠ વાહાડયાનું નામ આપવામાં આવશે. એ માટે સને ૧૯૦૯ અને ૧૯૧૦ના ફાલાના આપેલા રૂ૩૦૦૦૦, સેવા સદનને મદદ તરીકે રૂ૧૧૦૦૦ જેમાંથી રૂ૮૨૫૦ની રકમ ૧૯૧૧-૧૨ના સાલમાં વાપરવામાં આવશે, કરાંચીની પારસી વીરબાઈજી સ્કુલને રૂ૩૫૦૦ અને નીરાશ્રીત ફંડને રૂ૨૫૦, દેવલાલીના ડા૦ બાહાદુરજી સેનેટરીયમને રૂ૩૦૦૦ (દર સાલ એટલીજ રકમ આપવા જણાવી છે), સુરતની વનીતા વીશ્રામના નીભાવ માટે દર વરસે રૂ૧૦૦૦, તેમજ સુરતના મહાજન અનાથ બાળાશ્રમને રૂ૧૦૦૦, ખેતવાડીની ડા૦ ફરામરોજ પારખની સ્ત્રીઓ માટેની આસપીટાલમાં દર સાલ પાંચ ગરીબ જરથોસતી સ્ત્રીઓની મુફત સારવાર કરવા માટે રૂ૩૦૦, સુહાલીનાં ગરીબ જરથોસતીઓને મુકતાદ ટાંકણે વેહચી આપવા રૂ૧૫૦, મુંબઈ જરથોસતી જશન કમીટીને જરથોસત પેગમબરના દીસાને ટાંકણે જરથોસતી છોકરાંઓને ઇનામો આપવા માટે રૂ૧૦૦ આપવા ઉપરાંત ઘણા ખાતાઓ તથા ફંડોને નાની મોટી મદદ કરવામાં આવી હતી જે પાછલ લગભગ રૂપીયા બે લાખ કરતા વધુ રકમ ખરચવામાં આવેલી કેહેવાય છે. વળી તવડી ગામમાં ત્રણ વરસની મુદત માટે એક દવાખાનું તા૦ ૨૨ મી જાનેવારીથી ઉગાડી ચાલુ કરવામાં આવયું છે. તેમજ ઉડવાડા ગામમાં નવો રસ્તો લગભગ રૂ૬૦૦૦ ને ખરચે બાંધવાનો ઠરાવ થયો છે.

શેઠ નશરવાંનજી જાહાંગીરજી વાડીયા ચેરીટી ફંડના ટ્રસ્ટીઓ એ૦ ડા૦ ટેમુલજી બીખાજી નરીમાન અને શેઠ દીનશાહ સોરાબજી મોદીએ એ ધરમખાતામાંથી ગરીબ જરથોશતીઓના રહેઠાણ ફંડ હસ્તકની બાઇ રતનબાઈ પાંડેવાળી નીશાળના ફંડમાં વયાજ વાપરવા રૂ૧૦૦૦ અને જરથોશતી સ્ત્રી મંડલને રૂ૨૦૦ મલી રૂ૧૨૦૦ આપયા હતા.

મરહુમ શેઠ અરદેશર હોરમારજી વાડીયાના ધરમખાતાંના ટ્રસ્ટીઓ શેઠ જમશેદજી અરદેશર વાડીઆ, શેઠ પી. એ હોરમારજી, શેઠ જાંહગીર અરદેશર વાડીઆ, શેઠ ખરશેદજી જમશેદજી અરદેશર વાડીઆ અને શેઠ નશરવાંનજી પી. એ. વાડીઆએ મરહુમ શેઠ અરદેશરજીના ધરમખાતાંમાંથી મરહુમના વીલ પ્રમાણે તા૦ ૩૧ મી આગશટ સુધી એક વરસમાં મરહુમના સગાં વાહલાંઓ કે જેઓ ગરીબ હાલતમાં આવી પડેલાં છે તેઓને મદદ કરવા પાછળ રૂ૧૦૦૧૦ ખરચવા ઉપરાંત જરથોશતીઓને લગતાં તેમજ બીજાં ધરમખાતાંઓને રૂ૯૮૭૦ ની મદદ કરી હતી, તેમા મરહુમ શેઠ અરદેશર હો. વાડીઆને નામની ચલાવવામાં આવતી ધોબીતલાવપરની ગરીબ પારસીઓને માટેની આંખની હાશપીટાલ પાછળ થયલા ખરચના રૂ૩૬૦૦, પરેલની શેઠ લવજી વાડીઆ ડીસપેનસરી ચાલુ રાખવા પાછળ થયલા ખરચના રૂ૧૨૦૦, રતનગરમાં શેઠ અરદેશર હોરમારજી વાડીઆને નામે ચાલતા દવાખાનાની પાછળ થયલા ખરચના રૂ૩૦૦, રતનગરમાં મરહુમ શેઠે બંધાવેલાં

તળાવની મરામત પાછળ થયલા ખરચના રૂ૬૦, ઇચ્છાપોર તથા આસપાસના ગામોમાં દવાદારૂ વહેંચવા પાછળ થયલા ખરચના રૂ૧૫૦, ઇલાવ ગામમાં મરહુમ શેઠ અરદેશર હોરમારજી વાડીયાએ બંધાવેલી ડીશપેનસરી માટે મોકલેલી દવાના ખરચના રૂ૨૩, ગરીબ બાઈઓને મદદ કરવા સારૂ બાઇ રતનબાઇ એદલજી બાટલીવાલા તથા બીજી બાઈઓએ ઉભાં કીધેલાં ફંડમાં આપેલા રૂ૫૦૦, પુનાની સાયનસ કોલેજ, મુંબઈની તેકનીકલ અને મેડીકલ કોલેજમાં ગરીબ પારસી છોકરાઓને અભયાસ ચાલુ રાખવા કાજે ફી ચોપડી વીગેરેના આપેલા રૂ૧૪૩૦, ગરીબ લાચાર જરથોશતીઓને મદદ કરવા પાછળ ખરચેલા રૂ૨૧૦૭, કુરલા મયુનીસીપાલ હસતકની સકુલનું મકાન વધારવા આપેલા રૂ૨૫૦, શેઠ નશરવાનજી માણેકજી પીટીટના પારસીઓને માટેના દીવાનસાલાના ફંડમાં રૂ૨૫૦ મલી કુલે રૂ૧૯૮૭૦ની એક વરસમાં એ ધરમખાતાંમાંથી સખાવત કરવામાં આવી હતી.

પારસી એસોસીએશનનાં ઝોરાસ્ટ્રીયન બીલડીંગ ફંડમાં રૂ૮૦૫૧૩ ભરાયલા તેમાની મુખય રકમોઃ—મરહુમ શેઠ હીરજીભાઇ શેઠનાના પુનુ માટે તેમના નામની એક ચાલી બાંધવા તેવણુના ત્રસ્ટીઓએ આપવા કબુલેલા રૂ૨૬૦૦૦માંથી ચાર હપતે મલેલા રૂ૨૨૦૦૦, શેઠ ફરામજી કાવસજી બેનેટ અને શેઠ બેરામજી નવરોજી ગામડયા તથા બાઇ મેરબાઇ સોરાબજી માસ્તર તે મરહુમ શેઠ ખરશેદજી જમશેદજી દમનીયાનાં વીલના એકઝીકયુટરોએ મરહુમનાં વીલમાં જણાવવા મુજબ ચાલી બાંધવા આપયા રૂ૧૫૦૦૦ અને મરહુમ શેઠ દમણીયા પોતાના વીલમાં શેઠ બેરામજી ગામડીયાને એકઝીકયુટરનું કામ કરવા રૂ૫૦૦ બક્ષેસ આપવા જણાવેલા તે રકમ શેઠ બેરામજીએ ઉપલા રૂ૧૫૦૦૦ જોડે આપી, મરહુમ સોલીસીટર શેઠ પેશતનજી કાવશજી પેસીકાકાના ઉઠમણામાં તેવણુના ભાગયા શેઠ હીરાજી કોલાહ સોલીસીટરે ભરેલા રૂ૫૦૦૦ એમાં બીજા રૂ૭૦૦૦ ઉમેરીને રૂ૧૨૦૦૦ એવણે આપયા, શેઠ જહાંગીર સોરાબજી પંથકી તે બાઇ જરબાઈ આર. એસ. ઉનવાલાના એકઝીકયુટરે સસ્તાં ભાડાંની એક ચાલી બાંધવા રૂ૮૦૦૦ નાં ૩ા ટકાના બોંડ આપયાં, બેટી તેહમીનાનાં ઉઠમણામાં મરહુમના કુંટુંબીઓએ ભરેલા રૂ૫૦૦૦ આપયા કે મરહુમના નામનું ખાતું પાડી તેનું વયાજ ગરીબ બાનુતોનાં ભાડામાં સવલતા કરવામાં વાપરવું, મરહુમ બાઇ રતનબાઇ ખરશેદજી તારાચંદની પુંજીમાંથી તેવણુના બેશીઓએ ભણાવેલા રૂ૮૦૦૦, તેવણુના બેન જીજીબાઇ ફરામજી વાડયાએ રૂ૫૦૦૦ તથા તેવણુના બેન ધનબાઇજી ખરશેદજી તારાચંદે રૂ૧૩૦૦૦ મલી રૂ૨૬૦૦૦ સસતાં ભાડાંની એક ચાલી બાંધવા આપવા કબુલેલા એમાથી પહેલા હપતાના મલેલા રૂ૩૦૦૦, શેઠ ખરશેદજી કાવશજી સંતોક વકીલે પોતાની પુત્રી બચુબાઇની નવજોતની ખુશાલીમાં મરહુમ મમાઈ દીનબાઇ ખુરશેદજી કોહીઆરની યાદમાં રૂ૫૦૦, મરહુમ મમાવા જેહાંગીરશાહ તાલેરઆરખાનની યાદમાં રૂ૫૦૦, મરહુમ બાવા કાવશજીની યાદમાં રૂ૫૦૦ અને મરહુમ મામા ફીરોજશાહ જે. તાલેઆરખાનની યાદમાં રૂ૫૦૦ મલી રૂ૨૦૦૦ આપયા કે એનું વયાજ ગરીબ જરથોશતીઓના ભાડા ઘટાડવામાં વાપરવું, મરહુમ બાઇ કુંવરબાઇ બેરામજી વસઇગરાના ઉઠમણામાં બેશીઓએ ભરેલા રૂ૩૦૧, બાઇ હીરાંબાઇ જમશેદજી પીટીટ રૂ૧૦૧, બાઇ બચુબાઈ મેરવાનજી સોરાબજી રૂ૧૦૧, ખા૦ બા૦ ડા૦ એન. એચ. ચોકસીએ શેઠ હોરમજી કાવશજી ચોકસીની યાદમાં રૂ૧૦૦, બાઇ માણેકબાઈ પીરોજશા બમનજી જીજીભાઇ રૂ૧૦૦, શેઠો ફરેદુન અને બરજોરે સરવ વેચાણુના અરધા નફાના આપયા રૂ૧૫૬-૧૩-૬, મરહુમ શેઠ અરદેશર હોરમસજી ચીનાઇના ઉઠમણામાં કે. અ. ચીનાઇએ ભરેલા રૂ૧૦૦ તથા શેઠ જમશેદજી અ. ચીનાઇએ ભરેલા રૂ૧૦૦ અને ભાઇઓ નશરવાનજી તથા જાંગીરજી ચીનાઇએ ભરેલા રૂ૧૦૦, મરહુમ શેઠ દાદાભાઇ ધનજીભાઈ જસાવાલાનાં ઉઠમણામાં એવણુની પુંજીમાંથી ભરેલા રૂ૫૦૦, મરહુમ ધણીની ખાહેશથી મરહુમ ધણીયાણીના પુનુ માટે રૂ૩૦૦, શેઠ અરદેશર દાદાભાઇ ગાડીવાળાએ બાઇ ધનબાઇ દા. ગાડીવાળાના પુનુ માટે રૂ૧૦૧, આર. ઇ. એસ. રૂ૧૦૦, મરહુમ ખાવીંદ મેરવાનજી હોરમસજી મોદીની યાદમાં રૂ૧૦૧, મીસીસ એન. પી. ડી. રૂ૧૦૦, ફીલીસ સરકસના જરથોસતી કંત્રાકટરો રૂ૪૦૦, એક જરથોસતી રૂ૩૦૦, બાઇ પીરોજબાઇ

તથા શેઠ રૂસતમજી દાદાભાઇ માસતરે ડા૦ નશરવાનજી ધ. કરંજીઆના ઉઠમણામાં ભરેલા રૂ૧૦૧, બાઇ હીરાંબાઇ પેસતનજી બારીઆનાં ઉઠમણામાં મરનારના દીકરા અરદેશરે ભરેલા રૂ૧૦૧ અને મરનારની પોતાની પુંજીમાંથી ભરેલા રૂ૧૦૦, મરહુમ બાઇ બીખાઇજી ફ્રામજી વસઇગિરાના ઉઠમણામાં ભરાયલા રૂ૧૫૭, પાક જરથોસત પેગમબરની યાદમાં રૂ૧૦૧, મરહુમ ડા૦ ખરશેદજી પેસતનજી બાઇસની યાદમાં રૂ૧૦૦, મરહુમ બાઇ કુંવરબાઇ રતનજી બહમનજી દુબાશના એકઝીક્યુટરોએ મરનારના પુણ્ય માટે રૂ૧૦૦૦, શેઠ નવરોજી બાપુજી ટચકરા રૂ૫૦૦, મરહુમ બાઇ માણેકબાઇ દાદાભાઈ ધનજીભાઈના પુણ્ય માટે રૂ૧૦૧, મરહુમ બાઇ સુનાબાઇ ફરદુનજી મોદીના એકઝીક્યુટરોએ તેવણની પુંજીમાંથી રૂ૧૦૦, મરહુમ શેઠ પેસતનજી હોરમસજી ઉમરીગરના ઉઠમણામાં ભરાયલા રૂ૧૧૦, શેઠ ખરશેદજી સોરાબજી વાછાગાંધીના ઉઠમણામાં એવનના કુંટુંબીઓએ ભરેલા રૂપયામાંથી રૂ૪૦૦, શેઠ એદલજી બેરામજી ઉમરીગરે શેઠ બેરામજી એ. ઉમરીગરના નામનું ખાતું પાડી વયાજ વાપરવા રૂ૫૦૦, શેઠ બેરામજી એ. ઉમરીગરની નઇયતે તેવણના મરહુમ બાઇ ખરશેદજીના છોકરાઓ પેસતનજી તથા દારાશાહે રૂ૫૦૦, બાઇ દીનબાઇ એદલજી મોદીએ મરહુમ સસરા અરદેશર નશરવાનજી મોદીના પુણ્ય માટે રૂ૫૦૦, મરહુમ શેઠ અરદેશર શાપુરજી ગજદરના પુણ્યમાં એવણના પોતાના નામના શેર બે આપયા તેના રૂ૨૦૦, મરહુમ શેઠ કેકોબાદ ફ્રામજી મુકાદમના ઉઠમણામાં ખેશીઓએ ભરેલા રૂ૧૦૦, મરહુમ માસાજી જાહાંગીરજી એદલજી સુનાવાલાના પુણ્ય માટે મરહુમ શેઠ રૂસતમજી પાલનજી કાપડયાંના છોકરાઓએ રૂ૧૦૦, મરહુમ શેઠ રતનજી નાનાભાઈ બોઇસના ઉઠમણામા ભરાયલા રૂ૧૦૦૦, બાઇ કુવરબાઇ રતનજી એડનવાલા રૂ૧૦૦, મરહુમ શેઠ માણેકજી ધનજીભાઈ મીસ્રીના પુણ્ય માટે એવણના બેટાએ રૂ૧૦૦, લવ તરફથી રૂ૧૦૦, મરહુમ શેઠ હોરમજી એદલજી સુરતીની યાદમાં એક કુંટુંબે રૂ૧૦૦, મરહુમ બાઈ હમાબઇ નાનાભાઇ મોદીના ઉઠમણામાં ધણી ડા૦ નાનાભાઇએ રૂ૧૦૦, શેઠ કેખશરૂ રતનજી એડનવાલાએ મરહુમ ધનીયાણી ટેમીનાની યાદમાં રૂ૧૦૦, દીકરી ખોરશેદબાનુંની યાદમાં રૂ૧૦૦, બાઈ સુનાબાઈ જમશેદજી ગીમીએ મરહુમ બાવાજી હોરમસજી રૂસતમજી વાડયાની યાદમાં રૂ૧૦૦, શેઠ જમશેદજી મનચેરજી ગીમીએ મરહુમ સસરા હોરમસજી રૂ. વાહાડયાના પુણ્ય માટે રૂ૧૦૦, મરહુમ બાઈ બચુબાઈ નવરોજી ઉમરીગરના ઉઠમણામાં ભરાયલા રૂ૧૦૦, એક જરથોસતી રૂ૫૦૦ અને શેઠ વાડીઆજીના આતશબેહરામની ધરમની પેટીમાંથી મલેલા રૂ૬૨૩–૬–૬.

પારસી એસોસીએશનના ગરીબ જરથોસ્તી છોકરાઓને અનુસરતી કેળવણી આપવા તથા હુનર ઉદ્યોગ શીખવવા ઉભાં કીધેલાં કેળવણી ખાતાનાં ફંડમાં ભરાયલા રૂ૫૨૧૦ માંની મુખ્ય રકમો:—શેઠ સોરાબજી એદલજી વારડન લાયકીવાલા મીત્રની ફરમાસથી ગરીબ જરથોસ્તી છોકરાઓને ધંધો શીખવવા માટે રૂ૫૦૦૦ અને શેઠ શાપુરજી જીવાજી રૂ૧૦૦.

પારસી એસોસીએશનના વર્ક કલાસના નીભાવ ફંડમાં ભરાયલા રૂ૩૨૬૦-૮ માની મુખ્ય રકમો :—શેઠ સોરાબજી એદલજી વોરડન લાયકીવાળા મીત્રની ફરમાસથી રૂ૧૦૦૦, મરહુમ શેઠ નવરોજી માંણેકજી વાડીયાની મીલકતના ત્રસ્ટીઓએ સપટેમબર ૧૯૧૦ થી આગસ્ટ ૧૯૧૧ સુધી રૂ૧૮૦૦ અને શેઠ હોરમસજી અરદેશર વાડીયા રૂ૬૦.

પારસી એસોસીએશનના ગરીબ જરથોસ્તીઓને ધંધે લગાડવા, નાંણું ધીરવા બાબે શેઠ હોરમસજી કાવસજી દીનશાહ એડનવાલાએ રૂપીયા દશ હજારની મદદ આપી સ્થાપેલાં ફંડમાં A friend of the needy રૂ૫૦ અને શેઠ નવરોજી બાપુજી ટચકરા રૂ૧૫૦૦ મલી રૂપીયા ૧૫૫૦ ભરાયા હતા.

પારસી એસોસીએશનના જેનરલ ફંડમાં પરચુટણ રકમો મલી રૂ૫૧ અને પારસી એસોસીએશનની મોહલ્લા કમીટી ફંડમાં પરચુટણ રકમો મલી રૂ૧૫ ભરાયા હતા.

કરાંચીની યંગમેનસ ઝોરાસ્ત્રીયન એસોસીએશનના ફંડમાં શેઠ એદલજી દીનશાહ સી. આઈ. ઈ. રૂ૨૦૦, શેઠ જેહાંગીર હો. કોઠારી રૂ૨૦૦, શેઠ નશરવાનજી રૂ. મેહેતા રૂ૨૦૦, શેઠ કાવશજી હો. કાત્રક રૂ૨૦૦, શેઠ દીનશાહ જે. માસ્તર રૂ૨૦૦, ખા૦ બા૦ બરજોરજી ડી. પટેલ રૂ૫૦, શેઠ મેરવાનજી મ. મેહેતા રૂ૫૦, શેઠ નાદીરશાહ એદલજી દીનશાહ રૂ૫૦, શેઠ દોરાબજી નાનાભાઈ રૂ૫૦, શેઠ ખરશેદજી જ. સોપારીવાળા રૂ૫૦, શેઠ અરદેશર હો. મામા રૂ૫૦, શેઠ હોશંગ ના. એ. દીનશાહ રૂ૫૦ અને શેઠ કાવશાહ બ. ચોકસી રૂ૫૦ મલી રૂ૧૪૦૦ ભરાયા હતા.

કરાંચીની યંગમેન ક્રીશ્ચીયન એસોસીએશન માટે બાંધવામાં આવનારા મકાનના ફંડમાં શેઠ એદલજી દીનશાહ સી. આઇ. ઈ. રૂ૧૦૦૦, શેઠ બેહેરામજી એદલજી રૂ૨૫૦, શેઠ ધનજીશાહ જમશેદજી માસતર રૂ૨૦૦, શેઠો પેસતનજી બીખાજીની કં. રૂ૨૫૦, શેઠ દોરાબજી નાનાભાઈ રૂ૧૦૦, શેઠ કાવસજી હો. કાતરક રૂ૧૦૦, શેઠો બરજોરજી કાવસજીની કં. રૂ૧૦૦, શેઠો ફરામજી સોરાબજીની કં. રૂ૫૦ અને શેઠો દીનશાહની કં. રૂ૨૫ મલી રૂ૨૦૭૫ ભરાયા હતા.

સ્ત્રી જરથોસ્તી મંડળના જેનરલ ફંડમાં તા૦ ૧૨ મી સપટેમબર ૧૯૧૧ સુધી ભરાયલા રૂ૭૨૨૦-૭-૯માની મુખ્ય રકમો:—શેઠો ગોભાઇની કં. રૂ૧૦૦, ધી ઓનરેબલ જસટીસ ડી. ડી. દાવર રૂ૧૦૦, શેઠ બજારના જરથોશતી દલાલો રૂ૧૦૧, બાબા મેરવાંનજી બમનજી દલાલ રૂ૫૦, બાઈ માંણેકબાઇ સોરાબજી મુલ્લાં રૂ૨૫, બાઈ રતનબાઇ ખરશેદજી વાહડયા રૂ૨૫, બાઈ જરબાઇ દીનશાજી મુલ્લાંએ મરહુમ પીતાજી ફરદુનજી ફરાંમજી કરાકાનાં ઉઠમણાંમાં ભરેલા રૂ૨૫૦, એક જરથોસ્તીએ મરહુમ બાઈ આવાંબાઇ દાદાભાઇ દાવરની યાદમાં રૂ૨૫, પારસી સ્ટીમરસ એસોસીએશન રૂ૧૮૦, બાઈ ખરશેદબાઇ શાપુરજી જીવાજીની યાદમાં રૂ૫૦, એક જરથોશતી બાનુ રૂ૧૦૦, મરહુમ દીકરા હીમજીના પુણ્ય માટે રૂ૫૦, શેઠ સોરાબજી બોડ રૂ૨૫, શેઠ નશરવાનજી રૂ. પારખ રૂ૨૫, મરહુમ બાવાજી રૂસતમજી મેરવાંનજી પટેલની યાદમાં દીકરી રતનબાઈ ડોશાભાઇ વાડીયા રૂ૨૫, મરહુમ શેઠ પેસતનજી જા. પાહદશાહની યાદમાં રૂ૫૦, શેઠ ઉકરજી કાવસજી ઉમરીગરે મરહુમ શેઠ ધનજીભાઇ કા. ઉમરીગરના પુણ્ય માટે મરહુમની પુંજીમાંથી ૨૫, શેઠ કેકોબાદ હોરમસજી રાવ રૂ૧૦૧, એક પારસી બાનુ રૂ૧૨૦, ગ્રાંટરોડની પ્રોપાયટરી અને ફોરટ હાઈ સ્કુલના વીદયારથીઓ રૂ૩૮-૧૧, શેઠ જમશેદજી પાલનજી કેકોબાદ રૂ૮૦, બાઇ વીરબાઇજી જ. બીલીમોરીઆએ મરહુમ બાઇ ધનજીબાઇની યાદમાં રૂ૫૦, મરહુમ બાઇ ધનજીબાઇ જીનાબાઇ બીલીમોરીયાની નઇયતે એક મીત્રે રૂ૫૦, બાઈ ગુલબાઇ નશરવાનજી મેહતા રૂ૫૧, શેઠો હોરમસજી તથા મેહરવાનજી મનચેરજી કામા રૂ૫૦, શેઠ સોરાબજી ર. કનત્રાકટર રૂ૧૨૫, એક ફરેંડ રૂ૫૦, એક પારસી ફરેંડ રૂ૧૦૦, બાઈ શીરીનબાઇ બેરાંમજી મામા રૂ૨૫, મરહુમ શેઠ સોરાબજી મનચેરજી નીકલસનની યાદમાં રૂ૩૫, મરહુમ શેઠ નવરોજી માણેકજી વાડીઆ સી. આઇ. ઈ.ના ટ્રસ્ટીઓએ દર માસના રૂ૨૦૦ લેખે મારચથી સપટેમબર સુધીના રૂ૧૪૦૦, બાઇ સુનાબાઈ મીનોચેહેર વકીલ રૂ૨૫, ડા૦ દારાબશા એ. કોથાવાલા તરફથી મરહુમ દીકરી મેહરબાનુંના ઉઠમણામાં ભરાયલા રૂ૭૪, ખા૦ બા૦ બરજોરજી દો. પટેલ રૂ૨૫૦, મેનચેસટરથી એક જરથોશતી રૂ૨૫, મરહુમ બાઇ શીરીનબાઇ જમશેદજી વીમાદલાલની યાદમાં એક બેશીએ રૂ૨૫, બાઇ ગુલબાઇ જમશેદજી મોદીએ માતાજી રતનબાઈ સોરાબજી કાફરડની યાદમાં રૂ૫૦, શેઠ કાવશજી દાદાભાઇ દુબાશ રૂ૧૦૦, એક પારસી બાઈ રૂ૨૫, પારસી એમેચુયર કલબે કરેલા નાટકની ઉપજના રૂ૬૨૭-૧૧-૯, મરહુમ પીતાજી એરવદ બેરાંમજી ખરશેદજી દોરડીનાં પુણ્ય માટે દીકરા રૂસ્તમજીએ રૂ૬૦, માસીજી આવાંબાઇની યાદમાં દીકરી બચુબાઈએ રૂ૨૫, મરહુમ શેઠ રતનશા અરદેશર ચીનાઇની યાદમાં રૂ૨૫, કરઝન કલબના મેમબરો રૂ૫૭, યુનીટી કલબના મેમબરો રૂ૪૩, મરહુમ બાઈ આઇમાય એદલજી દોરડીના પુણ્ય માટે રૂ૨૫, એક દીલસોજ રૂ૨૫, Nothing but duty રૂ૨૫, બાઇ ગુલબાઈ ન. મેહતા (કરાંચી) રૂ૩૦, બાઇ ગુલબાઇ ન. બાટલીવાલા રૂ૨૫, શેઠ પેશતનજી માણેકજી પુજીયાજીએ મરહુમ ધણીયાણી કુંવરબાઇની યાદમાં

રૂ૧૦૪-૧, માતાજી નવાજબાઇ રૂસ્તમજી વાહાડયાની યાદમાં રૂ૩૦૦, બાઇ શીરીનબાઇ બેજનજી કાપડીયા રૂ૨૫, મરહુમ શેઠ નશરવાનજી જા. વાડીયાના ટ્રસ્ટીઓ રૂ૨૦૦, એક જરથોશતી બાનુએ મરહુમ મોટા બાવાજીની યાદમાં રૂ૨૫, શેઠ કેકોબાદ હોરમસજી રાવ રૂ૧૦૦, શેઠો મેરવાનજી તથા હોરમસજી મનચેરજી કામા રૂ૫૦, મરહુમ શેઠ ફરામજી એદલજી દાવરના એકઝીક્યુટરો રૂ૨૫, બાઇ નવાજબાઇ રતનજી તાતાએ મરહુમ કાકા જાલભાઇ અરદેશર શેઠની નઇયતે રૂ૫૦૦, એક જરથોસતી બાનુ રૂ૨૫, બાઇ બાનુબાઇ બમનજી મગરાત રૂ૨૫, બાઈ રતનબાઇ ખ. વાહડયા રૂ૨૫, શેઠો કાવશજી દીનશાહ તથા ભાઇઓ (એડન) રૂ૧૦૦, શેઠ જાંહગીર બમનજી પીટીટ રૂ૫૦ અને શેઠો ખરશેદજી મનચેરજી ભેસાનીયાની કં. રૂ૫૧.

શ્રી જરથોસ્તી મંડલના ત્રીટ ફંડમાં તા૦ ૧૨મી સપટેમબર સુધી ભરાયલા રૂ૯૦૪માંની મુખ્ય રકમો:-શેઠો મેરવાનજી તથા હોરમજી મંચેરજી કામા રૂ૨૫, બાઇ હમાબાઇ ફરામજી પીટીટ રૂ૫૦, કરઝન કલબના મેમબરો રૂ૬૦, યુનીતી કલબનાં મેમબરો રૂ૪૫ અને શેઠ કેકોબાદ હોરમજી રાવ રૂ૫૦.

શેહેનશાહી જશન મંડળીમાં ડોનેશન તરીકે શેઠ અરદેશર ખરશેદજી પેટીગરાએ મરહુમ ખેશી બાઈ ગુલબાઇ મનચેરજીના પુણ માટે રૂ૩૦, શેઠો જહાંગીરજી અને મેરવાનજી રૂસતમજી દાદીનાએ મરહુમ ખેશી બાઇ ખોરશેદબાઇ બહમનજીનાં પુણ માટે રૂ૩૦, બાઇ આઇમાએ નવરોજજી જમશેદજીએ મરહુમ બેન ધનબાઇ ફરામજીનાં પુણ માટે રૂ૩૦ અને બાઇ આવાંબાઈ દાદાભાઇ થાનેવાળાએ મરહુમ બેટા સોરાબજીના પુણ માટે રૂ૩૦ મળી રૂ૧૨૦ ભરાયા હતા.

જરથોસ્તી ધરમ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીના ફંડમાં તા૦ ૧૫ મી આગસ્ટ સુધી રૂ૨૧૫૦ ભરાયલા તેમાની મુખ્ય રકમો:—બાઈ ખરશેદબાઈ શાપુરજી જીવાજીની યાદમાં રૂ૨૫, મરહુમ શેઠ ફરામજી મંચેરજી કામાના ધરમખાતામાંથી રૂ૨૦૦, મરહુમ શેઠ હોરમશજી નશરવાનજી માડનની પુંજીમાંથી રૂ૧૦૦, મરહુમ શેઠ નશરવાનજી મંચેરજી કામાના ધરમખાતાંમાંથી રૂ૧૦૦, મરહુમ શેઠ નવરોજજી માણેકજી વાડીયાની મીલકતનાં ટ્રસ્ટીઓ રૂ૫૦૦, ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલ સી. આઇ. ઇ. રૂ૧૦૦, શેઠ કેકોબાદ હોરમજજી રાવ રૂ૯૨૮ અને મરહુમ શેઠ મેરવાનજી ફરદુનજી મરજબાંનની યાદમાં રૂ૫૦.

જરથોસ્તી ફસલી સાલ મંડલનાં ફંડમાં રૂ૫૨૫ ભરાયલા, તેમાં મંડલનાં મોબેદના પગાર ફંડમા ભરાયલા રૂ૪૦૪માંની મુખ્ય રકમો:—સર દોરાબજી જમશેદજી તાતા રૂ૫૦, ભરૂચની પારસી પંચાયત રૂ૯૦, શેઠો મેરવાનજી તથા હોરમજી મંચેરજી કામા રૂ૧૨૦ અને એક અથોરનાન બાનુ રૂ૩૩; જ્યારે મંડલનાં નીભાવ ફંડમાં ભરાયલા રૂ૧૨૧માં મરહુમ શેઠ કેખશરૂ નવરોજી કાબરાજીની યાદમાં તેમના કુટુંબે ભરેલા રૂ૫૦ મુખ્ય હતા.

ધી પારસી વેજીટેરીયન એનડ ટેમપરનસ સોસાયટીને મદદ તરીકે મલેલા રૂ૧૨૫૩માની મુખ્ય રકમો:—ખોરદાદસાલને દીને જશન ટાંકણે ભરાયલા રૂ૧૨૦-૪-૩, શેઠ જહાંગીર ૨. ગીલ્ડર અને ભાઇએ મરહુમ માતાનાં ઉઠમણામાં ભરેલા રૂ૨૫, શેઠ દીનશાહ મેરવાન રૂ૭૫, લીટરેચર પ્રીનટીંગ ફંડમાં રૂ૨૨૪-૭-૧, શેઠ હોરમજી માણેકજી સીગનપોરીઆ રૂ૫૪, તા૦ ૫મી મારચના જશન વખતે ભરાયલા રૂ૬૩-૯-૧૦, બહમન મહીનાના જશન વખતે ભરાયલા રૂ૧૧૬, એક મેંબરે મેગેઝીન પબલીશીંગ ફંડમાં રૂ૧૦૧ અને રીપ્રીંન્ટસ ફંડમાં અશોઈ તરફથી રૂ૨૦૦. એ ઉપરાંત એક મેમબર તરફથી રૂ૧૦૦૦ ની વીમાની એન્ડાઉમેન્ટ પોલીસી ભેટ મળી હતી.

નવસારીની બજમે જશને રૂજે બેહરામના ફંડમાં ભરાયલા રૂ૭૬૯માંની મુખ્ય રકમો:—શેઠ એદલજી રૂસ્તમજી ફનીબંદા રૂ૫૧, શેઠ બેજનજી રૂસ્તમજી ફનીબંદા રૂ૫૧, શેઠ શાપુરજી એદલજી ચીનાઈ રૂ૫૧, શેઠ ટેમુલજી ફરામજી ગાય રૂ૫૧, બાઇ બાઇઆઇ શાપુરજી ગોટલા રૂ૫૧, મરહુમ શેઠ જીવાજી પેસ્તનજી સચીનવાળાના ઉઠમણામાં ભરાયલા રૂ૨૫, શેઠ દીનશાહ શાપુરજી કાપડયા રૂ૨૫,

શેઠ અરદેશર બેજનજી કુતાર રૂ૫૦, બાઇ સુનાબાઇ બેજનજી બામજી રૂ૨૫, બાઇ નવાજબાઇ જમશેદજી પાવરી રૂ૨૫, બાઈ દીનબાઇ દાદીબા હોરમજી રૂ૨૫ અને જશન રીના ઉપજેલા રૂ૩૦૦.

નવસારીના નોશરવાન અદલ ફંડમાં તા૦ ૧૬ મી આગસ્ટ સુધી ભરાયલા રૂ૫૮૬માંની મુખ્ય રકમોઃ—એક જરથોસ્તી બાઇ રૂ૨૫, "રએ" તરફથી રૂ૫૦, એક પારસી કુંટુંબ રૂ૫૦, એક જરથોસ્તી બાનુએ ગુજરાત તરફ વસતાં અશકત જરથોસ્તીઓને મદદ માટે રૂ૨૫, બાઇ વીરબાઈજી બાપુજી સકલાતવાલાએ પોતાના સાસુની યાદમાં રૂ૨૦૦, બાઈ માણેકબાઈ માણેકજી તાતાનાં ઉઠમણામાં બાઈ રતનબાઇ એદલજી બામજીએ ભરેલા રૂ૫૦ તથા બાઇ વીરબાઈજી બાપુજી સકલાતવાલાએ ભરેલા રૂ૨૫ અને શેઠ રૂસ્તમજી બેરામજી દોરડીએ બાવા બેરાંમજીનાં ઉઠમણાંમાં ભરેલા રૂ૫૦.

મહુવા કાઠીયાવાડ ગઉરક્ષક મંડળીમાં રૂ૨૫૦ ભરાયલા તેમાંની મુખ્ય રકમોઃ—શેઠો નશરવાનજી બેસાનીયાની કં. રૂ૧૦૧, શેઠ પીરોશાહ નશરવાનજી ભરૂચવાલા રૂ૨૫, શેઠો દીનશાહ બાખાજી ખાનની કં. રૂ૫૧ અને શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા રૂ૫૧.

મુંબઈની ગઉરક્ષક મંડળીમાં ભરાયલા રૂ૫૫માંની મુખ્ય રકમોઃ—શેઠ નશરવાનજી ફરામજી તંબોલીનાં પુણ્ય માટે રૂ૨૫ અને શેઠ ડોશાભાઇ જમશેદજી ખંબાતાએ મરહુમ ધણીયાણી માણેકબાઇની યાદમાં રૂ૨૫.

સુરત મહાજન અનાથ બાળાશ્રમને પારસીઓના નોંધેલી પરચુરણ રકમો મલી રૂ૮ ભરાયા હતા.

બ્રીટીશ કમીટીને મદદ કરવા સારૂ બાબુ સુરેનદરનાથ બેનરજીએ કોનગ્રેસને અરજ કરવાથી મુંબઇવાળા શેઠ એસ. આર. બમનજીએ રૂ૫૦૦૦ આપયા છે અને શેઠ દીનશાહ એદલજી વાછાએ દર સાલ રૂ૧૦૦ ત્રણ વરસ સુધી આપવા કબુલ્યું છે.

સેવા સદનને મદદ તરીકે જુલાઈ ૧૯૦૯ થી જુન ૧૯૧૧ સુધી પારસીઓના ભરાયલા રૂ૨૪૩૮૫માની મુખ્ય રકમોઃ-એક મીત્ર રૂ૭૮૦૦, મરહુમ શેઠ નવરોજી મા. વાડીઆના ત્રશટીઓ રૂ૧૧૦૦૦, દાવેજર લેડી જમશેદજી જીજીભાઈ રૂ૧૦૦૦, શેઠ એદનવાળા રૂ૧૦૦૦, જરથોશતી રૂ૭૫૦, સર જમશેદજી જીજીભાઇ બારોનેટ રૂ૧૦૦, શેઠ આર. ડી. શેઠના રૂ૧૦૦, બી. બી. રૂ૫૪૦, શેઠ બી. સી. દાવેચા અને શેઠ અરદેશર એચ. વાડયા રૂ૨૦૦, સુરતના એક પારસી ગ્રહશથ રૂ૫૦૦, કલકતાના એક જરથોશતી રૂ૬૦૦ અને એક જરથોશતી રૂ૬૦૦.

પારસી એમબ્યુલંસ બ્રીગેડ ફંડમાં રૂ૧૭૨૬ ભરાયલા તેમાંની મુખ્ય રકમોઃ—શેઠ રતનજી જમશેદજી તાતા રૂ૧૦૦, શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા રૂ૧૦૦, શેઠો દી. બી. તારાપોરવાલા એન્ડ સનસ રૂ૫૦, મરહુમ ડા૦ કાવશ લાલકાકાની યાદમાં રૂ૫૦, દીકરી બાનુગોશસ્પની યાદમાં ખા૦ બા૦ બી. ડી. પટેલે રૂ૫૦, બાઈ હીરાંબાઇ જમશેદજી પીટીટ રૂ૫૦, મરહુમ શેઠ ફરદુનજી ફ. કરાકાની યાદમાં બાઇ જરબાઇ દીનશાહ મુલ્લાંએ રૂ૨૫ અને બાઇ સુનાબાઇ મીનોચેહર વકીલ રૂ૨૫. એ ઉપરાંત એમબ્યુલનસ ઓફીસર દારાશા નશરવાનજી મારફતે સભાસદો વચ્ચે વારસીક હરીફાઈ કરાવવા એક રૂપાનું કપ ભેટ આપયું હતું. તેમજ સભાસદોએ પોતાના માજી સુપ્રીનટેંડન્ટ મી૦ જયોરજ લંડની યાદગારી જાળવવા તેમને નામનો એક ચાંદ વારસીક અપાવવાની ગોઠવણ કીધી છે.

પારસી એમબયુલંસ બ્રીગેડના સભાસદો બીમાર અથવા અશકત માણસને કાંઇ પણ હેરાનગતી પહોંચાડયા વગર લઇ જતા હોવાથી સભાસદોની સેવાનો લાભ લોકો લે છે, અને વધુ દરદીને એકજ વખતે ખસેડવાની જરૂર પડે ત્યારે આ ખાતાં પાસે એકજ એમબયુલંસકાર હોવાથી અડચન પડવાને લીધે ફોરટ કોચ ફેકટરીના સાહાસીક માલેક શેઠ પેશતનજી બેહેરામજી પ્રેસે પોતાના કારખાનામાં એક નવી એમબયુલંસ ગાડી બનાવી તેને લગતી સરવે સામગ્રીઓ સાથ પોતાના મરહુમ દીકરી બાનુબાઇ સોરાબજી મીસ્ત્રીની યાદમાં આ ખાતાંને ભેટ આપી છે. આ ગાડી માટે જોઇતો સરવે સામાન મી૦ પેસતનજીએ પોતાનાં કારખાનામાં બનાવયો છે.

સુરત ખાતે પેગમબર અશો જરથોસ્તના શેહેનશાહી દીશાને દીવસે શુરતની અનજુમન તરફથી થતાં નવાતના જમણુ ફંડમાં ભરાયલા રૂ૪૭૭માંની મુખ્ય રકમોઃ—શેઠો સોરાબજી રૂસતમજી સુબેદાર તથા કુંવરજી નવરોજી મહેતા તે મરહુમ શેઠ હીરજીભાઈ માણેકજી વાસણવાલાની મીલકતના એક્ઝીક્યુટરો રૂ૧૦૦, મરહુમ શેઠ હીરજીભાઈ માણેકજી વાસણવાલાના પુણ્ય માટે રૂ૧૦૦, શેઠ નશરવાનજી ખરશેદજી શાહેરે મરહુમ દીકરા જાહાંગીરશાના પુણ્ય માટે રૂ૧૦૦, ખા૦ બા૦ બહમનજી એદલજી મોદીએ મરહુમ ભાઇ કાવશજીના પુણ્ય માટે રૂ૧૦૦, શેઠ શાપુરજી આદરજી ડાકટરે ભાઇ શાવકશાના પુણ્ય માટે રૂ૨૫, બાઈ જરબાઇ એરાંમજી પટેલે દીકરા સોરાબજીના પુણ્ય માટે રૂ૧૦૦, અને શેઠ જમશેદજી નવરોજી ગાંધીએ માશી નવાજબાઇના પુણ્ય માટે તેવણની પુંજીમાંથી રૂ૨૫.

સુરત ગોપીપુરાના જરથોસ્તી અનજુમનનાં ગહંમબાર જશન ફંડમાં ભરાયલા રૂ૪૫૪૧માંની મુખ્ય રકમોઃ—બાઈ સુનાબાઇ દીનશાજી મીસ્ત્રીએ રૂ૨૫૦૦ની લોન આપી કે એના વયાજમાંથી એવણના નામે દર શાલ અરદીબેહસ્ત મહીનો ને તીર રોજે વગર ફીનો ગાહમબાર કરવો અને ગંભાર કરતાં વયાજની જે રકમ વધે તે શેઠ દોરાબજી મીસ્ત્રીની દાદગાહનાં નીભાવ ફંડમાં આપવી, શેઠ નવરોજી માણેકજી દામકેવાલાએ રૂ૨૦૦૦ની લોન આપી કે એના વયાજમાંથી એવણના નામનો દર સાલ સેહરેવર મહીનો ને આશમાન રોજે વગર ફીનો ગાંહમબાર કરવો અને બાઇ હોમાયુન નવરોજી પટેલે બાઇ નવાજબાઇ મંચેરશા લાહેરના પુણ્ય માટે રૂ૨૫.

સુરત નાનપરાના દેએ માસના ઉગરાટના ગંભારના નીભાવ ફંડમાં રૂ૯૧૮ ભરાયલા તેમાની મુખ્ય રકમોઃ—શેઠો દોરાબજી તથા હોરમજી માણેકજી ઘાતીગરાએ પોતાના માતાજી સુનાબાઈની નઇયતે રૂ૧૦૦, મરહુમ શેઠ જીવાજી પેસતનજી સચીનવાલાના ઉઠમણામાં કુંટુંબે ભરેલા રૂ૧૦૦, શેઠ પેસતનજી માણેકજી પટેલે પોતાના ફુવા એરામજી શેરીયારજી ઉમરીગરના ઉઠમણામાં ભરેલા રૂ૧૦૨ અને પોતાના ફુઇ નવાજબાઈ ઉમરીગરના ઉઠમણામાં ભરેલા રૂ૧૦૦, શેઠ રતનશાહ નશરવાનજી ગયારાએ ભોજાઇ બાઈ મેહરબાનુ દીનશાજી ગયારાના ઉઠમણામાં ભરેલા રૂ૧૦૧, શેઠ નશરવાનજી ખરશેદજી સાહેરે દીકરા જાંગીરજીના ઉઠમણામાં ભરેલા રૂ૧૦૦, શેઠ રતનશાહ નશરવાનજી ગયારા રૂ૧૦૦, બાઈ વીરબાઇજી જીવણજી વારદીને પોતાના મરહુમ ખાવીંદ જીવણજીની નઇયતે રૂ૧૦૦ અને શેઠ હોરમજી મનચેરજી પટેલ ઇછાપોરીઆના છોકરાઓએ પોતાના મરહુમ બેન પીરોજબાઇ બમનજી પટેલની નઇયતે રૂ૧૦૦. આ ફંડમાં આગળ ભરાયલા મલી કુલે રૂ૩૬૪૬ નું થયું છે.

સુરત સઇયદપુરી ભાગળ આગળના કરીયાવાડના જરથોસતીઓના દેહ માસના ઘમબારના ઉઘરાતનાં ફંડમાં શેઠ શાપુરજી આદરજી તાર માસતરે બેટા શાવકશાહના પુણ્ય માટે રૂ૨૫ અને શેઠ નશરવાનજી ખરશેદજી સાહેરે મરહુમ બેટાના પુણ્ય માટે રૂ૨૫ મલી રૂ૫૦ ભરાયા હતા.

ગોધરા ખાતે જરથોસતીઓના ગંભાર તથા એવાંજ બીજાં ધરમનાં કામમાં વાપરવા ૨ મોટાં તાંબાના તપેલાં તથા એક સેતરંજી ભરૂચના મોવરાંના વેપારી શેઠ દીનશાજીએ ભેટ આપયાં હતાં.

નવસારીવાળા મરહુમ દસ્તુરજી દારાબજી માહયારજીનાં બાજ જશન ફંડમાં ભરાયલા રૂ૧૭૫ માંની મુખય રકમોઃ—નવસારીના આતશબેહરામના બોએવાલા રૂ૩૨ અને શેઠ જીવાજી પેશતનજી સચીનવાલાની પુંજીમાંથી રૂ૨૦.

શેઠ હોરમસજી શાપુરજી આદરજી મીસ્ત્રીએ પોતાના માતાજી બાઈ કુંવરબાઇના પુણ્ય માટે રૂ૧૦૫ સુહાલીના ગરીબ પારસીઓને મુકતાદ ટાંકણે વહેંચવા મોકલાવ્યા હતા.

મુકતાદને તાંકણે દેશાવર ખાતેના ગરીબ જરથોસતીઓને વહેંચી આપવાના પારસી પંચાયત હસતકના ફંડમાં ભરાયલા રૂ૬૯૪માંની મુખ્ય રકમો :—શેઠ નવરોજજી નોશરવાનજી વાડીયાના પુણ્ય સારૂ રૂ૫૧, શેઠ એદલજી ફરામજી આલબલેસના સાહેબજાદાઓ રૂ૫૧, શેઠ ફરામજી મનચેરજી કામાના ધરમખાતાના ફંડમાંથી રૂ૧૦૦, શેઠ મેરવાનજી મનચેરજી કામા રૂ૫૦, શેઠો દીનશાજી તથા

ફરદુનજી બાપાજી ખાનના પુનને સારૂ રૂ૨૫, શેઠ સોરાબજી માણેકજી શેઠના ધરમખાતામાંથી રૂ૨૫, મરહુમ શેઠ હીરજીભાઇ માણેકજી શેઠનાના પુનને સારૂ તેવણની પુંજીમાંથી રૂ૨૫, શેઠો એમ. એમ. બાટલીવાલાની કં. રૂ૭૫ અને શેઠ પીરોજશા માણેકજી કાકાએ ધણીઆણી ડોશીબાઇના પુનને સાર રૂ૨૫.

વેસુ ગામનાં મુકતાદ ફંડમાં ભરાયલા રૂ૭૬૨માની મુખ્ય રકમો:—શેઠ પાલનજી ધનજીભાઇ પટેલ રૂ૨૫, શેઠ બમનજી માણેકજી પટેલ રૂ૨૫, શેઠ એદલજી કુવરજી પટેલ રૂ૨૫, મરહુમ શેઠ માણેકજી એદલજી વેસુનાનાં પુણ માટે મુકતાદની ક્રીયામાં તેમનું નામ દેવા તથા કલસીઓ માંડવા માટે રૂ૧૦૦ અને વેસુ ગામના જરથોસતીઓ રૂ૫૧. એ ઉપરાંત શેઠ જીવણજી જમશેદજી ખજોતીયાએ દરેકમાં બતીના પાંચ ગલાસો મુકાય તેવાં જરમન સીલવરનાં સટાંડો નંગ બે, એક જરથોસતીએ કાપરેલ મણ એક તથા એક જરથોસતી બાનુએ જરમન સીલવરનો ફ્લાવરવાઝ નંગ એક ભેટ આપયો હતો.

મુંબઇવાળા શેઠ પેશતનજી ડોશાભાઇ મારકરનાં માતાજી બાઇ દીનબાઇ ડોશાભાઇ મારકરે રૂ૧૦૦૦ના ચાર ટકાનાં પોરટ ત્રસ્ટ બાંડ સુરતની પારસી પંચાયતને આપયા કે એનું વયાજ દર સાલ મુકતાદ ટાંકણે વેસુગામના ગરીબ જરથોશતીઓને અનાજ વહેંચવામાં વાપરવું, વળી આજ ખાતામાં વયાજ વાપરવાની સરતે આ બાઈનાં બેહેન સીકનદરાબાદવાળાં બાઈ રતનબાઇ જમશેદજી ચીનાઈએ રૂ૫૦૦નું ૪ ટકાનું પોરટ ત્રસ્ટ બાંડ આપયું હતું.

નામે જમશેદ આરીસ હસ્તક ઉઘાડવામાં આવેલાં મરહુમ ડા૦ કે. એન. બહાદુરજી દેવલાલી સેનેટરીયમનાં ફંડમાં ભરાયલા રૂ૪૬૭૧-૧૨માની મુખય રકમો:—જર દોલી તરફથી રૂ૧૦૦, એક જરથોસ્તી રૂ૪૦, શેઠ પી. જે. પાદશાહની યાદમાં રૂ૫૦, મરહુમ શેઠ કાવશજી દીનશાહ પીટીટની યાદમાં રૂ૫૦, મરહુમ બાઇ નાદરશાહ ફ્રામરોજ મેજરના પુણ માટે રૂ૫૧, મરહુમ બેન રતનબાઇ ફ્રામજી પાંડેની યાદમાં રૂ૫૦, મરહુમ ખા૦ બા૦ ધનજીશાહ હોરમજી કરાકાની યાદમાં એવણના ધણીયાણી માણેકબાઇએ રૂ૧૦૦, દીકરાની શાદીની શુકરગુજારીમાં રૂ૧૦૦, લવ તરફથી રૂ૧૦૦, ધણીની યાદમાં રૂ૫૦, મરહુમ શેઠ ફ્રામજી રૂશતમજી કામાજીની યાદમાં રૂ૫૦, મરહુમ ધણીયાણી દીના ફરદુનજી માદનની યાદમાં રૂ૧૦૧, મરહુમ ડા૦ કાવશ લાલકાકાની યાદમાં રૂ૫૦, મરહુમ પીતા બેરામજી ખરશેદજી દોરડીના પુણ માટે રૂ૬૦, દી. જે. વી. રૂ૫૦, મરહુમ બાઈ કુવરબાઈ મનચેરજી મીસટરીની યાદમાં રૂ૧૦૦, મરહુમ બાઇ કુવરબાઇ રતનજી બમનજી દુબાશની યાદમાં રૂ૨૦૦, મરહુમ શેઠ હોરમજી રૂશતમજી વાડયા રૂ૫૧, એક જરથોસ્તી રૂ૫૦, માતાજી મેરબાઈની યાદમાં રૂ૧૦૦, શેઠ ડોશાભાઈ જમશેદજી ખંબાતાએ મરહુમ બાઈ માણેકબાઈની યાદમાં રૂ૧૦૧, મરહુમ માસાજી જાહાંગીરજી એદલજી સુનાવાળાના પુણ માટે મરહુમ શેઠ રૂશતમજી પાલનજી કાપડયાના ભોકરાઓએ રૂ૫૦, શેઠ એમ. સી. તારાચંદ રૂ૧૦૦, મરહુમ શેઠ રતનજી નાનાભાઈ બોઇશના ઉઠમણામાં ભરાયલા રૂ૧૦૦, મરહુમ શેઠ માણેકજી ધનજીભાઇ મીસ્ત્રીનાં પુણ માટે તેમના બેટાએ રૂ૧૦૦, બંદે ખોદા રૂ૧૦૦, મરહુમ દીકરાની યાદમાં રૂ૫૦, ખા૦ બા૦ બરજોરજી ડી. પટેલ સી. આઈ. ઈ. રૂ૩૦૦ અને સેનીટેરીઅમની આરીસમાં મેલેલી તીજોરીમાંથી મળયા રૂ ૨૩૩-૧૨. વળી આ સેનીટેરીયમમાં વસતા ગરીબોને દુધ ખોરાકી વગેરે આપવા માટે ભરાયલી રકમોમાની મુખ્ય રકમો—બાઈ હીરાબાઇ જમશેદજી પીટીટે વયાજ વાપરવા રૂ૧૦૦૦, મરહુમ શેઠ પેસતનજી જામાસજી પાદશાહનાં વીધવા ગુલબાઇએ રૂ૨૦૦૦ અને માતાજી સુનાબાઇએ રૂ૫૦૦ મળી રૂ૨૫૦૦ વયાજ વાપરવા, મરહુમ શેઠ હોરમજી રૂશતમજી વાહાડયાના વીલમાં જણાવવા મુજબ રૂ૫૦૦, બાઇ મનુબાઈ નવરોજજી ઉમરીગરના ઉઠમણામાં ભરાયલા રૂ૧૦૦, શેઠ કેકુબાદ ફ્રામજી મુકાદમનાં ઉઠમણામાં ભરેલી રકમમાંથી રૂ૧૦૦, શેઠ પેસતનજી એદલજી ધારવર રૂ૧૦૦, મીસીસ પી. દાદાભાઈ રૂ૫૦, મરહુમ બાઇ પીરોજશાહ હોરમસજી કુપરની યાદમાં બેન શીરીને રૂ૫૦, બાઇ રતનબાઇ

કાવસજી ઉમરીગરે નબુંદ શીરીનબાઇ રતનજી પેમાસતરનાં ઉઠમણામાં ભરેલા રૂ૫૧, આ. શેઠ રતનશાહ માણેકજી મોદીની યાદમાં રૂ૫૦, ડા૦ બી. એચ. નાણાવટી અને ધણીઆણીએ પીરોઝની યાદમાં રૂ૫૦, અશો રવાનોની નઇયતે (ડી. જ. પી. તરફથી) રૂ૧૦૦ અને બાણેજ બરજોરજી હોરમજી ભેસાન્યાની યાદમાં રૂ૫૧.

ઉપલી દેવલાલીની બહાદુરજીવાળી સેનીટેરીઅમની હાલ સાત એકર જગ્યા ઉપર છવીસ બંગલા બંધાયલા હોવાથી બીમારોને તથા બીજાઓને ફરવા હરવા માટે કાંઇજ મોકળાસ ન હોવાથી મરહુમ શેઠ જીવનજી હોરમસજી ગઝદરના વારેસો શેઠો નવરોજી, જહાંગીરજી તથા નશરવાનજીએ પોતાની લગોલગ આવેલી લગભગ પોણા ત્રણ એકર જમીનનો કડકો એ ખાતાંના ત્રસ્ટીઓને બક્ષેસ આપી સેનીટેરીયમના સંબંધમાં કાંઇબી ઉપયોગ કરવાને જણાવયું છે, આ જગયાને મજબુત રેલીંગથી ભરી લઇ જરથોશતીઓને ફરવા હરવા માટે બગીચો અને બચાંઓને સારૂ પ્લે ગ્રાઉંડ બનાવવામાં આવશે. આ જમીનની કીંમત લગભગ રૂ૪૦૦૦ થવા જાય છે.

જામે જમશેદ હારીસ હસ્તકના મરહુમ શેઠ ન. મા. પીટીટવાલા દીવાનાઓના ફંડમાં રૂ૩૯૬૬–૧૩ ભરાયલા તેમાની મુખય રકમ:—મરહુમ માસાજી જાહાંગીરજી એદલજી સુનાવાલાના પુણ માટે મરહુમ શેઠ રૂશતમજી પાલનજી કાપડીઆના છોકરાઓએ રૂ૭૫, શેઠ ડોશાભાઇ જમશેદજી ખંબાતાએ મરહુમ બાઈ માણેકબાઇની યાદમાં રૂ૧૦૧, મરહુમ બેન માણેકબાઇ જીવાજી જસુબાઇની યાદમાં રૂ૧૦૦, એક જરથોસ્તી રૂ૫૦, ચંદનવાડી ખાતેની મરહુમ શેઠ વકાડયાની ચાલમાં વસતાં જરથોશતીઓ રૂ૮૦, બાવાજી રૂસ્તમજી મે. પટેલની યાદમાં રૂ૫૦, દીકરી તેહમીનાની યાદમાં ધ. ફુ. ઇ. તરફથી રૂ૫૧, એક બાઈ રૂ૫૦, લવ તરફથી રૂ૧૦૦, મરહુમ શેઠ એદલજી પાલનજી લાલકાકાના ઉઠમણામાં શેહેગાહીના જરથોસ્તીઓએ ભરેલી રકમ મધેથી ટેલ ૧૦૭–૨૪ના મળયા રૂ૨૦૦, મરહુમ શેઠ રતનજી નાનાભાઇ બાઇસના ઉઠમણામાં ભરાયલા રૂ૧૦૦, મરહુમ શેઠ માણેકજી ધનજીભાઇ મીસ્ત્રીનાં પુણ માટે તેમના બેટાએ રૂ૧૦૦, બંદે ખોદા રૂ૧૦૦, મરહુમ ધણીયાણી દીનબાઇ ફરદુનજી માદનની યાદમાં રૂ૫૧, શેઠ બાપુજી ખરશેદજી વાછાગાંધીના ઉઠમણામાં ખેશીઓએ ભરેલા રૂપીઆમાંથી રૂ૧૦૦, મરહુમ બાઇ કુવરબાઇ રતનજી બમનજી દુબાશની યાદમાં રૂ૨૦૦, મરહુમ ધણીની યાદમાં રૂ૧૫૦, મરહુમ બાવાની યાદમાં રૂ૫૦, મરહુમ મુરબીઓની યાદમાં રૂ૧૦૦ અને બાણેજ બરજોરજી હોરમસજી ભેસાન્યાની યાદમાં રૂ૫૧.

જામે જમશેદ હારીસ હસ્તકના ખંડાલા સેનેટેરીયમના ફંડમાં ભરાયલા રૂ૧૨૫–૨–૬માં લવ તરફના રૂ૧૦૦ મુખય હતા.

જામે જમશેદ હસ્તકના ગરીબ જરથોસતીઓને મદદ કરવાના ફંડમાં ભરાયલા રૂ૩૪૯૩માની મુખય રકમો:—S. N. C. રૂ૫૦, બાઈ જાહાંગીરના સારા થવાની ખુશાલીમાં Shad તરફથી રૂ૫૦૦, ગુજરેલાંઓની યાદમાં ટેસી તરફથી રૂ૫૦૦, મરહુમ શેઠ જાલભાઇ અરદેશર શેઠનાની નઇયતે ભત્રીજીઓ બાનુબાઈ પીરોજ શેઠના તથા નવાજબાઈ રતનજી તાતાએ રૂ૧૦૦, મરહુમ બાવાજીનાં પુણ માટે તેવણુની પોતાની પુંજીમાંથી રૂ૫૦, મરહુમ માતાજી ડોસીબાઇ કાવશજી જસાવાળાની યાદમાં બેટાઓ દાદાભાઇ તથા જમશેદજી કાવશજી જસાવાળાએ રૂ૧૫૦, શેઠ રૂસતમજી કુવરજી મોદી રૂ૧૦૦, બી. સી. ડી. રૂ૫૦, બ. હ. ફ. મુ. રૂ૫૧, શેઠ બમનજી એદલજી કાશીનાથ રૂ૫૦, એક જરથોસતી અથોરનાન રૂ૧૦૦, ચોકોહામા બેંકના ૯ જરથોસતીઓ રૂ૧૦૦, સર કરીમભાઈની મીલો અને ડાઈંગ વરકના જરથોસતીઓ રૂ૬૬–૦, મરહુમ શેઠ રતનજી ફરામજી દાજુના પુણ માટે છોકરાઓએ રૂ૫૧, જે. રૂ૫૦, ગુજરેલા વાહલાઓની યાદમાં N. P. P. રૂ૫૦, બાઇ વીરબાઈજી જમશેદજી બીલીમોરીયા રૂ૫૦, Sympathiser રૂ૫૦ અને શેઠો અરદેશર તથા દારબશાહ બમનજી દુબાશ રૂ૫૦.

જામે જમશેદ હદીસ હસ્તક કેટલાંક પારસી કુટુંબોને મદદ કરવામાં આવે છે તે માટે ભરાયલા રૂ૧૦૨૧માંની મુખ્ય રકમો:—પારસી બોડીંગ કલબના મેમબરો રૂ૫૦, ડી. એમ. પી. રૂ૫૦, કેકુ રૂ૫૦, આર. ડી. એમ. રૂ૬૦૦, એક જરથોશતી રૂ૫૦, ફરજ રૂ૬૦, My Brother રૂ૫૦ અને એક જરથોશતી રૂ૫૧.

ગરીબ જરથોસ્તીઓને મદદ કરવાના નવ જરથોસ્તી બાઇઓને હસતકના ફંડમાં ભરાયલા રૂ૩૩૭ માંની મુખ્ય રકમો:—મરહુમ બાનુ મેરવાનજી હોરમસજી મોદીની યાદમાં રૂ૧૨૫, મરહુમના પુણ્ય માટે એવણના સાળી દીનબાઇ જાહાંગીરજી મોદી તથા સાહડુ જાહાંગીરજી હોરમસજી મોદી રૂ૭૫ અને મરહુમની યાદમા તેવણના ભાણેજ કેખશરૂ જાહાંગીરજી મોદી રૂ૨૫ અને શેઠ કેકોબાદ હોરમસજી રાવ રૂ૨૫.

પુણાના ગરીબ જરથોસ્તી વીદયારથીઓને મદદ કરવાના ફંડમાં ભરાયલા રૂ૧૯૨૨માની મુખ્ય રકમો:—મરહુમ માતાજી રતુબાય ડોસાબાઇ ગયારાના પુણ્ય માટે દીકરાઓ તથા બેરીઓએ રૂ૧૦૫, મરહુમ શેઠ રૂસતમજી અરદેશર વાડીયાનાં પુણ્ય માટે રૂ૫૧, શેઠ ધનજીભાઈ ફરામજી બાટલીવાળા રૂ૩૫, શેઠ હોરમસજી બેજનજી ભરૂચા રૂ૫૧, શેઠ હોરમસજી કાવસજી બેદવાર રૂ૨૫, શેઠ અરદેશર ફરામજી ઘાસવાલા રૂ૨૫, શેઠો મોતીશાહની કં. રૂ૨૫, મરહુમ શેઠ એન. એમ. વાહડયાની મીલકતના ત્રસ્ટીઓ રૂ૬૦૦, મરહુમ ડા૦ જ. ફ. કોલાહપુરવાળાના પુણ્ય માટે રૂ૨૫, મરહુમ શેઠ એદલજી આદરજી મેહતાના પુણ્ય માટે રૂ૫૧, મરહુમ શેઠ રતનજી નાનાભાઇ બોઇસના ઉઠમણામાં ભરાયલા રૂ૫૦ અને શેઠો રૂશતમજી તથા નશરવાનજી નાનાભાઇ બાઇસ રૂ૨૫.

સુરત રૂશતમપરાનાં જરથોશતી વીદયારથીઓના મદદના ફંડમાં ભરાયલા રૂ૩૩૨ માં એ પરાંના રહીશ શેઠ આદરજી એદલજી કુમસીઆએ મરહુમ બ.ઈ હોરમજીના પુણ્ય માટે રૂ૨૫૦ આપ્યા હતા. એ ફંડને મદદની જરૂર હોવાથી સખી ગ્રહસ્થો મદદ આપતા રહેશે કે જેથી ગરીબના છોકરાઓને સ્કુલની કેળવણી ઉપરાંત હુનરની તથા વેપારના બરની તથા કોલેજની પણ કેળવણી આપવાનું બની આવે.

શેઠ એદલજી દીનશાહે કરાંચીમાં સ્થાપેલા મરહુમ બાઇ બચુબાઈ એ. દી. નીરાશ્રીત ફંડમાં ભરાયલા રૂ૨૩૪–૮ માંની મુખ્ય રકમો:—મરહુમ બાઇ જાઇજી હોરમજીના પુણ્ય માટે મરહુમના બાવા જાંગીરજી હોરમજી કોઠારીએ રૂ૧૦૧, મરહુમ માતાજી બચુબાઇ એદલજી દીનશાની યાદમાં રૂ૩૦, શેઠ એદલજી દીનશાહે એક ગરીબ બાઇને અનાજ આપવા રૂ૨૮-૮ અને એવણે હાઇ સ્કુલમાં ભણતા છોકરાઓની ફી આપવા રૂ૬૦.

પારસી સંકટ નીવારણ ફંડમાં ભરાયલા રૂ૧૩૭૪માંની મુખ્ય રકમો:—બાઇ આઇમાય રૂશતમજી એડનવાલા રૂ૧૫૧, બાઇ કુવરબાઇ રતનજી એડનવાલા રૂ૧૦૧ અને મરહુમ શેઠ રૂસતમજી ધનજીશાહ કપતાનનાં ધરમનાં ફંડનાં ત્રસ્ટીઓ રૂ૧૦૦.

શેઠ નશરવાનજી માણેકજી પીટીટના ગરીબ દીવાનાં જરથોસતીઓને મદદ આપવાના ફંડ માટે એ ફંડની ઓફીસ ખાતે ભરાયલા રૂ૧૩૫૪૮–૯માની મુખ્ય રકમો :—મરહુમ શેઠ નવરોજી માણેકજી વાડીઆના મીલકતના ત્રસ્ટીઓ રૂ૧૦૦૦, શેઠ જીજીબાઇ પેસતનજી મીસ્ત્રી તથા શેઠ રૂસતમજી પેસતનજી મીસ્ત્રીએ પોતાના બાવા પેસતનજીનાં ઉઠમણામાં ભરેલી રકમમાંથી વયાજ વાપરવા માટે રૂ૫૦૦, શેઠ અરદેશર હોરમસજી વાડીઆ ચેરીતી ફંડના ત્રસતીઓ રૂ૨૫૦, એક જરથોસતી બાઇ રૂ૧૦૦, બાઇ માણેકબાઇ પેસતનજી વકીલે પીતા પેસતનજી કાવસજી સોલીસીતરની યાદમાં રૂ૫૦, બાઈ કુવરબાઇ પેસતનજી વકીલે પીતા પેસતનજી સોલીસીતરની યાદમાં રૂ૫૦, J. રૂ૫૦, જરથોસ્તી રૂ૫૦, બાવા મેહરવાનજી નસરવાનજી પટેલની યાદમાં દીકરા નશરવાનજીએ રૂ૩૦, શેઠ રૂસતમજી એદલજી ભરૂચાએ મરહુમ મામા હોરમસજીનાં પુણ્ય માટે રૂ૨૫, બાઇ મીઠીબાઇ રૂસતમજી ભરૂચાએ મરહુમ બાવા હોરમસજીનાં પુણ્ય માટે રૂ૨૫, એક પારસી બાઇ રૂ૧૦૦,

બાઈ આવાંબાઇ માણેકજી ચોકસીનાં પુણ્ય માટે છોકરાંઓ તથા બેટીઓએ રૂ૬૦, શેઠ ડોસાભાઇ રૂસ્તમજી ચોકસીએ દીકરા રતનજીની દીકરી મનીજેહનાં પુણ્ય માટે રૂ૨૦૧, બાઇ ગુલબાનુ દાદાભાઈ મુનસફે મરહુમ ધણી દાદાભાઈના પુણ્ય માટે રૂ૫૦, બાઇ ખરશેદબાઈ પેસ્તનજી પ્રેસે બાઇ મનીજેહ રતનજી ચોકસીનાં પુણ્ય માટે રૂ૨૫, ખા૦ બા૦ બરજોરજી દી. પટેલ રૂ૨૫૦, બાઇ માણેકબાઇ દાદાભાઇ વનજીબાઈનાં પુણ્ય માટે રૂ૧૦૧, મરહુમ શેઠ ફરામજી રૂસતમજી કામાની યાદમાં રૂ૧૦૦, શેઠ કાવસજી સોરાબજી પોચીએ ધણીઆણી નવાજબાઇની યાદમાં રૂ૫૧, બાઈ આઇમાય જાલબાઇ શેઠે મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી શેઠની યાદમાં રૂ૩૦, બાઇ શીરીનબાઇ દારાશાહ એડનવાળાએ મરહુમ બાઈ તેમીના કેખશરૂ એડનવાળાનાં પુણ્ય માટે રૂ૨૫, બાઇ હીરાંબાઈ બરજોરજી મીસ્ત્રીએ મરહુમ બાવા નવરોજી મોટાભાઇ દારૂવાળાનાં પુણ્ય માટે રૂ૨૫, શેઠ શાપુરજી મંચેરજી શેઠનાએ બાઈ મહેરબાઇ મેરવાનજી શેઠનાનાં પુણ્ય માટે રૂ૩૫૦, મરહુમ શેઠ નાનાભાઇ ફરામજી સ્પેનસરની યાદમાં રૂ૧૨૦, મરહુમ બાઈ માણેકબાઈ મંચેરજી શેઠનાનાં પુણ્ય માટે બેહેન મહેરબાઇએ રૂ૧૦૦, શેઠ કાવસજી નવરોજી છોઇ રૂ૧૦૦, શેઠ રૂસતમજી મંચેરજી કુકા રૂ૧૦૦, બાઇ પીરોજબાઈ નવરોજી સાહેરે શેઠ ખરશેદજી જમશેદજી દમણીઆના પુણ્ય માટે રૂ૫૧, શેઠ સોરાબજી માણેકજી શેઠનાના ધરમખાતાના ટ્રસ્તીઓ રૂ૧૫૦, શેઠ ધનજીભાઇ ફરામજી કંટ્રાકટર રૂ૨૫, શેઠ જમશેદજી રૂસ્તમજી ઉમરીગરે મરહુમ સસરા બેરામજી એદલજી ઉમરીગરનાં પુણ્ય માટે રૂ૧૦૦, શેઠ વીકાજી દીનશા તારાપોરવાલા રૂ૧૦૦, શેઠ પીરોજશાહ મેરવાનજી મરઝબાન તથા ધણીઆણી બાઇ ડોશીબાઇ તથા છોકરાંઓએ મરહુમ શેઠ મેરવાનજી ફરદુનજી મરઝબાનની યાદમાં રૂ૭૫, શેઠ શાપુરજી બી. બીલીમોરીયા રૂ૫૦, મરહુમ શેઠ માણેકજી પેશતનજી હેંડરસનના પુણ્ય માટે રૂ૫૦, બાઇની યાદમાં રૂ૫૦, મરહુમ ડા૦ કાવસ લાલકાકાની યાદમાં રૂ૨૫, હમા કેરફેલા હમદાસતાન હોમ રૂ૨૫, બાવાનાં પુણ્ય માટે રૂ૨૫, મરહુમ પીતાજી ખરશેદજી હોરમસજી હરદાની યાદમાં રૂ૨૫, શેઠ રતનજી ટેમુલજી દુબાશ રૂ૨૫, મરહુમ શેઠ કેકોબાદ ફરામજી મુકાદમનાં પુણ્ય માટે રૂ૨૫, માણેક રૂ૨૫, શેઠ નવરોજી બાપુજી ટચકરાએ વયાજ વાપરવા રૂ૫૦૦, શેઠ કુંવરજી નાનાભાઇ બનાજીએ વયાજ વાપરવા રૂ૫૦૦, શેઠ અરદેશર હોરમસજી ચીનાઈના પુણ્ય માટે બેટા કેખશરૂએ વયાજ વાપરવા રૂ૫૦૦, જામે જમશેદ મારફતે ભરાએલા રૂ૫૪૩૭–૯ અને પારસી પંચાએતમાંથી મુંબઈની કોલાબાની દીવાનશાળાના ગરીબ દીવાના જરથોશતીઓને આશરો આપવાના ફંડની ૧૯૧૦ની આવકના રૂ૧૫૯૨.

ટ્રાનસવાળમાં વસતા હીંદીઓ માટેના સંકટ નીવારણ ફંડમાં શેઠ આર. જે. તાતાએ બીજા ફાળાના રૂ૨૫૦૦૦ આપવા ઉપરાંત પારસીઓના પરચુરણ રૂ૪૦ વધુ આ વરસે ભરાયા હતા.

બાઇ રતનબાઇ બેરામજી પટેલ ટ્રામ હેઠળ કચડાઇ મરણ પામવાથી એવણના બચ્ચાંઓને મદદ કરવા માટે દલાવના જાણીતા શેહેરી શેઠ જીવણજી લીમજીભાઇએ ઉગાડેલાં ફંડમાં ભરાયલા રૂ૬૦૦ માંની મુખ્ય રકમો:–દીલસોજી ધરાવનાર રૂ૨૫૦, શેઠ પેશોતન મેરવાનજી કરંજીઆ રૂ૧૦૦, એક જરથોસતી રૂ૨૫, મરહુમ બાઇ શીરીનબાઈ હીરાજી સપેનસરની યાદમાં જે. એચ. સપેનસરે રૂ૨૫ અને શેઠ મનચેરજી ભીમજીભાઇ કરંજીયા રૂ૨૫.

પુના નજદીકના સલુ આગામમાં છેલ્લા રામનવમીના દીને લાગેલી ભયંકર આગથી નીરાધાર થયલાં અને આફતમાં આવી પડેલાં કુંટુંબોને મદદ કરવાના ફંડમાં પારસીઓના ભરાયલા રૂ૧૨૫૫ માંની મુખ્ય રકમો:—શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા રૂ૫૦૦, સર દોરાબ જે. તાતા રૂ૩૦૦, લેડી દોરાબ જે. તાતા રૂ૧૦૦, શેઠ એન. એચ. મુસ રૂ૧૦૦, શેઠો સોરાબજી અને કાવસજી ડી. દુબાશ રૂ૧૦૦, શેઠ પી. બી. અવાસયા રૂ૫૦, બાઇ ખરશેદબાઈ શાપુરજી જીવાજીની યાદમાં રૂ૨૫ અને શેઠ ફરામજી કાવસજી કુપર રૂ૨૫.

સુરતના રાણીતળાવ આગળ ફેબરવારીમાં લાગેલી આગથી મી૦ પેસતનજી નાનાભાઇનું ઘર તથા રાચરચીલું બળી જઇ આશરે રૂપયા દોઢ હજારનું નુકસાન થયું હતું એવણને નસેસાલરની નોકરીમાં રૂ૧૫ મળતા હોવાથી ઘર બંધાવી શકાય નહી તેથી પારસીઓમાં ઉઘરાણું કરવાથી ભરાયલા રૂ૧૪૪-૮માની મુખ્ય રકમો:—ઓ૦ સરદાર દાવર કેખશરુ એદલજી મોદી રૂ૨૧, શેઠ નશરવાનજી ખરશેદજી સાહેર રૂ૨૫ અને શેઠ એદલજી કુવરજી પટેલ રૂ૨૫.

નવસારી ખાતે સઘળી કોમમાં મરકીએ જબરો ત્રાસ વરતાવવાથી મધયમ તથા ગરીબ લોકોમાં બહુ સંકટ ફેલાયલું હતું તે માટે નવસારી ખાતે સારવજનીક પલેગ સંકટ નીવારણ ફંડ ઉઘાડવામાં આવયું હતું એ માટે મુંબઇ ખાતે ઉગાડેલાં ફંડમાં પારસીઓના રૂ૪૧૮૦ ભરાયલા તેમાની મુખ્ય રકમો:—બાઈ હીરાંબાઇ જમશેદજી નશરવાનજી પીટીટ રૂ૩૦૧, બાઇ બચુબાઇ મેરવાનજી સો. જમશેદજી રૂ૨૦૧, મરહુમ શેઠ દીનશાહજી તથા ફરામજી ભીખાજી ખાનના છોકરાઓ રૂ૫૧, બાઇ હમાબાઈ ફરામજી કામા રૂ૫૧, બાઈ માણેકબાઈ પીરોજશા બ. જીજીભાઇ રૂ૫૧, સર કાવસજી જહાંગીર બેરોનેટ રૂ૧૦૦, શેઠ મેરવાનજી નવરોજજી ગોબઇ રૂ૧૦૧, ડા૦ ટેમુલજી ભીખાજી નરીમાન રૂ૫૧, શેઠ ખરશેદજી મનચેરજી ભેસાનીયા રૂ૫૧, શેઠ બમનજી દીનશાહ પીટીટ રૂ૨૦૧, શેઠ જાલભાઈ અરદેશર શેઠ રૂ૧૦૦, શેઠો અરદેશર તથા દારબશાહ બમનજી દુબાશ રૂ૭૫, શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા રૂ૫૧, શેઠો મેરવાનજી તથા હોરમસજી મનચેરજી કામા રૂ૧૦૧, શેઠ ફરામજી હોરમસજી અરજાની રૂ૭૫, શેઠો તાતા સનસ એંડ કં. રૂ૫૦૧, શેઠ જહાંગીર બમનજી પીટીટ રૂ૫૧, શેઠો કે. એંડ એ. એસ. ફરામજી રૂ૫૧, શેઠ બાપુજી સોરાબજી પટેલ રૂ૨૦૦, શેઠ બમનજી એદલજી કાશીનાથ રૂ૫૧, ડા૦ કાવસજી એદલજી દાદાચાનજી રૂ૫૦, એક જરથોસતી બાનુ રૂ૫૧, શેઠ હોરમસજી એદલજી બામજી રૂ૫૦, શેઠો એચ. એમ. મેહેતા એંડ કં. રૂ૫૦, શેઠો તાતા એંડ સનસની આફીસના સટાફ રૂ૧૬૮ અને શેઠ કેકોબાદ હોરમસજી રાવ રૂ૫૧. આ ફંડમાં ઉપર જણાવેલા પારસીઓના ભરાયલા રૂ૪૧૮૦ ઉપરાંત બધી જ્ઞાતના મલી કુલે રૂ૪૩૨૭ ભરાયલા, અને એવો ઠરાવ થયલો કે એ ફંડમાં ભરાયલા નાણાંમાંથી નીચે જણાવેલા નવસારી સારવજનીક પલેગ સંકટ નીવારણ ફંડમાં છ આની આપવી તે મુજબ રૂ૧૬૬૨-૧૦ આપયા હતા, તેમજ નીચે જણાવેલા નવસારી પારસી સંકટ નીવારણ ફંડમાં દશ આની આપવી તે મુજબ રૂ૨૭૦૪-૬ આપવામાં આવી છે.

નવસારી સારવજનીક પલેગ સંકટ નીવારણ ફંડમાં પારસીઓના ભરાયલા રૂ૨૪૭૮ માની મુખ્ય રકમો:— મરહુમ શેઠ નવરોજી માણેકજી વાડીઆના ધરમખાતામાંથી રૂ૧૫૦૦, શેઠ રતનજી ફરામજી દાબુના છોકરાઓ રૂ૧૦૦, શેઠ કાવસજી એરચજી દેશાઈ રૂ૨૫, શેઠ નવરોજી ફરામજી તંબોલી રૂ૨૫, બાઇ રતનબાઇ એદલજી બામજીએ રૂ૧૦૦ અને કુવા સાફ કરવા આપેલા રૂ૧૫૦, શેઠ રૂશતમજી ફરામજી રાણા રૂ૨૫, શેઠ એદલજી ફરામજી અવારી રૂ૨૫, શેઠો ટાટા બીરાદરો રૂ૧૫૦, શેઠ બમનજી મેરવાનજી વાંદરીવાલા રૂ૩૫, શેઠ જીવાજી જમશેદજી સચીનવાલા રૂ૨૫, શેઠ માણેકજી રતનજી ચાવરા રૂ૨૫, શેઠ પેશતનજી પાલનજી ચાવરા રૂ૨૫, શેઠ કાવસજી મેરવાનજી બચાં રૂ૨૫, શેઠ નશરવાનજી હોરમસજી દેબરા રૂ૨૫ અને શેઠ ફરામજી કોલાભાઈ વાંદરીવાલા રૂ૨૫. મુંબઈમાં ઉગરાવેલા ઉપલાં સારવજનીક સંકટ નીવારણ ફંડમાં ભરાયલા રૂ૪૩૨૭માંથી થયેલા ઠરાવ મુજબ છ આનીના આ ફંડમાં આપયા તે રૂ૧૬૬૨-૧૦ મળી આ ફંડ બધી જ્ઞાતના સુધા રૂ૪૩૬૨-૧૫-૯નું થયું છે.

નવસારીના પારસી સંકટ નીવારણ ફંડમાં નવસારી ખાતે ભરાયલા રૂ૧૨૧૨માની મુખ્ય રકમો:— શેઠ રતનજી ફરામજી દાબુના છોકરાઓ રૂ૧૦૦, શેઠો તંબોલી બ્રધરસ રૂ૨૫, એક જરથોસ્તી રૂ૩૦, શેઠ દોરાબજી ફરામજી તંબોલી રૂ૨૫, શેઠ કેકોબાદ કાવસજી બાટલીવાલા રૂ૨૫, શેઠ ફરદુનજી ટેમુલજી દેશાઇ રૂ૨૫, શેઠ એદલજી બેરામજી દોરડી રૂ૨૫, શેઠ નાનાભાઇ બેજનજી ચોકસી રૂ૫૧, શેઠો મેરવાનજી તથા હોરમસજી મંચેરજી કામા રૂ૧૦૧ અને બાઈ સુનાબાઇ રતનજી ટાટા રૂ૨૫૦ મુંબઈમાં

ઉભરાવેલા ઉપલા સારવજનીક સંકટ ફંડમાં ભરાયલા રૂ૪૩૨૭માંથી થયલા ઠરાવ મુજબ દશ આનીના આ ફંડમાં આપ્યા તે રૂ૨૭૦૪–૬ મલી રૂ૩૯૧૬–૬ આ ફંડ ખાતે ભરાયા હતા.

નવસારીના પારસી જરથોસતીઓનાં હીત જાળવનારાં ફંડમાં ભરાયલા રૂ૫૫૦માં શેઠ પેશતનજી રતનજી દાજીના રૂ૨૫ મુખય હતા.

ઉદવાડા ખાતે માચીને લગતી ખટપટ આશરે ચાર વરસપર થઈ હતી. તેમાં અગતની સેવા બજાવનાર ઉદવાડાવાલા મોબેદ હોરમજી કાવસજી સીધવાને મુકરદમો લડતાં ઘણો ખરચ થયો હતો. એવણ એક ગરીબ સ્થીતીનાં અથોરનાંન છે અને તેવણને પોતાની શકતી ઉપરાંતનો ખરચ કરવો પડવાથી એ માટે ઉંગાડેલા ફંડમાં હજી નાણાની જરૂર હોવાથી દીનદાર જરથોશતીઓ તેવણને આશરો આપશે. આ વરસે એ ફંડમાં શેઠ બમનજી દીનશાહ પીટીટ (બીજી વારના) રૂ૫૧, બાઈ ગુલબાઈ બમનજી પીટીટ રૂ૨૫, શેઠ હોરમજી એદલજી આલબલેસ રૂ૫૦ અને પરચુટણ રૂ૭૫ મલી રૂ૨૦૧ ભરાયા હતા.

મુંબઈના નાવારસ ઈરાની જરથોસ્તીઓને વાસ્તે કીધેલાં ધરમખાતાંઓ માટે મરહુમ શેઠ કાવસજી બેરામજી બનાજીનાં આતશબેહેરામમાં મુકેલી પેટીમાંથી રૂ૧૬૯–૮–૩ અને મરહુમ શેઠ હોરમસજી બમનજી વહાડયાજીનાં આતશબેહેરામની પેટીમાંથી રૂ૪૦–૪–૩ મલી કુલે રૂ૨૦૯–૧૨–૬ની રકમ મલી હતી.

ચોપાટી ખાતે કેટલીક બાનુઓ સાથ અટકચાલી કરવાના બનેલા નાલેશી ભરયા બનાવ પછી એવી બદમાશીના અટકાવ માટે ઘટતાં પગલાં ભરવાને ઉભાં કરવામાં આવેલાં ફંડમાં ભરાયલા રૂ૧૦૨–૪માંથી રૂ૧૦૦ પોલીસ કમીશનર ઉપર મોકલી આપવામાં આવયા હતા કે ચોપાટીવાળા કેસના આરોપીઓને પકડીને સજા કરાવનારા પોલીસ અમલદારને ઈનામ આપવામાં વાપરવી.

સંજાણ ખાતે ઉભા કરવા ધારેલા યાદગારીના સ્થંભના ફંડમાં આ વરસે ભરાયલા રૂ૨૩૯૯–૧૫માની મુખ્ય રકમોઃ—મુંબઇ, બેલગામ, વગેરેની શેઠો બોઈસની કંપનીના માલેકો તથા સટાફ રૂ૧૫૦, ભાવનગરના જરથોસતીઓ રૂ૨૮, જી. આઈ. પી. ના પરેલના કારખાનાના જરથોસ્તી કામદારો તથા તેઓના ખેશીઓ રૂ૨૮, શરોડાના જરથોસ્તીઓ રૂ૩૫, ધી બેરામજી જીજીભાઈ પારસી ચેરીટેબલ ઇન્સ્ટીટયુશનના શીક્ષકો તથા વીધયારથીઓ રૂ૩૧, ચંદનવાડી ખાતેની મરહુમ શેઠ હો. બ. વાડીયાની ચાલીના જરથોશતીઓ રૂ૨૯, દેલાગોબે ( લોરેનકો મારકસ ) ખાતેના જરથોસ્તીઓ રૂ૬૭–૧૨, એદનના જરથોસ્તીઓ રૂ૯૭, કાનપોરના જરથોસ્તીઓ રૂ૩૦, સર દોરાબજી જમશેદજી તાતા રૂ૫૦૦, શેઠ કાવસજી જાંગીર બારોનેટ રૂ૨૦૦, શેઠો મેરવાનજી તથા હોરમસજી મનચેરજી કામાં રૂ૨૨૫, સર જમશેદજી જીજીભાઇ બારોનેટ રૂ૧૦૦, ખાં૦ બા૦ કેરસાસ્પજી રૂસતમજી દાદાચાનજી રૂ૩૦, શેઠ કાવશાહ સોરાબજી પાંઉવાલા રૂ૨૫, એક જરથોસ્તી રૂ૪૫, ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલ રૂ૧૦૦, સુરતના જરથોસ્તીઓ રૂ૧૪૮–૨ અને મરહુમ શેઠ દારબશા રૂસ્તમજી કરંજીઆની યાદમાં રૂ૨૫. આ ફંડમાં આગલ ભરાયલા મલી કુલે રૂ૮૨૫૧–૪–૯નું થયું છે.

જાણીતા ક્રીકેટર ડા૦ મેહલાશા પાવરીના જુબીલી ફંડમાં ફકત પારસીઓએજ કુલે રૂ૪૬૯૫ ભરીયા હતા તેમાં પારસી જીમખાનાં રૂ૩૦૦૫, બેરોનેટ ક્રીકેટ કલબ રૂ૨૫૦, પારસી બેરોનેટ ક્રીકેટ કલબ રૂ૧૭૫, એલફીનસટન ક્રીકેટ કલબ રૂ૧૧૭, જોન બ્રાઇટ ક્રીકેટ કલબ રૂ૫૦, ઇમપીરીયલ ક્રીકેટ કલબ રૂ૫૧, યંગ ઝોરોસ્ત્રીઅન ક્રીકેટ કલબ રૂ૫૨, અલાયનસ ક્રીકેટ કલબ રૂ૪૧, પરશીયન ક્રીકેટ કલબ રૂ૨૫, એસપલેનેડ લીબરલ ક્રીકેટ કલબ રૂ૨૫, મરીન લીબરલ ક્રીકેટ કલબ રૂ૧૦૦, લોરડ નોથબરૂક ક્રીકેટ કલબ રૂ૩૫, શેઠ સી. એમ. દીવેચા હસ્તક ભરાયલા રૂ૪૩, શેઠ જે. એ. માસતર હસ્તક ભરાયલા રૂ૭૬ અને શેઠ બાલીવાળાની વીકટોરીયા નાટક મંડળીએ કરેલા ખેલની આવકના રૂ૬૫૦.

રીટાયરડ કલેકટર શેઠ રતનજી એદલજી કાંગા તે રાયચંદ દીપચંદ લાયબ્રેરીના ઓ. સેકરેટરીને વીદાયગીરીતું માન આપવા અને એવણની યાદગીરી રાખવા માટે ભરચ ખાતે ઉગાડેલા ફંડમાં

સરવ કોમના બરાયલા રૂ૨૯૫ માંથી શેઠ રતનજીના નામની કબાટો લાયબરેરીમાં મુકવામાં આવશે. એ ફંડમાં પારસીઓના બરાયલા રૂ૧૯૪માંની મુખ્ય રકમો:—શેઠ આદરજી મનચેરજી દલાલ રૂ૨૦ અને શેઠ મનચેરશાહ સોરાબજી વખારીયા રૂ૨૦.

ભરૂચ મ્યુનીસીપાલીટીના માજી સેક્રેટરી શેઠ દારાશાહ એસ. હોમાજીને આપેલા માનપત્ર અને ચાંદીના ટી સટ માટે ઉઘાડેલા ફંડમાં ભરૂચના પારસીઓએ રૂ૨૦૦ ભરયા હતા.

નામદાર શેહેનશાહ જયોરજ તથા શેહેનશાહબાનુ મેરીની હીંદુસ્તાનની સને ૧૯૧૧ના દીસેમ-બરમાં થનારી મુલાકાત દરમયાન એઓ નામદારો મુંબઇ બંદરમાં પોતાના મુબારક કદમ મેલે તે વખતે એ નામવરોને તેઓના મહાન દરજ્જાને છાજતો યોગ્ય આવકાર દેવા માટે ઉભાં કરેલાં ફંડમાં પારસીઓના ભરાયલા રૂ૫૭૮૪૮માની મુખ્ય રકમો:—સર કાવસજી જેહાંગીર બેરોનેટ રૂ૧૦૦૦૦, શેઠો તાતા સનસ એંડ કં. રૂ૧૦૦૦૦, શેઠ શાપુરજી બરજોરજી બરૂચા રૂ૧૦૦૦૦, શેઠ ધનજીભાઇ બમનજી રૂ૧૦૦૦૦, શેઠ બમનજી દીનશાહ પીટીટ રૂ૧૫૦૦, શેઠો મેરવાનજી અને હોરમસજી કામા રૂ૧૫૦૦, સર પીરોજશાહ એમ. મેહેતા રૂ૧૫૦૦, શેઠ હોરમસજી અરદેશર વહાડયા રૂ૧૦૦૦, સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ રૂ૧૦૦૦, શેઠ માણેકજી કાવસજી પીટીટ રૂ૧૦૦૦, બાઇ હીરાં-બાઇ જમશેદજી ન. પીટીટ રૂ૫૦૦, બાઇ બચુબાઇ એમ. એસ. જમશેદજી રૂ૫૦૦, ઓનરેબલ ડા૰ ટેમુલજી બીખાજી નરીમાન રૂ૫૦૦, શેઠો મેરવાનજી એંડ સનસ રૂ૫૦૦, શેઠ ખરશેદજી મનચેરજી એંડ સનસ રૂ૫૦૦, શેઠો અરદેશર હોરમસજી દીનશાહની કં. રૂ૫૦૦, શેઠો મુલ્લાં અને મુલ્લાં રૂ૪૦૦, શેઠો વહાડયા ગાંધીની કં. રૂ૪૦૦, શેઠો ઠાકોરદાસ એંડ કંપની રૂ૫૦૦, શેઠો પેસતનજી રૂસતીમ કોલાહની કં. રૂ૩૦૦, શેઠો તાતા સનસ કંપનીનો સટાફ રૂ૩૦૦, શેઠો એજલો ગુલાબચંદ વહાડી-યાની કં. રૂ૨૦૦, શેઠ મનચેરજી પી. ખરેઘાટ રૂ૧૦૦, શેઠો કેપટન એંડ વઇદય રૂ૧૦૦, શેઠો મેહેતા એંડ દલપતરામ રૂ૧૦૦, ડા૰ સોરાબ કે. નરીમાન રૂ૧૦૦, શેઠ કાવસજી બી. શેઠના રૂ૧૦૦, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ રૂ૧૦૦૦, શેઠો સોરાબજી અને કાવશજી દી. દુબાશ રૂ૫૦૦, શેઠ આર. ડી. શેઠના રૂ૩૦૦, ડા૰ એન. એમ. મોદી તથા બાનુ રૂ૩૦૦, નામદાર જડજ શેઠ દીનશાહ ધનજીભાઈ દાવર રૂ૨૫૦, શેઠ રૂસ્તમ એસ. પાઉંવાલા રૂ૨૫૦, શેઠ રૂસ્તમજી બેરામજી જીજીભાઇ રૂ૨૫૦, શેઠ નવરોજી જે. ગામડીઆ રૂ૨૫૦, શેઠો શાપુરજી અને ચાંદાબાઈની કં. રૂ૧૫૦, શેઠ હોરમસજી આર. સી. કોયાજી રૂ૧૫૦, શેઠ જીજીભાઇ ઈ. મોદી રૂ૧૦૦, શેઠો જહાંગીર ડોસા-ભાઇ અને ફરામજી રૂ૧૦૦, શેઠો જહાંગીર ગુલાબભાઇ અને બીલીમોરીઆ રૂ૧૦૦ અને શેઠો જમ-શેદજી રૂસ્તમજી અને દેવીદાસ રૂ૧૦૦. આ ફંડમાં બધી વરણના મલી કુલે રૂ૨૫૯૪૬૯ બરાયા હતા.

નામદાર વાઇસરોય લોરડ મીંટોને તેવણની વીદાયગીરીના પ્રસંગે મુંબઈના શહેરીઓએ એનાયત કીધેલા માનપત્ર તથા એનતરનમેન્ટ ફંડમાં પારસીઓએ ભરેલા રૂ૩૫૬૬ માની મુખ્ય રકમો:—શેઠો તાતા એન્ડ સનસ રૂ૫૦૦, સર દોરાબ જે. તાતા રૂ૨૫૦, સર કાવસજી જહાંગીર બેરોનેટ રૂ૨૫૦, શેઠ શાપુરજી બરજોરજી બરૂચા રૂ૨૦૦, શેઠ એસ. આર. બમનજી રૂ૧૦૦, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ રૂ૨૦૦, સર દીનશાહ માનેકજી પીટીટ બારોનેટ રૂ૨૦૦, શેઠ બમનજી દીનશાહ પીટીટ રૂ૧૦૦, શેઠો મેરવાનજી અને હોરમસજી એમ. કામા રૂ૧૦૦, શેઠ અરદેશર જે. બીલીમોરીયા રૂ૭૫, શેઠ જેહાંગીર બમનજી પીટીટ રૂ૫૦, શેઠ એચ. એ. વાડીયા રૂ૫૦ અને શેઠ જાલભાઈ અરદેશર શેઠ રૂ૧૦૦. આ ફંડમાં બધી વરણના મલી કુલે રૂ૧૨૩૫૯ ભરાયા હતા.

અલાહબાદ ખાતે ગયા દીસેમબર માસમાં મલેલી હીંદી પ્રજાકીય કોનગ્રેસનાં પ્રમુખ સર વીલીયમ વેડરબર્નને જાહેર આવકાર આપવા માટે ઉગાડેલાં ફંડમાં પારસીઓએ બરેલા રૂ૧૭૧૧ માંની મુખય રકમો:—સર દોરાબજી જે. તાતા રૂ૧૫૦, શેઠો મેરવાનજી અને હોરમજી મનચેરજી કામા રૂ૧૫૦, શેઠ એચ. એ. વાડીયા રૂ૧૦૦, શેઠ જેહાંગીર બમનજી પીટીટ રૂ૧૦૦, શેઠો કે. અને એ. એસ. ફરામજી રૂ૧૦૦, શેઠ બાપુજી એસ. ફરામજી પટેલ રૂ૫૦, શેઠ ફરામજી આર. વાડયા

રૂ૫૦, શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા રૂ૫૦, બાઈ હમાબાઈ ફરામજી પીટીટ રૂ૧૦૦, શેઠ બમનજી દીનશાહ પીટીટ રૂ૧૦૦ અને સર જમશેદજી જીજીભાઇ બારોનેટ રૂ૫૦. આ ફંડમાં બધી વરણના મલી કુલે રૂ૨૯૩૩ ભરાયા હતા.

પુનાની અંજુમનની જરથોસતી ગુજરાતી સ્કુલના હેડ માસતર મી૦ દીનકરરાવ રામચંદર રીટાયર થવાથી એવનને ભેટ આપવા માટે ઉગાડેલાં ફંડમાં ભરાયલા રૂ૨૦૬માની મુખય રકમોઃ- સરદાર નવરોજજી પદમજી રૂ૫૦, શેઠ પેસતનજી બમનજી મેસમેન તથા કુંટુંબ રૂ૩૦ અને શેઠ અરદેશર બમનજી શેઠના તથા કુંટુંબ રૂ૩૦.

ભરૂચના ડેપ્યુટી સ્ટેશન માસ્તર મી૦ ગંગાદાસ તાપીદાસ નોકરી છોડી જવાથી એવનુને આપેલા માનપત્ર અને પરસ માટે ઉગાડેલા ફંડમાં ભરૂચના પારસીઓએ રૂ૩૦૦ ભરયા હતા.

મરહુમ શેઠ પેસતનજી એદલજી મહેતાની યાદગારી કાયમ રાખવાના નવસારીનાં મલેસરનાં ગરીબ પારસીઓને આસરો આપવાના ફંડમાં ભરાયલા રૂ૧૫૫૦-૫-૭ માની મુખ્ય રકમો :— શેઠ પીરોજશાહ ભીખાજી વાંદરીવાલાએ પોતાના મરહુમ મમાવા હીરજીભાઈ પેસતનજીનાં પુણ માટે બાજ વાપરવા રૂ૧૦૦, શેઠ નવરોજજી દાદાભાઈ વાંદરીવાલાએ પોતાના મરહુમ બાવા દાદાભાઇનાં પુણ માટે વયાજ વાપરવા રૂ૧૦૦, શેઠ હોરમસજી રતનશા દાદાભાઇએ પોતાના મરહુમ મામા સોરાબજી હોરમસજી ઇજનેરનાં પુણ માટે વયાજ વાપરવા રૂ૧૦૦, શેઠ ફરામજી મેરવાનજી દીવરીઆએ પોતાના મરહુમ ધણીયાણી પીરોજબાઈના પુણ માટે વયાજ વાપરવા રૂ૧૦૦ અને શેઠ મેરવાનજી નાનાભાઇ મેહતાએ પોતાના મરહુમ ભાઇ દોરાબજીના પુણ માટે વયાજ વાપરવા રૂ૫૦૦. આ ફંડમાં આગળ ભરાયલા મલી કુલે રૂ૫૮૫૩-૧૪-૭ નું થયું છે.

મરહુમ શેઠ પેસતનજીના યાદગારીના ઉપલા ફંડ ઉપરાંત હેલપીંગ મેમબરો તરફથી તાતકાલીક મદદ આપવાના બીજા ફંડમાં ગયે સાલ ભરાયલા રૂ૧૫૦ પછી ચાલુ વરસમાં વધુ ભરાયલા રૂ૩૬૫-૭-૩ મલી રૂ૫૧૫-૭-૩ મધેથી રૂ૩૩૨-૦-૯ની મદદ નવસારીના મલેસરનાં ગરીબ પારસી જરથોશતી કુંટુંબમાં આપવામાં આવી છે અને બાકી રૂ૧૮૩-૬-૬ માંથી રૂ૧૫૦ સુધીની મદદ સને ૧૨૮૦ના મુકતાદ ટાંકણે આપવાનું નકી કીધું છે.

મરહુમ બાઇ હમાબાઈ નાનાભાઇ મોદીની યાદગારી જાળવવા અમદાવાદમાં ઉગાડેલા હમાબાઇ મેમોરીયલ ફંડમાં પારસીઓએ ભરેલા રૂ૧૨૮૩ માની મુખ્ય રકમો :—બાઇ સુનાબાઇ ફરદુનજી તારાપોરવાલા રૂ૧૦૦, ડા૦ મોટીબાઇ રૂશતમજી કાપડીઆ રૂ૧૦૦, બાઈ ધનમાય બેહરામશાહ દલાલ રૂ૫૦, સરદાર બમનજી અરદેશર દલાલ રૂ૫૧, બાઈ જરબાઇ નવરોજી વાહાડયા રૂ૫૫, શેઠ નવરોજી જમશેદજી વાડીઆ રૂ૫૫ અને બાઇ ધનમાય અરદેશર ફ. દલાલ રૂ૫૦. આ ફંડમાં બધી વરણના મલી રૂ૧૬૫૦ ભરાયા હતા.

મરહુમ શેઠ ખ. રૂ. કામા મેમોરીયલ ફંડમાં નાવલી પરચુટણ રકમો મલી રૂ૧૪ આ વરસે ભરાયા હતા.

મરહુમ નામદાર શેહેનશાહ એડવરડની મુંબઇ ઇલાકાની યાદગારીનાં ફંડમાં પારસીઓનાં આ વરસે રૂ૧૫૫૩૧૬ ભરાયલા તેમાંની મુખય રકમોઃ—મરહુમ શેઠ એન. એમ. વહાડયાના ધરમ ફંડનાં ટ્રસ્ટીઓ રૂ૧૫૦૦૦૦, શેઠો નવરોજી વાડીયા એન્ડ સનસ રૂ૫૦૦, શેઠ રતન જે. તાતા રૂ૩૦૦૦, સર કાવસજી જહાંગીર બારોનેટ રૂ૧૦૦૦, શેઠ નવરોજી જેહાંગીર ગામડયા રૂ૧૦૦, શેઠ જીજીભાઈ ઇ. મોદી રૂ૫૦, શેઠ રૂશતમજી બી. જીજીભાઇ રૂ૫૦, થાણાના આબકારી કંત્રાકટરો શેઠ બરજોરજી પેશતનજી રૂ૧૦૧, શેઠ ટાવશજી બી. દીવેચા અને બેટા બાપુજી રૂ૧૦૦ અને શેઠ જાહાંગીર બેરામજી દલાલ રૂ૧૦૦. આ ફંડમાં બધી વરણના આગલ ભરાયલા મલી કુલે રૂ૫૫૨૮૭૮નું થયું છે.

મરહુમ શેહેનશાહ એડવરડની યાદગારી માટ સીંધમાં ઉગાડેલાં ફંડમાં પારસીઓએ ભરેલા રૂ૩૪૦૮ માની મુખ્ય રકમોઃ—શેઠ એદલજી દાનશાહ સી. આઇ. ઈ. રૂ૧૧૧૧, શેઠ જાહાંગીર હોર-

મેહેરજીરાણા લાઈબરેરીનાં ફંડમાં રૂ૫૦૦ આપયા કે એના વયાજમાંથી દર વરસે સાહીત્યને લગતી કેતાબો ખરીદવી, દેવલાલીની ડા૦ બાહાદુરજીની સેનીટેરીઅમનાં ફંડમાં રૂ૬૦, મુંબઈની જરથોસતી સ્ત્રી મંડલનાં ફંડમાં રૂ૬૦, નવસારીનાં નોકરવાન અદલ ફંડમાં રૂ૫૦, નવસારીની મેહેરજીરાણા લાઈબરેરીમાં ચોપડી મંગાવી આપી તેના રૂ૨૫, નવસારીનાં બઝમે શેજે હોરમઝનાં ફંડમાં રૂ૧૫ અને નવસારીની જ્ઞાન પ્રસારક મંડલીનાં ફંડમાં રૂ૧૫.

(ચ) મરહુમ બાઈ ધનબાઈજી પેસતનજી ભરૂચાના પુણ્ માટે રૂ૬૦૦૫ ધરમ ખાતે આપયા તેમાં મરનારની પુંજીમાંથી રૂ૨૦૦૦, મરહુમના દીકરા ડા૦ રૂસતમજી રૂ૨૦૦૦, મરનારના વહુ બાઇ ધનબાઈજી રૂસતમજી રૂ૫૦૦, મરહુમના દીકરાના દીકરા શેઠ મેરવાનજી રૂસતમજી રૂ૨૫૦ અને મરહુમના દીકરાનાં દીકરી બાઈ આલાંમાએ રૂસતમજી રૂ૨૫૦ મલી રૂ૫૦૦૦ શેઠ બમનજી દીનશાહ પીટીટ પારસી જેનરલ હાસ્પીટલના ફંડમાં આપયા કે એનું પારસી પંચાયતમાં જુદું ખાતું પાડી એનું વયાજ મરહુમ બાઈ ધનબાઈને નામે બીછાણાનું નીભાવવા માટે વાપરવું; વળી મરહુમના પાછલી રાતના થયલા ઉઠમણા વખતે રૂ૨૩૦ ધરમ ખાતે આપયા તેમાં મરનારના દીકરા ડા૦ રૂસતમજી રૂ૧૦૦, મરનારના વહુ બાઈ ધનબાઈજી રૂ૨૫, મરનારના દીકરાના દીકરા શેઠ મેરવાનજી રૂ૫૦, શેઠ રૂસતમજી પીરોજશાહ ભરૂચા રૂ૨૫ અને બાકીના રૂપયા જુદા જુદા ખેસીઓએ ભરીયા હતા. ઉપલા રૂપયા નીચલાં ફંડોમાં આપયા હતા:—શ્રી જ. ન. પીટીટ પારસી ઓરફનેજનાં ફંડમાં રૂ૨૫, શેઠ ન. મા. પીટીટવાળા દીવાનાશાળાના ફંડમાં રૂ૩૦, ઝોરાસ્ત્રીયન બીલડીંગ ફંડમાં રૂ૨૫, ખાધીઆ નરીશાલાશેના ફંડમાં રૂ૨૫, ગરીબ જરથોસતીઓને આશારો આપવાનાં ફંડમાં રૂ૨૫, સર જમશેદજી સ્કુલના ભોજન ફંડમાં રૂ૨૫, બાઈ શીરીનબાઈ કામાના વાંદરા કોનવેલેસંટ હોમમાં રૂ૨૫, ડા૦ માસીનાની હાસપીટલનાં ફંડમાં રૂ૨૫ અને બાકીના રૂપયા પરચુટણ ફંડોમાં આપયા હતા. એ ઉપરાંત મરહુમના ભરૂચ ખાતે થયલા ઉઠમણા વખતે ભરાયલા રૂ૧૭૮ ભરૂચની પંચાયત હસતકના જુદા જુદા ફંડોમાં આપયા હતા. જેમાં રૂ૬૫ મરનારના દીકરા ડા૦ રૂસતમજીએ ભરોયા હતા. વળી મરહુમ બાઈની હઇયાતીમાં આઠ વરસ ઉપર એવણના દીકરા ડા૦ રૂસતમજીએ રૂ૫૦૦ ભરૂચની પારસી પંચાયતને સવાધીન કરી મરનારના નામનું ખાતું એવી સરતે પડાવયું હતું કે બાઈની હઇયાતી બાદ પસતાકીયાના અહુમબારના મેનજરો મારફતે બાઈની બાજ કરાવવી અને તેનો ખરચ જતાં જે બાકી વધે તે એ અહુમબારના ફંડમાં આપવા.

(છ) મરહુમ બાઈ પીરોજબાઈ બરજોરજી ફરેજરનાં થયલા ઉઠમણાની ક્રીયા વખતે મરહુમના પુણ્ માટે એવણની પુંજીમાંથી એમની ખાહેશ મુજબ મરહુમના બેટા શેઠ શાપુરજી બરજોરજી ફરેજરે જુદા જુદા ધરમ ખાતાંમાં નીચલી રૂ૧૬૫૦ ની રકમ તેનું વયાજ વાપરવાની શરતે આપવાનું જાહેર કીધું હતું. સુરતના રવાનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડમાં રૂ૫૦૦, પારસી નીરાશ્રીત ફંડમાં રૂ૨૦૦, ખોડાં ઢોરોને ઘાસચારો ખવાડવાને પાંજરાપાળનાં ફંડમાં રૂ૨૦૦, સુરતના આદરીઆન બાગે પારસામાં મરનારની દર વરસે બાજ કરવા માટે રૂ૨૫૦, સુરતના શેહેનશાહી આતશ બહેરામમાં મરનારની દર વરસે બાજ કરવા માટે રૂ૨૫૦ અને સુરતના કદમી આતશ બહેરામમાં બાજ કરવા માટે રૂ૨૫૦.

(જ) મરહુમ શેઠ હોરમજી માણેકજી મહેતાના પુણ્ માટે રૂ૧૦૬૪ ધરમ ખાતે આપયા હતા તેમાં શેઠ નશરવાનજી રૂસતમજી મહેતા રૂ૫૦૧, શેઠ પેસતનજી રૂસતમજી મહેતા રૂ૧૫૧, શેઠ નાદરશાહ રૂસતમજી મહેતા રૂ૧૦૧, બાઈ ગુલબાનુ દાદાભાઈ મુનસફ તથા શેઠ ખરશેદજી હોરમજી મહેતા રૂ૧૫૦, બાઇ માહીબાઈ ડોસાભાઈ રાલી રૂ૨૫, શેઠ બેરામશાહ ડોસાભાઈ ગોરવાલા રૂ૨૫, શેઠ દારાબશાહ ડોસાભાઈ ગોરવાલા રૂ૨૫, બાઈ શુનાબાઇ રૂસતમજી મહેતા રૂ૩૫, શેઠ બેહરામજી એદલજી રૂ૨૫ અને બાકીના રૂપયા જુદા જુદા ખેસીઓએ ભરીયા હતા. ઉપલા રૂપયા નીચલાં ફંડોમાં આપયા હતા:—કરાંચીના બાઇ ખરશેદબાઈ તથા બાઈ મેહેરબાઈ કલોધીંગ ફંડમાં રૂ૮૩૯, શેઠ એદલજી દીનશાહ સી. આઇ. ઇ. એ સથાપેલા કરાંચીના નસેસાલાર ફંડમાં રૂ૧૦૦, કરાંચીના પારસી નીરાશ્રીત ફંડમાં રૂ૧૦૦ અને કરાંચીના ડુંગરવાડીના બગીચાના ફંડમાં રૂ૨૫.

(ઝ) મરહુમ બાઈ શીરીનબાઈ રતનજી પેમાસતરના પુણ્ માટે રૂ૨૩૩૧ ધરમ ખાતે આપયા હતા, તેમાં મરનારના બાવા શેઠ ઉકરજી રૂ૭૫૧ તથા મરનારનાં માતાજી મરહુમ બાઈ રતનબાઈની પુંજીમાંથી રૂ૨૫૦ મળી રૂ૧૦૦૧ અનામત રાખી તેનું વયાજ કયા ફંડમાં વાપરવું તે હવે પછી જણાવવામાં આવશે; શેઠ સોરાબજી ઉકરજી ઉમરીગરે રૂ૧૦૫ એમાંથી પારસી સંકટ નીવારણ ફંડમાં રૂ૨૫, પારસી જનરલ આસપીટલના ફંડમાં રૂ૨૫, ઉમરા ગામની અગીઆરી જે હાલ સરોદામાં લાવવામાં આવી છે તેના નીભાવ ફંડમાં રૂ૨૫ અને બાકીના રૂપયા પરચુટણ ફંડોમાં આપયા, શેઠ કાવશાજી ઉકરજી ઉમરીગરે રૂ૧૦૫ ઉરનની અગીયારીના નીભાવ ફંડમાં, બાઈ નવાજબાઈ સોરાબજી ઉમરીગરે રૂ૫૦ એમાંથી જરથોસતી છોકરીઓને પરણાવી આપવાના ફંડમાં રૂ૨૫ તથા જરથોસતી બાળકોને સુદરો પહેરાવવાના ફંડમાં રૂ૨૫, મરનારનાં ભોજાઈ બાઈ રતનબાઈ કાવશાજી ઉમરીગરે રૂ૫૧ દેવલાલીની ડા૦ બહાદુરજીની સેનીટેરીયમના ફંડમાં, શેઠ શાવકશાહ સોરાબજી ઉમરીગરે રૂ૨૫ વીધવા બાઈઓને આશારો આપવાના ફંડમાં, શેઠ જમશેદજી સોરાબજી ઉમરીગરે રૂ૨૫ તંગદસત હાલતમાં આવેલા જરથોસતીઓને આશારો આપવાના ફંડમાં, બાઈ નવાજબાઈ નવરોજજી કુમશીયાએ રૂ૫૦ ડા૦ માસીનાની આસપીટલના ફંડમાં, શેઠ નવરોજજી માણેકજી કુમસીયાએ રૂ૫૦ પારસી જનરલ આસપીટલના ફંડમાં, બાઈ મનીજેહ નવરોજજી કુમસીયાએ રૂ૨૫ આંધળાં પાંગળાંને પગાર આપવાના ફંડમાં, બાઈ કુવરબાઈ તથા શેઠ જમશેદજી પીરોજશાહ ખાને રૂ૨૦૧ એમાંથી સર જમશેદજીની સ્કુલના છોકરાંઓને ભોજન જમાડવાના ફંડમાં રૂ૫૧ તથા ઝોરાસ્ત્રીયન બીલડીંગ ફંડમાં રૂ૫૦, મરનારની પુંજીમાંથી રૂ૨૫૧, મરનારના ધણી શેઠ રતનજી રૂ૧૫૦, શેઠ નરીમાન રતનજી પેમાસતર રૂ૨૫, બાઈ મેહેરબાનુ રતનજી પેમાસતર રૂ૨૫, શેઠ ધનજીશાહ રતનજી પેમાસતર રૂ૨૫ તથા શેઠ જીવનજી રતનજી પેમાસતર રૂ૨૫ મળી રૂ૫૦૧ અનામત રાખી તેનું વયાજ કયા ફંડમાં વાપરવું તે હવે પછી જણાવવામાં આવશે; બાઇ સુનાબાઇ દીનશાહજી બાનજીએ રૂ૨૧ ગરીબ વીધવા બાઈઓને આશારો આપવાના ફંડમાં, બાઇ તેહેમીના કાવ-

સજી ઉમરીગરે રૂ૨૫ ચંદનવાડીની ડીસપેનસરીના ફંડમાં, બાઈ માણેકબાઈ કાવસજી ઉમરીગરે રૂ૨૫ ગરીબોને માટે ચાલી બાંધવાના ફંડમાં, બાઈ બનુબાઈ કાવસજી ઉમરીગરે રૂ૨૫ પારસી ફીવર આસપીટલના ફંડમાં, શેઠો કુવરજી તથા બેહેરામજી એદલજી ઉમરીગરે રૂ૩૦ એમાંથી ઉરનની અગીયારીના નીભાવ ફંડમાં રૂ૧૫ તથા ગરીબોને માટે ચાલી બાંધવાના ફંડમાં રૂ૧૫ અને બાકીના રૂપયા જુદા જુદા બેસીઓએ પરચુટણ ફંડોમાં આપયા હતા.

(ગ) મરહુમ શેઠ બેરામજી એદલજી ઉમરીગરના પુણ્ માટે રૂ૧૦૬૦૯ ધરમ ખાતે આપયા હતા, તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૩૦૦૦ એમાંથી ઉરનની દરેહમહેરના નીભાવ ફંડમાં વયાજ વાપરવા રૂ૨૦૦૦, ઝોરાસ્ત્રીઅન બીલડીંગ ફંડમાં વયાજ વાપરવા રૂ૫૦૦ અને જરથોસતી છોકરાંઓને ધરમ કેળવણી આપવાનાં ફંડમાં વયાજ વાપરવા રૂ૫૦૦, મરહુમનાં ધણીઆણી મરહુમ બાઈ દીનબાઈજીની પુંજીમાંથી રૂ૩૦૦ ભરૂચના ગરીબ જરથોસતીઓને આશરો આપવાનાં ફંડમાં, મરહુમના દીકરા શેઠ એદલજી રૂ૨૫૦ એમાંથી ભાવનગરની દરેહમહેરના નીભાવ ફંડમા રૂ૨૦૦, અનજુમનના આતશ બહેરામનાં બાજ જશનના ફંડમાં રૂ૧૦૦ અને ગરીબ જરથોસતીઓનાં છોકરાંઓની નવજોત કીરીયા કરવાનાં ફંડમાં રૂ૫૦, મરહુમના વહુ બાઈ પીરોજબાઇ એદલજી ઉમરીગર રૂ૧૨૫ એમાંથી સુરતની નાનપુરાની ડીસપેનસરીના ફંડમાં રૂ૫૦, ઉમરાગામના દખમાંનાં ફંડમાં રૂ૨૫, સુરતના બાગે પારસાની દરેમહેરના નીભાવ ફંડમાં રૂ૨૫ અને ખા૦ બા૦ બહમનજી પટેલવાલું પારસી પ્રકાશનું કામ ચાલુ રાખવાનાં ફંડમાં રૂ૨૫, મરહુમના દીકરાના દીકરા શેઠો મહેરજીભાઈ તથા કુંવરજી એદલજી ઉમરીગર રૂ૧૨૫ તથા મરહુમના દીકરાના દીકરીઓ બાઇઓ બાનુબાઇ તથા આલુમાય એદલજી ઉમરીગર રૂ૭૫ મલી રૂ૨૦૦માંથી પારસી જનરલ હાસ્પીટલ ફંડમાં રૂ૧૦૦ અને ડા૦ માસીના હાસપીટલ ફંડમાં રૂ૧૦૦, મરહુમની દીકરી બાઈ બાઈજી જમશેદજી ઉમરીગરે રૂ૧૦૦ ઉરનની અગીયારીના નીભાવ ફંડમાં, મરહુમની દીકરી બાઇ નવાજબાઈ મનચેરશાહ ભીમીશાએ રૂ૫૧ ઉરનની અગીયારીના નીભાવ ફંડમાં, મરહુમના ભાઈ બેહેસતનશીન શેઠ કુંવરજી એદલજી ઉમરીગરની પુંજીમાંથી રૂ૧૦૦૦ એમાંથી ઉરનની અગીઆરીના નીભાવ ફંડમાં વયાજ વાપરવા રૂ૫૦૦ અને થાણાની દરેમહેરના નીભાવ ફંડમાં વયાજ વાપરવા રૂ૫૦૦, મરહુમના ભત્રીજા શેઠ ફીરોજશાહ કુંવરજી ઉમરીગર તથા ધણીઆણી બાઈ મહેરબાઈ તથા છોકરાંઓ શેઠ એદલજી તથા બાઈ વીરૂબુમાય મલી રૂ૩૨૫ એમાંથી પારસી જનરલ હાસપીટલ ફંડમાં રૂ૧૦૦, ડા૦ માસીના હાસપીટલ ફંડમાં રૂ૫૦, ખા૦ બા૦ બમનજી પટેલવાળું પારસી પ્રકાશનું કામ ચાલુ રાખવાના ફંડમાં રૂ૫૦, ભાવનગરની દરેમહેરના નીભાવ ફંડમાં રૂ૫૦, જરથોસતી અનજુમનના આતશ-બહેરામના નીભાવ ફંડમાં રૂ૫૦ અને મુંબઇના રવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડમાં રૂ૨૫, મરહુમના ભોજાઈ મરહુમ બાઈ વીરબાઈજી કુંવરજી ઉમરીગરની પુંજીમાંથી રૂ૧૭૫ એમાંથી જરથોસતી વીધવાઓને આશરો આપવાના ફંડમાં રૂ૫૦, ચીખલીના રવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડમાં રૂ૫૦, બાહરકોટના મુકતાદનાં ફંડમાં રૂ૨૫, મુલ્લાં ફીરોઝ મદરેસાના ફંડમાં રૂ૨૫ અને થાણાના જરથોસતીઓને અવલમંજલ પહોંચાડવાના ફંડમાં રૂ૨૫, મરહુમના ભાઈ બેહસતનશીન શેઠ ખરશેદજી એદલજી ઉમરીગરની પુંજીમાંથી રૂ૧૦૦૦ એમાંથી ઉરનની દરેહમેહરના નીભાવ ફંડમાં વયાજ વાપરવા રૂ૫૦૦ અને ઝોરાસ્ત્રીયન બીલડીંગ ફંડમાં વયાજ વાપવા રૂ૫૦૦, મરહુમના ભોજાઈ બાઈ સુનાબાઈ ખરશેદજી ઉમરીગરે રૂ૧૦૦ એમાંથી સુરતના નાનપોરાની ડીસપેનસરીના ફંડમાં રૂ૫૦, સુરતના નાનપોરાની લાઈબરેરીના ફંડમાં રૂ૨૫ અને ગરીબ વીધવાઓને આશરો આપવાના ફંડમાં રૂ૨૫, મરહુમના ભતરીજાઓ શેઠો પેસતનજી તથા દારાબશાહ ખરશેદજી ઉમરીગરે રૂ૧૫૦ એમાંથી ભાવનગરની દરેહમહેરના ફંડમાં રૂ૫૦, પારસી જનરલ હાસપીટલના ફંડમાં રૂ૫૦ અને ડા૦ માસીનાની હાસપીટલના ફંડમાં રૂ૫૦, મરહુમના ભાઈ બેહસતનશીન શેઠ ખરશેદજીના વહુઓ બાઈ ધનમાય તથા બાઈ આઇમાએ રૂ૧૦૦ ધી જ. ન. પીટીટ ઓરફનેજનાં ફંડમાં, મરહુમના ભાઈની દીકરી બાઈ શીરીનબાઈ ખરશેદજી ઉમરીગરે રૂ૨૫ ઉરનની અગીયારીના નીભાવ ફંડમાં, મરહુમના ભતરીજાના દીકરા શેઠ કેખસરૂ પેસતનજી ઉમરીગરે રૂ૫૧ મરહુમ શેઠ ખરશેદજી કામાની યાદગારીના જરથોસતી વીદયારથીઓને ઉતેજન આપવાના ફંડમાં, મરહુમના જમાઈ શેઠ જમશેદજી રૂસતમજી ઉમરીગરે રૂ૨૦૦ એમાંથી ધી જ. ન. પીટીટ ઓરફનેજના ફંડમાં રૂ૧૦૦ અને શેઠ ન. મા. પીટીટવાળા દેવાનશાળાનાં ફંડમાં રૂ૧૦૦, મરહુમના જમાઈ શેઠ મનચેરશાહ અરદેશર ભીમીશાએ રૂ૨૫ મુંબઇના જરથોસતી રવાનોને અવલમંજલ પોંહચાડવાના ફંડમાં, કલ્યાણીના આબકારી કંત્રાકટરો શેઠો બહેરામજી એદલજી ઉમરીગર, પીરોજશાહ કુંવરજી ઉમરીગર તથા ખરશેદજી જમશેદજી ઉમરીગરે રૂ૫૦૦ આપયા કે કલ્યાણીના કોઈબી લાયક ધરમખાતાંનાં ફંડમાં એ રકમ અનામત રાખી એનું વયાજ વાપરવા આપવામાં આવશે, અને એજ શેઠો તરફથી રૂ૨૨૫ એમાંથી નારગોળ સ્કુલના ફંડમાં રૂ૨૦૦ અને શરોડાના જરથોસતી રવાનોને અવલમંજલ પોહચાડવાના ફંડમાં રૂ૨૫, બીરારના આબકારી કનટરાકટરો શેઠો બહેરામજી એદલજી ઉમરીગર તથા પીરોજશાહ કુંવરજી ઉમરીગરે રૂ૫૦૦ એમાંથી આંકોલાના જરથોસતી રવાનોને અવલમંજલ પોંહચાડવાના ફંડમાં રૂ૧૦૦, બદનેરાની દરેમહેરના નીભાવ ફંડમાં રૂ૧૦૦, ભાવનગરની દરેમહેરના નીભાવ ફંડમાં રૂ૧૦૦ અને પુણાની દસતુર નોશેરવાન સ્કુલની બાઈ બહમનબાઈ બીલડીંગના ફંડમાં રૂ૨૦૦, મરહુમના ભાણેજ બાઈ ગુલબાઈ માણેકજી ડાકટર તથા દીકરીઓ બાઈ શાબરમાય ફરામરોજ વકીલ તથા બાઈ શીરીનબાઈ કેખશરૂ જડજ મલીને રૂ૩૦૧ એમાંથી ઉરનની દરેમહેરના નીભાવ ફંડમાં રૂ૧૦૦, મુંબઈના જરથોસતી રવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડમાં રૂ૫૧, સર જમશેદજી જીજીભાઈના સ્કુલના ભોજન ફંડમાં રૂ૫૦, સંજાણ મધે જરથોસતીઓની યાદદાસ્તનો સ્થંભ ઉભો કરવાના ફંડમાં રૂ૨૫, ગરીબ વીધવાઓને આશરો આપવાના ફંડમાં રૂ૨૫, ગરીબ જરથોસતીઓનાં છોકરાંઓની નવજોત તથા લગન કરી આપવાના ફંડમાં રૂ૨૫ અને શેઠ માણેકજી શેઠની દરેમહેરના ગહમબાર જશન તથા મુકતાદ ફંડમાં રૂ૨૫, મરહુમનાં માસીનાં દીકરી મરહુમ બાઈ નવાજબાઈ એદલજી વારડનને નામે રૂ૫૧ ઝોરાસ્ત્રીયન બીલડીંગ ફંડમાં, મરહુમના બેશી શેઠ સોરાબજી એદલજી વારડને રૂ૫૧ ઝોરાસ્ત્રીયન બીલડીંગ ફંડમાં, મરહુમના ભાઈ શેઠ કુંવરજી એદલજી ઉમરીગરના વહેવાઈ ખા૦ બા૦ બમનજી બેરામજી પટેલની પુંજીમાંથી બાઈ રતનબાઇએ રૂ૫૧ ઉરનની અગીઆરીના નિભાવ ફંડમાં, મરહુમના માસીના દીકરા શેઠ ખરશેદજી

પાલનજી પાઉંવાળાની દીકરીઓ બાઈ આદનબાઈ દાદી લીમજી તથા બાઈ રતનબાઈ ફરામજી લીમજીએ રૂ૫૧ નાચાર વીધવાઓને આશરો આપવાના ફંડમાં, મરહુમના ખેશી શેઠ દોરાબજી શાપુરજી ઉમરીગરની પુંજીમાંથી રૂ૧૦૦, મરહુમના ખેશી શેઠ હોરમસજી શાપુરજી ઉમરીગરની પુંજીમાંથી રૂ૧૦૦, મરહુમના ખેશી શેઠ એદલજી શાપુરજી ઉમરીગરની પુંજીમાંથી રૂ૧૦૦ મળી રૂ૩૦૦ એમાંથી ભાવનગરની દરેમહેરના નીભાવ ફંડમાં રૂ૭૫, ભાવનગરના દખમાના નીભાવ ફંડમાં રૂ૭૫, ઝોરાસ્રીયન બીલડીંગ ફંડમાં રૂ૭૫ અને ઉરનની દરેમહેરના નીભાવ ફંડમાં રૂ૭૫, મરહુમના ખેશી શેઠ અરદેશરજી સોરાબજી પાલખીવાળાએ રૂ૨૫ ભાવનગરના દખમાના ફંડમાં, મરહુમના ભાણેજના દીકરા શેઠ દોરાબજી ફરદુનજી બાલનેવાલાએ રૂ૨૫ ઉરનની દરેમહેરના નીભાવ ફંડમાં, મરહુમના ભાણેજ મરહુમ બાઈ રતનબાઈ ફરદુનજી બાલનેવાળાએ રૂ૨૫ ઉરનની અગીઆરીના જનરલ ફંડમાં, મરહુમના જમાઈ બેહસતનશીન શેઠ ફરામજી ધનજીભાઈ ઉમરીગરે રૂ૫૧ ઉરનની દરેહમહેરના નીભાવ ફંડમાં, મરહુમના દીકરી મરહુમ બાઈ સુનાબાઈ ફરામજી ધનજીભાઇ ઉમરીગરે રૂ૫૧ ઝોરાસ્રીયન બીલડીંગ ફંડમાં, મરહુમના ખેશી શેઠ અરદેશર જમશેદજી ઉમરીગરે રૂ૫૧ મુંબઈના રવાનોને લગતાં ફંડમાં, મરહુમના સસરા મરહુમ શેઠ રતનજી પેસતનજી ઉમરીગરે રૂ૫૦ ઉરનની અગીઆરીના નીભાવ ફંડમાં, મરહુમના વેવાન બાઇ આવાંબાઈ ફરામજી ઉમરીગરે રૂ૨૫ ઉરનની અગીઆરીના નીભાવ ફંડમાં, મરહુમના દોસતો ખા૦ બા૦ હોરમસજી માણેકજી ભીમરડીવાળા તથા શેઠ દોરાબજી ડોસાભાઈ ભીમરડીવાળાએ રૂ૧૦૦ કલીઆણીની અગીઆરીના નીભાવ ફંડમાં, શેઠ ખોદાદાદ ધનજીશાહ ડુંગાજીએ રૂ૨૫ ભરૂચની ડુંગાજીની અગીઆરીના ફંડમાં, મરહુમના ખેશી બાઇ દીનબાઈ જહાંગીરજી બેગાએ રૂ૫૧ બાઈ શીરીનબાઈ કામા કોનવેલિસંટ હોમમાં, મરહુમના દીકરીનાં દીકરી બાઈ શીરીનબાઈ ફરામરોઝ બેગાએ રૂ૨૫ ઉરનની અગીઆરીના ફંડમાં, શેઠ ધનજીશાહ રૂસતમજી ઉમરીગરે રૂ૨૫ ઉરનની અગીઆરીમાં, શેઠ પીરોજશાહ જામાસજી ડાકટરે રૂ૨૫ ઉરનની અગીઆરીના ફંડમાં, શેઠ રૂસતમજી ફકીરજી દમનીઆએ રૂ૨૫ પારસી ફીવર હોસપીટલમાં, શેઠ કાવશજી બેરામજી દીવેચાએ રૂ૨૫ પારસી આશ્રમ ફંડમાં, મરહુમના ખેશી શેઠ ઉકરજી કાવસજી ઉમરીગરે રૂ૫૦ એમાંથી માંડવીની જરથોસતી અનજુમનના ધરમનાં ફંડમાં રૂ૨૫ અને ઉમરાગામની અગીયારીને હાલ શરોડા ગામમાં લઈ જવામાં આવી છે તેના નીભાવ ફંડમાં રૂ૨૫, મરહુમના ખેશી શેઠ સોરાબજી ઉકરજી ઉમરીગરે રૂ૨૫ ઉરનની અગીયારીના નીભાવ ફંડમાં, મરહુમના ખેશી શેઠ લીમજીભાઇ માણેકજી પારેખે રૂ૫૦, મરહુમના શાળાની દીકરી બાઈ હીરાંબાઈ લીમજીભાઇ પારેખે રૂ૨૫, મરહુમના ખેશી શેઠ પેસતનજી લીમજીભાઈ પારેખે રૂ૨૫ ઉરનની અગીઆરીના ફંડમાં. મરહુમના દોસ્ત શેઠ પેસતનજી સોનાબજી મીસ્રી તરફથી રૂ૫૧ ધી જ. ન. પીટીટ ઓરફનેજમાં, શેઠ પેસતનજી એદલજી ધાલાએ રૂ૨૫ ઉરનની અગીઆરીના નીભાવ ફંડમાં, શેઠ દારાશાહ મનચેરજી ડુંગાજીએ રૂ૧૦૦ એમાંથી શેઠ ન. મા. પીટીટવાળા દીવાનાશાળાના ફંડમાં રૂ૨૫, સંકટ નીવારણ ફંડમાં રૂ૨૫, રૂવાનના ફંડમાં રૂ૨૫ અને ધી બમનજી પીટીટ પારસી હાસપીટલ ફંડમાં રૂ૨૫, શેઠ પીરોજશાહ જેહાંગીર શરાફે રૂ૨૫ રવાનોને અવલમંજલના ફંડમાં, મરહુમના મોત્ર શેઠ હોરમસજી આદરજી આદર બમનજીએ રૂ૨૫ અગીઆરીના નીભાવ ફંડમાં, દેહણુંના આબકારી કોનત્રાકટરોની કંપનીએ રૂ૭૫ અને શેઠ અરદેશર ખરશેદજી પાઉંવાળાએ રૂ૨૫ ઈછાપોરની અગીઆરીના ફંડમાં.

(A) મરહુમ બાઈ પીરોજબાઈ બેજનજી ગોસવાલાના પુણ માટે રૂ૧૬૨૮ ધરમ ખાતે આપયા તેમાં એવનની મીલકતમાંથી રૂ૧૦૦૦, મરહુમના ૩ છોકરાઓ રૂ૨૨૮, મરહુમની ૩ વહુઓ રૂ૭૫, મરહુમની ૭ દીકરીઓ રૂ૧૭૫, શેઠ નશરવાનજી જમશેદજી રૂ૫૦, મરહુમના ભાઈઓ શેઠો ધનજીભાઈ અને દાદાભાઈ રૂ૩૦, મરહુમના વેહેવાઇ શેઠ જાંગીરજી રૂસતમજી ઈરાની રૂ૨૫, મરહુમના વેહેવાન બાઈ શીરીનબાઇ પીરોજશા ગાંધી રૂ૨૫, શેઠ સોરાબજી કુવરજી રૂ૧૫ અને શેઠ મનચેરજી ફરામજી રૂ૫. ઉપલા રૂપયા નીચલાં ફંડોમાં આપયા હતા:—મરહુમ બાઈને નામે કરાંચી પારસી નીરાશ્રીત ફંડમાં રૂ૧૦૦, મરહુમ બાઇને નામે કરાંચી પારસી વીરબાઈજી સકુલનાં ફંડમાં રૂ૧૦૦, શેઠ એદલજી દીનશાહ સી. આઈ. ઈ. એ સથાપેલાં કરાંચી નર્સેસાલારના ફંડમાં રૂ૧૦૦, કરાંચીની કાંપની મરહુમ શેઠ જમશેદજી બેરાની અગીઆરીના ફંડમાં રૂ૨૫, કરાંચી ગાડીખાતાની અગીઆરીના ફંડમાં રૂ૨૫, કરાંચી ગાડીખાતાની સકુલના ફંડમાં રૂ૨૫, કરાંચીમાં મરહુમ શેઠ હોરમસજી ધડીઆલીવાલું દખમું બંધાયા આગમજ રૂવાનોને એક અલાહેદી જગયાએ ડાટતા હતા તે જગયાની આસપાસ દેવાલ બાંધી લીધી હતી પણ તે દેવાલ હાલ બીસમાર હાલતમાં છે તે દેવાલને ઉંચી કરી ફરીથી બાંધવાનો નજદીક રૂ૩૦૦ થી રૂ૩૫૦ નો ખરચ થશે તે એ બાકી વધેલી રકમમાંથી કરવામાં આવશે. બાકીના આશરે રૂ૯૦૦ વધશે તે કીયાં ફંડોમાં આપવા અથવા કીયું નવું ફંડ ઉભું કરવું તે હવે પછી જણાવવામાં આવશે.

(B) મરહુમ શેઠ દોરાબજી નાનાભાઈ મહેતાના પુણ માટે રૂ૭૮૭૬ ધરમ ખાતે આપયા તેમાં મરહુમના ભાઈ શેઠ મેરવાનજી નાનાભાઈ મહેતા રૂ૪૫૦૦, મરહુમના ભોજાઈ બાઈ રતનબાઈ મેરવાનજી મહેતા રૂ૫૦૦, મરહુમના ભત્રીજા શેઠ પીરોજશા મેરવાનજી મહેતા રૂ૫૦૦, મરહુમના છોકરાઓ શેઠો ધનજીશાહ તથા મનાજી રૂ૧૦૦૦, મરહુમની વહુઓ બાઈ દીનબાઈ ધનજીશાહ મહેતા તથા બાઈ જરબાઇ મનાજી મહેતા રૂ૨૫૦, મરહુમના ધણીઆની બાઇ ભીખાઈજી રૂ૧૫૧, મરહુમની પુંજીમાંથી રૂ૫૦૦, મરહુમના દોસત શેઠ મેરવાનજી નવરોજી ગોભાઈ રૂ૧૦૦, ઠા૦ ધનજીભાઈ હોરમસજી મહેતા રૂ૨૫, મરહુમના જમાઈ શેઠ પીરોજશાહ હોરમસજી મહેતા રૂ૫૧, મરહુમના બેટી બાઈ નવાજબાઈ પીરોજશાહ મહેતા રૂ૨૫, શેઠ ફરાંમજી હોરમજી અરજાની રૂ૩૦ અને બાકીના રૂપયા મરહુમના જુદા જુદા સગાવાહલા તથા દોસતોએ ભરયા હતા. ઉપલા રૂપયા નીચલા ફંડોમાં આપયા હતા:—મરહુમ શેઠ પેસતનજી એદલજી મહેતાની યાદગારી કાયમ રાખવા માટે નવસારીના મલેસરના ગરીબ જરથોસતીઓને આશરો આપવાના ફંડમાં વયાજ વાપરવા માટે રૂ૫૦૦, નવસારીના જરથોસતી રવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડમાં રૂ૫૫, નવસારીની શેઠ દ. જ. એ. વ. સકુલમાં રૂ૧૦, એજ સકુલની કસરતશાલાના ફંડમાં રૂ૨૫, નવસારી જામપા મોહલાના બહુમબાર ફંડમાં રૂ૨૫, શેઠ ન. મા. પીટીટવાળા દીવાનશાલાના ફંડમાં રૂ૩૩, ડા૦ બાસીના હાસપીટાલના ફંડમાં રૂ૩૦, મહેતા ખાનદાનના ગરીબોને આશરો આપવાના ફંડમાં રૂ૧૦૦, મરહુમની યાદગારી નવસારીના મલેસરમાં કાયમની જાલવી રાખવાના હેતુથી રૂ૭૦૦૦ આપયા છે, જે

કેવી રીતે જાલવી રાખવી તે વીશે હજુર નકી કીધું નથી. ઘણું કરીને મલેસરના જરથોસતીઓના ઉપયોગ માટે લાઇબરેરી યા તેવુંજ કાંઇ ઉપયોગી ખાતું પુરૂ પાડવા માટે વાપરવાનો વીચાર રાખેલો છે.

(C) મરહુમ સર હોરમજી નવરોજી મોદીના પુણ માટે ડાલર રૂ૫૫૧ આપયા હતા, તેમાં મરહુમની પુંજીમાંથી ડા૦ ૧૦૦૧, મરહુમના ધણીઆણી લેડી માણેકબાઈ ડા૦ ૩૦૦, મરહુમના દીકરા શેઠ નવરોજી ડા૦ ૨૦૦, મરહુમના દીકરા શેઠ જાહાંગીરજી ડા૦ ૨૦૦, મરહુમના દીકરા શેઠ દીનશાહજી ડા૦ ૨૦૦ અને મરહુમની દીકરી બાઈ શીરીનબાઈ નશરવાનજી દાદીશેઠ ડા૦ ૨૦૦ મલી ડા૦ ૨૧૦૧ ભરાયા હતા. જયારે હાંગકાંગની અનજુમન તરફથી આશરે ડા૦ ૪૫૦ ભરાયા હતા.

(D) મરહુમ બાઈ બચુબાઈ નવરોજજી ઉમરીગરનાં પુણ માટે રૂ૧૭૫૫ ધરમ ખાતે આપયા હતા, તેમાં મરહુમના ભાઈ શેઠ ઉકરજી કાવસજી ઉમરીગરે રૂ૫૦૦ નો ચાર ટકાનો બોનડ આપયો છે તે કયાં આપવો તે હવે પછી જણાવવામાં આવશે, મરહુમના ભાઇ શેઠ ઉકરજી ઉમરીગરે રૂ૬૦૦ મરહુમની નઇયતે બાજરોજગારનાં ફંડમાં, મરહુમ શેઠ ધનજીભાઇ કાવસજી ઉમરીગરની પુંજીમાંથી રૂ૧૦૦ ઝોરાસ્ટ્રીયન બીલડીંગ ફંડમાં, મરહુમ બાઈ રતનબાઇ ઉકરજી ઉમરીગરની પુંજીમાંથી રૂ૧૦૦ દેવલાલીની ડા૦ બાહાધુરજી સેનેટેરીયમનાં લાચાર દરદીઓને દવા તથા ખોરાક પુરો પાડવાનાં ફંડમાં, શેઠ સોરાબજી ઉકરજી ઉમરીગરે રૂ૫૧ એમાંથી દેવલાલી બાહાધુરજી શેનેટેરીયમમાં દરદીઓને દવા તથા ખોરાક પુરો પાડવાનાં ફંડમાં રૂ૨૫, ડુંગરવાડીપર ભણતર ચાલુ રાખવાના ફંડમાં રૂ૧૫ અને પારસી સંકટ નીવારણ ફંડમાં રૂ૨૧, બાઈ નવાજબાઇ સોરાબજી ઉમરીગરે રૂ૨૫ દેવલાલી બાહાધુરજી સેનેટેરીયમના લાચાર દરદીઓને દવા તથા ખોરાક પુરો પાડવાનાં ફંડમાં, શેઠ કાવસજી ઉકરજી ઉમરીગરે રૂ૫૧ ઝોરાસ્ટ્રીયન બીલડીંગ ફંડમાં, બાઈ રતનબાઈ કાવસજી ઉમરીગરે રૂ૨૫ પારસી ફીવર હાસપીટલના ફંડમાં, મરહુમ બાઈ શીરીનબાઇ રતનજી પેમાસતરનાં પુંજીમાંથી રૂ૨૫ દેવલાલીની ડા૦ બાહાધુરજી સેનેટેરીયમના લાચાર દરદીઓને દવા તથા ખોરાક પુરો પાડવાના ફંડમાં, મરહુમ બાઈ માણેકબાઇ સોરાબજી ઉમરીગરનાં પુંજીમાંથી રૂ૨૫ ગરીબ લાચાર જરથોસતી વાધવાઓને આશરો આપવાના ફંડમાં, બાઈ નવાજબાઇ નવરોજજી દમસીઆએ રૂ૨૫ દેવલાલી બાધુરજી સેનેટેરીયમનાં લાચાર દરદીઓને ખોરાક પુરો પાડવાના ફંડમાં, શેઠ નવરોજજી માણેકજી દમસીયાએ રૂ૨૫ ડા૦ માસીનાની હાસપીટલના ફંડમાં, બાઈ કુવરબાઇ પીરોજશાહે રૂ૨૫ દેવલાલીની ડા૦ બહાદુરજી સેનેટેરીયમના લાચાર દરદીઓને ખોરાક પુરો પાડવાના ફંડમાં, શેઠો કુવરજી તથા બેહેરામજી અને ખરશેદજી એદલજી ઉમરીગરે રૂ૩૦ એમાંથી ઉદવાડાની અગીયારીના નીભાવ ફંડમાં રૂ૧૫ તથા ઉમરા ગામની અગીયારી જે હાલ સરોડા ગામમાં લઇ જવામાં આવી છે તેના નીભાવ ફંડમાં રૂ૧૫ અને બાકીના રૂપયા જુદા જુદા ખેસીઓએ પરચુટણ ફંડોમાં આપયા હતા.

(E) મરહુમ નવાબ ખા૦ બા૦ ધનજીભાઈ ફકીરજી કામાદીરના પુણ માટે મરહુમના ઉઠમણામાં ભરાયલા રૂ૧૧૨૦૦ ની વીગત એવણના મરણના હેવાલમાં આ કાલેનડરમાં છાપેલી જોવામાં આવશે.

(F) મરહુમ શેઠ અરદેશર શાપુરજી ગજદરના પુણ માટે કુલે રૂ૨૪૮૪ ધરમ ખાતે આપયા હતા, તેમાં મરનારની પોતાની પુંજીમાંથી રૂ૧૦૦૦, મરનારના બાવા શેઠ શાપુરજી રૂ૫૦૦, મરનારના ભાઇ શેઠ જાહાંગીરજી તથા ભોજાઈ બાઈ માણેકબાઇ રૂ૫૦૦ મલી રૂ૨૦૦૦ કયાં આપવા તે હવે પછી જણાવવામાં આવશે; મરનારનાં માતાજી બાઇ રતનબાઈ રૂ૧૦૦, મરનારના ભાગીયાઓ શેઠ દીનશાજી બાપુજી દાદાબરજોર રૂ૧૦૧, શેઠ ધનજીભાઈ બાપુજી દાદાબરજોર રૂ૧૦૧, બાઈ શીરીનબાઈ જહાંગીરજી ગજદર રૂ૨૫, શેઠ ફરામરોજ જહાંગીરજી ગજદર રૂ૨૫, શેઠ પેસતનજી જહાંગીરજી ગજદર રૂ૨૫, મરનારના પાળક બેટા શેઠ જાલેજર જહાંગીર ગજદર રૂ૨૫ અને બાકીના રૂપયા જુદા જુદા ખેશીઓએ ભરીયા હતા. ઉપલા રૂપયા નીચલા ફંડોમાં આપયા હતા:—શેઠ ન. મા. પીટીટવાળા દીવાનાશાળાનાં ફંડમાં રૂ૧૨૧, ગરીબ જરથોસતીઓને પગાર આપવાનાં ફંડમાં રૂ૧૦૧, ખેરગામની અંજુમનનાં ફંડમાં રૂ૫૫, મુંબઈના નસેસાલારનાં ફંડમાં રૂ૨૫, ઝોરાસ્ટ્રીયન બીલડીંગ ફંડમાં રૂ૨૫, દેવલાલીની ડા૦ બાધુરજીની સેનીટેરીયમના ફંડમાં રૂ૨૫ અને બાકીના રૂપયા પરચુટણ ફંડોમાં આપયા હતા.

(G) મરહુમ શેઠ મેહેરવાનજી ફરદુનજી મરઝબાનના પુણ માટે રૂ૧૭૫૬ ધરમ ખાતે આપયા હતા તેમાં મરહુમના દીકરા શેઠ પીરોજશાહ, વહુ બાઈ ડોસીબાઇ, તથા છોકરાંઓ મળી રૂ૧૫૦૧ એમાંથી ગરીબ જરથોસતીઓનાં રહેઠાણોના ફંડમાં રૂ૨૫૧, કોટના ધરમના દવાખાનામાં રૂ૧૦૦, પારસી સુવાવડખાનામાં રૂ૭૫, ડા૦ માસીના હાસપીટલના ફંડમાં રૂ૭૫, ધી બમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ હોસપીટલના ફંડમાં રૂ૭૫, રાહનુમાએ મજદયસનાન સભાના ફંડમાં રૂ૭૫, વીકટોરીયા ઈનસટીટયુશન ફોર ધી બલાઇંડના ફંડમાં રૂ૭૫, ચોપાટીવાળા આંધળાં લુલાંઓના ફંડમાં રૂ૭૫, પારસી દીવાનાઓના ફંડમાં રૂ૭૫, ગરીબ જરથોસતીઓની છોકરીઓને પરણાવી આપવા માટે આસરો આપવાનાં ફંડમાં રૂ૭૫, બાઈ શીરીનબાઇ કામા કોનવેલેસંટ હોમમાં રૂ૫૦, ઓલઅલેસ લેપર હોમમાં રૂ૫૦, ધી જ. ન. પીટીટ ઓરફનેજના ફંડમાં રૂ૫૦, બોંબે નેટીવ ડીસપેનસરીના ફંડમાં રૂ૫૦, ઝોરાસ્ટ્રીયન બીલડીંગ ફંડમાં રૂ૫૦, ગરીબ પારસી બીમારોને હવાના ફેરફાર માટે જવા કાજે અને હડખાં અથવા બીજાં દરદોના ઇલાજ વગેરે સબબો માટે મદદ કરવાના ફંડમાં રૂ૫૦, ગરીબ જરથોસતીઓને ધંધે લગાડવાનાં કામમાં મદદ આપવાનાં ફંડમાં રૂ૫૦, મુંબઇ તથા દેશાવરો ખાતેની જરથોસતી જંદ અવસતાની નીશાળોના ફંડમાં રૂ૫૦, જરથોસતી ધરમ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીના ફંડમાં રૂ૫૦, કદમી જરથોસતીઓના ગાહામબાર ફંડમાં રૂ૫૦, ડા૦ કેરાંવાળાની હાસપીટલના ફંડમાં રૂ૨૫ અને ડા૦ પારખની હાસપીટલના ફંડમાં રૂ૨૫, મરહુમના બેટી બાઈ ખરશેદબાઇ પેસતનજી ડાકટરે રૂ૫૧ કોટનાં ધરમનાં દવાખાનાંના ફંડમાં, મરહુમનાં જમાઈ ડા૦ પેસતનજી નવરોજજી પાવરીએ રૂ૫૧ ચોપાટી ખાતેના આંધળાં લુલાંઓના ફંડમાં, શેઠ જાહાંગીર પેસતનજી પાવરીએ રૂ૫૧ ડા૦ માસીના હાસપીટલના ફંડમાં, મરહુમનાં મરનાર બેટી

બાઈ બાઈજી ફ્રામજી પેસટવાળાનાં બેટી બાઈ મેહેરબાઈ સોરાબજી તાતાએ રૂ૫૧ ગરીબ જરથોસતીઓનાં રહેઠાણના ફંડમાં અને શેઠ સોરાબજી બરજોરજી તાતાએ રૂ૫૧ શે બમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ હુસપીટલના ફંડમાં.

(H) મરહુમ બાઈ સુનાબાઈ પેસતનજી હકીમજીનાં પુણ્ય માટે રૂ૧૧૫૩૫ ધરમ ખાતે આપયા હતા, તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૮૦૦૦, મરહુમ શેઠ પેસતનજી રૂસતમજી હકીમજીનાં ધરમખાતાંની પુંજીમાંથી રૂ૫૦૦, મરનારનાં દીકરી બાઈ ધનબાઈજી હકીમજી રૂ૧૫૦૦, મરનારનાં દીકરી બાઈ શીરીનબાઈ અરદેશર કલ્યાણીવાળા રૂ૫૦૦, મરનારના દીકરી બાઈ કુવરબાઈ પેસતનજી બોર્ડસ રૂ૧૦૦, મરનારના દીકરા શેઠ કાવસજી રૂ૧૦૫, મરનારના દીકરા શેઠ ફીરદાનજી રૂ૫૦, મરનારના જમાઈ શેઠ અરદેશર સાગરજી કલયાણીવાલા રૂ૩૦૦, મરનારના દીકરી બાઈ શીરીનબાઈની દીકરી બાઈ તેહમીના અરદેશર કલયાણીવાલા રૂ૧૦૦, મરનારની દીકરી બાઈ શીરીનબાઈના દીકરા શેઠ સોહરાબજી અરદેશર કલયાણીવાલા રૂ૧૦૦, મરનારના વહુ બાઈ મેહેરબાઈ મેહેરવાનજી હકીમજી રૂ૩૦, મરનારનાં માસીની દીકરી બાઈ રતનબાઈ સાગરજી કલ્યાણીવાલા રૂ૨૫, મરનારનાં વહેવાઈ મરહુમ શેઠ સાગરજી નશરવાનજી કલ્યાણીવાલાની પુંજીમાંથી રૂ૨૫, મરનારના બનેવી મરહુમ શેઠ જીવનજી જમાસજી મીસ્રીની પુંજીમાંથી રૂ૨૫, મરનારના વહેવાઈ મરહુમ શેઠ એદલજી હોરમસજી બાટલીવાલાની પુંજીમાંથી રૂ૨૫, મરનારના વહેવાઈના દીકરા શેઠ નશરવાનજી એદલજી બાટલીવાલા રૂ૨૫, મરનારના બેરી શેઠ સોરાબજી રૂસતમજી બાટલીવાલા રૂ૨૫ અને બાકીના રૂપયા જુદા જુદા એસીઓએ ભરીયા હતા. ઉપલા રૂપયા નીચલા ફંડોમાં આપયા હતા:—મુંબઈની પારસી પંચાયતના ટરસ્ટીઓને રૂ૬૦૦૦ સવાધીન કરવા કે એમાંથી રૂ૩૦૦૦ નું પંચાયતના દફતરમાં મરહુમ શેઠ પેસતનજી રૂસતમજી હકીમજીના નામે તથા બીજા રૂ૩૦૦૦ નું મરહુમ બાઈ સુનાબાઈ પેસતનજી હકીમજીના નામે જુદાં જુદાં ખાતાં પાડવા અને એ બંને રકમો સરકારી લોન, પોર્ટ ટરસ્ટ બોન્ડ વગેરેમાં રોકવી અને તેના વયાજમાંથી ઉપલાં બંને મરનારોના મરણોના વારસીક દીવસોના દીને કદમી મોબેદો હસતક દરૂન, બાજ, આફરીનગાન, શીઆવ, ફરોખશી વગેરેની ક્રીયા કરાવવી તથા પારસી પંચાયતના હસતકમાંના મુંબઈના આંધલા, પાંગલા તથા અશક્ત જરથોસતીઓને બપોર રાતનું જમણ આપવું તથા બાકી જે રહે તે એજ લાચાર જરથોસતીઓના ચાલુ ખરચના ખાતામાં વાપરવું, મુંબઈની પારસી પંચાયતના ટરસ્ટીઓને રૂ૫૦૦૦ ની સરકારી લોન મરહુમ બાઈ સુનાબાઈ પેસતનજી હકીમજીના નામનું પંચાયતના દફતરમાં ખાતું પડાવી સપુરદ કરવી કે એનું વયાજ શેઠ બમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ હાસપીટલના ફંડમાં એક પારસી જરથોસતી બાઈના બીછાનાના ચાલુ નીભાવ ખરચ માટે મરહુમ બાઈ સુનાબાઈના નામે ખરચવા આપવા, બેલગામની શેઠ પેસતનજી બોઇસની દરેહમેહરનાં નીભાવ ફંડમાં રૂ૧૦૦, જરથોશતી સ્ત્રાંનોને અવલમંજલ પોંહોંચાડવાના ફંડમાં રૂ૧૦૫, શેઠ બમનજી પીટીટ પારસી જનરલ હોસપીટલના ફંડમાં ૭૫, કોલાબાની દેવાનશાલાનાં ફંડમાં રૂ૫૦, શેઠ જ. ન. પીટીટ ઓરફનેજના ફંડમાં રૂ૩૦. પારસી સંકટ નીવારણ ફંડમાં રૂ૨૫, વીધવા બાઈઓને આશરો આપવાના ફંડમાં રૂ૨૫, કેરાંવાલાની હોસ્પીટલના ફંડમાં રૂ૪૦, મરહુમ શેઠ મનચેરજી લંગડાની દરેમેહેરના ઈજશને ગહમબાર ફંડમાં રૂ૨૬ અને બાકીના રૂપયા પરચુટણ ફંડોમાં આપયા હતા.

(I) મરહુમ શેઠ અરદેશર નશરવાનજી ચીનાઈના પુણ્ય માટે રૂ૪૮૧૧ ધરમ ખાતે આપયા, તેમાં મરહુમે પોતાની હઈયાતીમાં કરેલાં વસીયતની રૂએ રૂ૩૦૦૦ મુંબઈની પારસી પંચાયતને સ્વાધીન કરવા કે એના વયાજમાંથી અરધી રકમ મરહુમની વારસીક બાજને દીને લાચાર જરથોશતીઓ અને વીધવાઓને સીવાડેલાં કપડાં વહેંચવામાં વાપરવી અને બાકીની અરધી રકમમાંથી દર વાકસીક બાજને દીને ડુંગરવાડી પર શીયાવ સાથ બાજ આફરીમાન કરાવી ગરીબ જરથોસતીઓને ચાસણી કરાવવી; અને મરહુમે પોતાની પુંજીમાંથી રૂ૬૦૩ નીચલાં ધરમખાતાંઓમાં આપવા ફરમાવેલું હતું:—પોતાના મરહુમ માતાજીવાળી હઈદરાબાદની દરેમેહેરના નીભાવ ફંડમાં રૂ૨૫૧, સીકંદરાબાદની દરેમેહેરના નીભાવ ફંડમાં રૂ૧૦૧ અને સીકંદરાબાદના નસેસાલાર ફંડમાં રૂ૨૫૧; એ ઉપરાંત મરહુમના ભાઈ શેઠ ખુરશેદજી, તેમના મરહુમ ધણીઆણીની પુંજીમાંથી તથા દીકરાઓ અને વહુ દીકરીઓ મળી રૂ૧૫૭, મરહુમના ભાઈ શેઠ ભીખાજી રૂ૧૨૫, મરહુમના બેહસ્તનશીન ભાઈ શેઠ બમનજીના ધરમખાતામાંથી રૂ૧૨૫, મરહુમના ભાઈ શેઠ ડોશાભાઇ રૂ૨૦૦, મરહુમના ભાઈ શેઠ પીરોજશાહ રૂ૧૫૦, મરહુમના બેહસતનશીન ભાઈ શેઠ રૂસતમજીની પુંજીમાંથી તથા તેમના દીકરા દીકરીઓએ રૂ૮૫, મરહુમના પીત્રાઈ શેઠ જમશેદજી એદલજી, ધણીઆણી અને દીકરાઓ મળી રૂ૧૨૦, મરહુમના પીતરાઈ ખા૦ બા૦ શાપુરજી એદલજી ચીનાઇ તથા ધણીઆણી રૂ૭૫, મરહુમના પીત્રાઈ શેઠ બાપુજી એદલજી ચીનાઇ તથા ધણીઆણી રૂ૩૧, બાઈ મેરબાઈ હોરમસજી ઓાલબલેસ રૂ૧૦૦ અને કરનલ માણેકજી એદલજી રીપોરટર રૂ૨૫ મળી રૂ૧૨૦૮ હઈદરાબાદની બાઈ માણેકબાઈ ચીનાઇની દરેહમેહરના નીભાવ ફંડમાં આપવામાં આવયા હતા.

(J) મરહુમ શેઠ બેરામજી એદલજી કલેક્ટરના પુણ્ય માટે ધરમખાતે રૂ૧૬૮૧૭ આપયા, તેમાં મરહુમે પોતાના વસીયતમાં લખાવયા મુજબ મરહુમની પુંજીમાંથી રૂ૧૨૦૦૦ કરાંચીના ગરીબ જરથોસતીઓને રહેવા માટેની ચાલી બાંધવા સારૂ આપયા કે એની આવકમાંથી ચાલીના મરામતનો ખરચ બાદ કરી મરહુમની દર વરસની બાજને દીને જશન, બાજ કરી ત્યાંની પારસી વીરબાઇજીની સ્કુલના છોકરાઓને ચાશની કરાવવી તથા મરહુમની પુંજીમાંથી રૂ૨૦૦૦ કરાંચીની શેઠ હીરજીભાઈ મેહરાનાની દરેહમેહેરના ટરસટીઓને આપવા કે એના વયાજમાંથી બાળવાની કાઠી ખરીદવી, મરહુમના બેટા શેઠ ફરામજીએ રૂ૫૦૦ કરાંચીના શેઠ એદલજી દીનશાહના નસેસાલાર ફંડમાં, શેઠ નશરવાનજી રૂસતમજી મેહતા રૂ૩૦૫ તથા ધણીઆણી બાઈ ગુલબાઈ રૂ૧૦૦, બાઈ સુનાબાઈ રૂસતમજી મેહતા રૂ૭૫, શેઠ પેસતનજી રૂસતમજી મેહતા રૂ૫૦, શેઠ નાદીરશાહ રૂસતમજી મેહતા રૂ૨૧ મળી રૂ૫૫૧ મેરબાઇ તથા ખરશેદબાઈ કલોરીન ફંડમાં, શેઠ એદલજી દીનશાહે રૂ૨૦૧ એમાંથી કરાંચીના નસેસાલાર ફંડમાં રૂ૧૦૦ તથા આરામબાગના બગીચાનાં ફંડમાં રૂ૫૦ તથા કલોરીન ફંડમાં રૂ૫૧, મરહુમના બેટા શેઠ દાદાભાઈ રૂ૨૦૧ તથા એમના ધણીઆણી રૂ૧૦૦, મરહુમના બેટા શેઠ કાવસજી રૂ૨૦૦ તથા ધણીઆણી

રૂ૧૦૦, મરહુમના બેટા શેઠ રતનજી રૂ૨૦૧ તથા ધણીઆણી રૂ૧૦૦, મરહુમના બેટા શેઠ અરદેશર રૂ૨૦૧ તથા ધણીઆણી રૂ૫૧, મરહુમના બેટા શેઠ પીરોજશાહ રૂ૫૧, મરહુમના જમાઇ શેઠ સોરાબશાહ માણેકશાહ ભરૂચા રૂ૫૧ તથા ધણીઆણી રૂ૫૧, મરહુમના જમાઇ શેઠ ફરામજી એ. કાંદાવાલા તથા ધણીઆણી બાઇ ગુલબાઈ રૂ૫૧, શેઠ ટેમુલજી એગીઆરવાલા રૂ૫૧, શેઠ ધનજીશાહ જમશેદજી માસતર રૂ૧૦૧ અને જુદા જુદા ખેશીઓએ ભરેલા રૂ૫૫ મલી રૂ૫૬૫ ક્યાં આપવા તે હવે પછી જણાવવામાં આવશે.

(K) મરહુમ શેઠ સોરાબજી બેહેરામજી પાંચખાનાવાળાના પુણ્ મારે રૂ૧૧૧૯ ધરમ ખાતે આપયા, તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૫૦૦, મરહુમના વીધવા બાઈ રતનબાઈ રૂ૧૦૦, મરહુમના પાલક બેટા ડા૦ માણેક પી. કેરાંવાળા રૂ૫૧, મરહુમના જમાઈ શેઠ પીરોજશાહ જીવનજી કેરાંવાળા રૂ૫૧, મરહુમની દીકરીના જમાઈ શેઠ જહાંગીર ફરામજી દેશાઈ રૂ૨૫, મરહુમની દીકરીનાં બેટી બાઈ શીરીન જહાંગીર દેશાઈ રૂ૨૫, મરહુમના મામાસસરા શેઠ બેહેરામજી ખરશેદજી દારૂવાળા રૂ૫૦, મરહુમના ભોજાઈ બાઈ કુવરબાઈ નશરવાનજી કેરાંવાળા રૂ૨૫, મરહુમના એક મીત્ર રૂ૨૫, મરહુમના મામાનાં દીકરી મરહુમબાઇ કુવરબાઈ દાદાભાઈ કંતરાકટરની પુંજીમાંથી રૂ૫૧, અને જુદા જુદા ખેશીઓએ ભરેલા રૂ૮૯ મલી રૂ૯૯૨ ડા૦ માણેક પી. કેરાંવાળાની આસપીટલમાં ગરીબ બાઇઓની મુફત સુવાવડ તથા સારવાર કરવાના ફંડમાં આપયા, મરહુમના પાળક બેટા ડા૦ માણેકજી પી. કેરાંવાળાએ રૂ૫૮ એમાંથી સુરતના શેઠ મોદીના આતશબેહેરામની ચાલુ દરાન, ઈજસનીના ફંડમાં રૂ૫૧ અને શેઠ ન. મા. પીટીટવાળા દીવાનશાળાનાં ફંડમાં રૂ૭, મરહુમના કાકાના દીકરા શેઠ મનચેરજી રતનજી કેરાંવાળાએ રૂ૨૫ સુરતના કેરાંવાળા ધરમશાળા ફંડમાં અને બાકીના રૂપયા જુદા જુદા ખેસીઓએ પરચુરણ ફંડોમાં આપયા હતા.

(L) મરહુમ શેઠ દાદાભાઈ નવરોજી ધણીદારૂના પુણ મારે રૂ૫૦૪૭ આપયા તેમાં મરનારની પુંજીમાંથી રૂ૧૦૦૧, મરહુમનાં વીધવાં બાઈ ધનબાઈજી રૂ૧૦૦૧, મરહુમના દીકરા શેઠ ભીખાજી રૂ૫૦૧, મરહુમના દીકરાના દીકરા શેઠ મોટાભાઈ ભીખાજી રૂ૧૦૧, મરહુમનાં દીકરાના જમાઈ શેઠ માણેકશા ફરદુનજી શરાફ રૂ૨૫, મરહુમના દીકરા શેઠ મેરવાનજી રૂ૩૫૧, મરહુમના દીકરા શેઠ ખરશેદજી રૂ૧૦૦૧, મરહુમની દીકરી બાઇ પીરોજબાઈનાં છોકરાંઓ એદલજી, સુનાબાઇ તથા અરદેશર મળીને રૂ૧૦૧, મરહુમના વહુ બાઇ આવાંબાઈ રતનશા દાદાભાઈ તથા છોકરાંઓ હોરમસજી તથા જાંગીરજી રૂ૫૦૧, મરહુમના દીકરાની દીકરી બાઈ મોતીબાઇ ન. કંતરાકટર તથા શેઠ નવરોજી હોરમજી કંતરાકટર રૂ૧૦૧, મરહુમના દીકરાની દીકરી બાઈ ધનબાઈજી બ. કુપર તથા શેઠ બરજોરજી સોરાબજી કુપર રૂ૧૦૧, મરહુમના દીકરાની દીકરી મરહુમ બાઈ તેહમીના કે. એદનવાળા તથા શેઠ કેખશરૂ રતનજી એદનવાળા રૂ૧૦૧, બાઇ હીરાંબાઈ સોરાબજી ઇજનેર તથા શેઠ શાપુરજી સોરાબજી ઈજનેર રૂ૧૦૧ અને બાકીના રૂપયા જુદા જુદા ખેશીઓએ ભરીયા હતા. એ રૂપયા ક્યાં આપવા તે હવે પછી જણાવવામાં આવશે.

મરહુમ શેઠ જમશેદજી ખરશેદજી દુબાશ જેવણ રોજ ૩જે માહા ૧૨મો ૧૨૭૯ને દીને હક થયા તેવણના ઉઠમણામાં ભરાયલા રૂપયાની ફકત વીગત ૧૨૮૦નાં કાલેનડરમાં ઉઠમણાની નોટ (E) માં છપાઇ હતી, તે રકમ નીચે મુજબ ખાતાંઓમાં આપવા કાઢી હતી:—મરહુમના ગરીબ ખેસીઓને વહેંચી આપયા રૂ૫૦૦, મુંબઇના ખાંધીઆ તથા નસેસાલારના ફંડમાં રૂ૧૦૦, પંચાયતના આંધળાં લુલાંના ફંડમાં રૂ૧૦૦, જરથોશતી રવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડમાં રૂ૧૦૦, દોખમાઓવાલા ડુંગર ઉપરની સગડીમાં ભણતર ચાલુ રાખવાના ફંડમાં રૂ૧૦૦, ગરીબ છોકરાંઓને ચોપડી તથા ચસમાના ફંડમાં રૂ૧૦૦, છોકરાઓની આરફનેજના ફંડમાં રૂ૧૦૦, ગરીબ જરથોશતી ગુજર પામે તેઓના ચાર દીવસની ક્રીયાના ફંડમાં રૂ૧૦૦, ડા૦ માસીના હાસપીટલ ફંડમાં રૂ૧૦૦, શેઠ બમનજી પીટીટ પારસી જનરલ આસપીટલ ફંડમાં રૂ૧૦૦, શેઠ વહાડીયાજીની આંખની હાસપીટલ ફંડમા રૂ૭૫, પંચાયતના દીવાનાના ફંડમાં રૂ૭૫, આંધળાની સકુલના ફંડમાં રૂ૭૫, પારસી એમબયુલંસ બ્રીગેડ ફંડમાં રૂ૭૫, ખેતવાડીની પરેલની સકુલના ફંડમાં રૂ૭૫, શેઠ બેરામજી જીજીભાઈ સ્કુલના ફંડમાં રૂ૭૫, ગરીબ લાચાર જરથોશતી વીધવાઓને આશરો આપવાના ફંડમાં રૂ૭૫, પારસી સંકટ નીવારણ ફંડમાં રૂ૭૫, દેવલાલી ડા૦ બહાદુરજી સેનીટેરીયમનાં ફંડમાં રૂ૭૫ અને સંજાણના સથંભના ફંડમાં રૂ૨૫ મલી કુલે રૂ૨૧૦૦.

---

## ધરમનાં મકાનો.

**કરાંચીનાં ખોરશેદબાઇ કાતરક હોમની પાયાની ક્રીયા**—કરાંચી ખાતે સર અવશરે એક સારાં મકાનની અડચન પડતી હોવાથી શેઠ કાવસજી હોરમજી કાતરકે પોતાના મરહુમ ધણીઆણીની યાદમાં બંધાવેલી ચાલીનો પાયો નાખવાની ક્રીયા રોજ ૬ઠો માહા ૧લાને દીને દસ્તુર ડાકટર માણેકજી નશરવાનજી ધાલા સોડે કરાવી હતી. શેઠ કાતરકે એ હોમ વીષે કેટલીક હકીકત જણાવવા પછી દશતુર ડા૦ ધાલાએ પાયો નાખવાની ક્રીયા કરવા બાદ શેઠ કાત્રકની સખાવત માટે તેવણનો ઉપકાર માન્યો હતો. એ પછી શેઠ કાત્રકે જણાવ્યું કે બનશે તો હું અત્રે છોકરાંઓની એક સ્કુલ ઉઘાડીશ કે જેની હાલ ઘણી જરૂર છે અને એવણે દસ્તુર ધાલાને એ બનાવની યાદમાં રૂપાની થાળી ભેટ આપી હતી.

**ઉપલું ખોરશેદબાઈ કાત્રક હોમ 'ખુલ્લું' મેલવાની ક્રીયા** સીંધના કમીશનર મી. પંગહસબંડને રોજ ૯ મો માહા ૯ માને દીને કીધી હતી, શરૂઆતમાં શેઠ કાવસજી કાત્રકે જણાવયું

કે મારાં ધણીઆણી ખોરશેદબાઈ મારચ ૧૯૦૭ માં ગુજરી ગયાં ત્યારે તેવણુના ઉઠમણાની ક્રીયા વખતે ધરમ ખાતે કહાડેલા રૂ૧૫૦૦૦ માંથી ગરીબ જરથોશતીઓ માટે હોમ બાંધવાનો તથા તેના ભાડાંમાંથી પારસી વીરબાઇજી સકુલને મદદ કરવાનો વીચાર રાખ્યો હતો. એ માટે પારસી પંચાયતની વાડીમાં પાંચ ગાળા બાંધયા છે. તે આજે કરાંચી પારસી અંજુમનના ત્રસ્ટીઓને સોંપવામાં આવશે. એ હોમના ભાડાંના રૂ૭૫ દર મહીને ઉપજશે તેમાંથી દશ ટકા રીપેર વગેરે માટે તથા રૂ૭૫ દર વરસે મારા ધણીયાણી ખોરશેદબાઇની બાજ કરવા માટે બાદ કરી બાકીની રકમ વીરબાઇજી સકુલને દર વરસે આપવામાં આવશે. એનો કારોબાર પારસી પંચાયતના અંજુમનના ૩ ત્રસ્ટીઓ અને મારાં કુટુંબમાંથી બે જણુ મલી ચલાવશે. શેઠ કાત્તરકે અંજુમનના ત્રસટીઓએ એ હોમ માટે આપેલી ખાલી જગયા માટે તથા બીજાઓએ કરેલી મદદ માટે ઉપકાર માની નામદાર કમીશનરને એક કાસકેટ હોમની ચાવી સાથે એનાયત કરી એક રૂપાનું ચેલેંજ કપ આપયું હતું કે તેનું નામ યંગહસબંડ ચેલેંજ કપ રાખવું. એ કપ સીંધ સ્કુલસ એથલેટીક એસોસીએશનને સ્કુલના છોકરાઓ વચ્ચે હરીફાઇ કરાવવા આપયું છે. એ પછી નામદાર કમીશનર હોમ ખુલ્લું મુકી બોલ્યા કે પારસી ધરમમાં પોતાના વાહલાના મોહોત માટે વીલાપ કરતી વખતે જીવતાં લોકોના ફાયદા માટે કંઈ પુણ્ કરવું એ સીધાંત આવે છે તેથી હમોપર ઘણી અસર થાય છે અને આજ કારણુને લીધે પારસીઓ સખાવત માટે જાણીતા થયલા છે. મી૦ કાતરકે પોતાનાં ધણીયાણીનું નામ અમર રાખી પુન કરયું છે અને પોતાની કોમના ગરીબ લોકોને માટે સસતાં ભાડાંની ચાલી બંધાવી તેમને ફાયદો કરયો છે. અંજુમનના એક ત્રસ્ટી શેઠ પેશતનજી કોટવાલે ત્યાર પછી એ હોમ સવાધીન લેતાં કહયું કે શેઠ કાતરકનો હું પારસી કોમ તરફથી ઉપકાર માનું છું. રૂ૧૫૦૦૦ માં એ મકાનો બંધાશે નહી એમ માલમ પડવાથી બીજા રૂ૫૦૦૦ શેઠ કાતરકે આપયા હતા. વળી શેઠ કાતરક અતયાર આગમજ રૂ૯૯૨ વીરબાઇજી સકુલમાં આપી ચુકા છે. છેહલે નામદાર કમીશનરે શેઠ કાતરકને પારસી કોમ તરફથી રૂપાનો ટી-સેટ ભેટ આપયો હતો. એ મકાનને નીચલી તખતી મારેલી છે—The Khurshedbai Katrak Parsee Home erected by Kawasji Hormusji Katrak Esqr. at a cost of Rs. 20000 in pious memory of his deceased wife. The foundation stone laid by Dastur Dr. M. N. Dhalla, M. A., Ph. D. on the day Khurdad of the month Farvardin 1280 A. Y. the 18th September 1910 A. C. and the opening ceremony performed by A. D. Younghusband Esq. I. C. S., C. I. E., Commissioner in Sind on the day Adar of the month Adar 1280 A. Y. the 19th May 1911 A. C.

**મહુવા ખાતે બંધાયલું દરેહમેહરનું મકાન તથા ધરમશાળા**—શેઠ અરદેશર ભીખાજી પટેલે પોતાના મરહુમ ધણીયાણીની યાદમાં મહુવામાં બંધાવેલું દરેહમેહર માટેનું નવું મકાન ખુલ્લું મેલી તેમાં અસલના દાદગાહના કેબલાને પ્રથવાની ક્રીયા રોજ ૧૭મો માહ ૨ જાને દીને કરવામાં આવી હતી. આ દરેહમેહર ચાર દીવસ સુધી ઇજવાની ક્રીયા નવસારીના કામચલાઉ વડા દસતુરજી હસતક થઈ હતી. દરેહમેહર ખુલ્લી મેલાયાને દીને સવારના જશનની ક્રીયા કરવા બાદ શેઠ અરદેશરને અંજુમન તરફથી રૂપાના કાસકેટમાં માનપત્ર સાથ એક શીયાળ એનાયત કરવામાં આવી હતી. તેમજ શેઠ અરદેશરને બીજી શયાલો ગામના પંથકી એરવદ જમશેદજી નવરોજી દાબુએ અને માંડવીની અંજુમને આપી હતી તથા શેઠ અરદેશરના દીકરાને પંથકીએ વીટી પહેરાવી હતી. એ ઉપરાંત વડા દસતુરજીને તેમજ વડા દેશાઇજીના નબીરાને, પંથકી એરવદ દાબુને, તેઓના દીકરા એરવદ ડોશાભાઇને અંજુમને તેમજ શેઠ અરદેશરે શયાલો આપી હતી. એ પછી બપોરે શેઠ અરદેશર તરફથી ગામનું

જમણુ કરવામાં આવયું હતું. એ ઉપરાંત દરેહમેહરના નવા મકાનની ઉતરે ખાલી જગો ત્યાંના જરથોશતીઓની હતી, તે તેઓએ મુફત આપવાથી તેપર શેઠ અરદેશરે પોતાના ખરચે આનેકવાડી નામે એક ધરમશાળા બંધાવી તેમાં સરવ સામન સહીત ત્યાની અનજુમનના ત્રસટીઓને સવાધીન કીધી છે. એ ધરમશાળા ઉપલે દીને સાંજે ખુલ્લી મેલવામાં આવી હતી. આ નવા મકાનની ઉતરે જુની અગીયારી જે બીસમાર થવાથી તે શેઠ અરદેશરે સમરાવી આપવાથી મોબેદોના રહેવા સારૂ હાલમાં વપરાય છે. તેની પાસે નવી ધરમશાળા છે, દરેહમેહરના નવા મકાનને નીચલી તખતી મારેલી છેઃ—શ્રી પાક દાદાર હોરમજદની મદદથી—"આ પાક દરેહમેહેરનું મકાન અંદેરીવાળા પારસી જરથોશતી અરદેશર બીખાજી પટેલે પોતાના ધણીઆણી મરહુમ બાઇ રતનબાઇ અરદેશર પટેલની નેક તથા પવીત્ર યાદમાં અને તેવણના પુનને માટે બંધાવી તથા સરવે સામાન સહીત સંપુરણ કરી શ્રી મહુવા અને તેની આસપાસના વસતા સરવે પારસી જરથોશતીઓના ધરમ ક્રીયાના ઉપયોગ માટે શ્રી મહુવા કસબાના દરેહમેહેર તથા અંજુમનના ત્રશટીઓને ચંદરો કાલ સુધી તેઓની અંજુમનના ખરચે આ દરેહમેહેરનો નીભાવ તથા મરામત કરે એવી કબુલાતે બંધાવીને સપુરદ કીધી છે. રોજ સરોશ ઇજદ માહા અરદીબેહેસત અમસાસપંદ સને ૧૨૮૦ યઝદેજરદી, તા૦ ૨૯ અકટોબર ૧૯૧૦ ઇસવી. અરદેશર બીખાજી પટેલ, નશરવાનજી દારાબજી બજીના, ધનજીભાઈ બેહેરામજી બેસણીઆ, હોરમસજી માણેકજી કાડીઆ, મહુવા દરેહમેહેર તથા અંજુમનનાં ત્રસટીઓ."

**વેસુ ગામનું સ્કુલનું મકાન**—મુંબઇવાલા શેઠ પેસતનજી ડોશાભાઇ મારકરે સુરત ડીસ્ટરીક્ટના વેસુ ગામની સરકારી શાળાનું લગભગ રૂપીયા આઠ હજારને ખરચે નવું બંધાવી આપેલું માળ સાથનું મકાન ખુલ્લું મેલવાની ક્રીયા સુરત જીલ્લાના કલેકટર મી૦ હેંડરસને રોજ ૨૬ મો માહ ૨ જાને દીને કીધી હતી. શરૂઆતમાં કેળવણી ખાતાના ઇનસપેકટર મી૦ શાસ્ત્રીએ શેઠ પેસતનજીની સખાવત માટે સ્તુતી કરી સ્કુલને મકાન વગર પડતી અડચન માટે કેટલુંક વીવેચન કરી જણાવ્યું કે, આજે ઈનામ આપવાને આસરે રૂ૭૦ ની ચોપડી તથા રૂ૨૦૦ ની બાંસ્તીઓ શેઠ મારકરે ભેટ આપી છે. એ પછી પ્રમુખે પ્રસંગને અનુસરતું ભાષણ કરતા સ્કુલ માટે મકાન ભેટ આપનાર શેઠ પેશતનજીના વખાણ કરી જાહેર કીધું કે શેઠ પેશતનજીના વડા ભાઇ કવેટાવાલા ખાનસાહેબ અરદેશરે રૂ૨૦૦ આ સ્કુલનાં વીદયારથીઓને તેના વયાજમાંથી ઈનામ આપવા માટે તાલુકા લોકલ બોરડને આપીયા છે. એ પછી વેસુના રહેવાસી શેઠ સોરાબજી દોરાબજી ચીનાઇએ ત્યાંની પારસી અનજુમન તરફનું માનપત્ર ચાંડીના દાબડા સાથ શેઠ પેશતનજીને એનાયત કીધું હતું. એનો પ્રસંગોપાત જવાબ એવણે આપવા બાદ શેઠ પેશતનજીને તથા તેમના પીતા શેઠ ડોશાભાઇને પારસી અનજુમને અને ગામની હીંદુ કોમે દરેકને અકેક શાલો, તેમજ ખા૦ બા૦ બમનજી એદલજી મોદીએ શેઠ સોરાબજી દોરાબજી ચીનાઇ તરફથી શેઠ પેશતનજીને અને તેમના ભાઇઓ ખા૦ સા૦ અરદેશરને, શેઠો રૂશતમજી, સોરાબજી અને કેખુશરૂને તથા તેમના પીતા શેઠ ડોશાભાઇને શયાલો એનાયત કરવા ઉપરાંત શેઠ પેશતનજીને તેમના ભાઇ કેખુશરૂ તથા બાશી ધનબાઇ અને ખા૦ બા૦ બમનજી મોદી તરફથી સાલો આપવામાં આવી હતી. વળી શેઠ પેસતનજી તરફથી ખા૦ બા૦ બમનજી મોદીને, ગામના પટેલ શેઠ જીવણજી જમશેદજીને, શેઠ ધનજીભાઇ માણેકજી વેસુનાને અને સુરતના દસ્તુરજી રૂસ્તમજીને શાલો એનાયત કરવામાં આવી હતી. દસતુરજી રૂસ્તમજીએ એજ સાલ મી૦ પેશતનજીને પાછી એનાયત કરી હતી.

**વલસાડ ખાતે બંધાયલી ધી કાવસજી ધનભુરા કન્યાશાળા**—શેઠ કાવશજી ધનજીભાઈ ધનભુરાએ વલસાડ મયુનીસીપાલીટીને સકુલ બાંધવા માટે ચોકસ રકમ બક્ષેસ કરવાથી મયુનીસીપાલીટી તરફથી શેઠ કાવશજીને નામની કન્યાસાલાનું બાંધવામાં આવેલું માળવાલું મકાન ખુલ્લું મેલવાની ક્રીયા સુરત જીલ્લાના કલેકટર મી૦ એનડરસને તા૦ ૧૬ મી નવેમબર યાને રોજ ૫ મો માહ ૩ જાને દીને કીધી હતી. સ્કુલ બીલડીંગ કમીટીના ચેરમેન રા. સા. કુવરજી ભાઇદાસે રીપોર્ટ

વાંચતાં જણાવ્યું કે આ સ્કુલ ૧૮૫૬ માં સ્થાપયા પછી ૧૮૮૬ માં મ્યુનીસીપાલીટીને સોંપવામાં આવી ત્યારથી એના મકાનની જરૂર જણાઇ હતી. શેઠ કાવસજી ધનભુરાએ મયુનીસીપાલીટીનું પ્લેગનું દેવું આપવાથી તેની નાણાં સંબંધી સ્થીતી સુધરવાથી અને સરકારે જમીન મફત આપીને મકાન માટે ગ્રાનટ આપવાથી આ મકાન બંધાયું છે. મકાનનો બધો ખરચ આશરે રૂ૧૧૦૦૦ થયો છે. આ સ્કુલમાં હાલમાં લગભગ દોઢસો છોકરીઓ કેલવણી લેય છે. એ પછી શેઠ રૂશતમજી ધનજીભાઈ માસતરે જણાવ્યું કે ભાઉસીકે નામે દક્ષણી ગ્રહસ્થ ડાકટર હતા તેમની બદલી થવાથી તેવણના માનમાં રૂ૫૫ એકઠા કરી બાળકીઓને ઇનામ આપવાનો ઠરાવ થયો હતો. તે રૂપ્યા શેઠ મેરવાનજી નશરવાનજી શરાફની પેઢી પર ચાલીશ વરસ થયા હતા તે હાલમાં વધી રૂ૩૨૦ થયા છે તે હવડાં ઇનામો આપવા માટે આપવામાં આવ્યા છે. એ પછી પ્રેસીડંટે મકાન ખુલ્લું મેલાયલું જાહેર કરવા બાદ શેઠ કાવશજી ધનભુરાની સખાવત માટે તારીફ કીધી હતી. છેવટે શેઠ કાવશજી ધનભુરાએ આ સ્કુલને એવણનું નામ આપવામાં આવ્યું તે માટે ઉપકાર માની પ્રસંગને અનુસરતું વીવેચન કરવા બાદ મેલાવડો વીશરજન થયો હતો.

**કલકતાના દખમાના તાણાની શરૂઆતની ક્રીયા**–કલકતા ખાતે બેલ્યાઘાટ તરફ બાંધવામાં આવનારાં નવા દખમાને લગતી શરૂઆતનો કોદાળી મારવાની ક્રીયા રોજ ૨૩ મો માહ ૩ જાતે દીને સવારે કરવામાં આવી હતી. કોદાળી મારવાની અને તાણો પુરવાની ક્રીયા શેઠ બનાજીના આદરીઆનના કદમી મોબેદોએ કીધી હતી. દોખમાં કમીટીના ઠરાવ મુજમ જશનમાં શેઠ મેહેતાવાળી શેહેનશાહી અગીઆરીના મોબેદોએ ભાગ લીધો હતો, એવી ગોઠવણની રૂએ કે શેહેનશાહીઓ દોખમું ઇજીવાની ક્રીયા કરે ત્યારે કદમી મોબેદો તેનું જશન સાથે મળીને કરે. જશનની ક્રીયા પુરી થવા બાદ એરવદ મેરવાનજી ખુરશેદજી બેહેરામ કામદીને કોદાળી મારવાની ક્રીયા કરવા પછી એવણે કોદાળીની ક્રીયા વીષે ઘણી સમજણ આપી હતી.

**ઉપલા કલકતાના દખમાનો તાણો પુરવાની ક્રીયા** રોજ ૧૪ મો માહ ૪ થાને દીને કરવામાં આવી હતી. દોખમાવાલી જગા દુર હોવાથી કમીટીના એક ગ્રહસ્થે ૩૫ માણસો બેસે તેવી મોટી મોટારબસ તથા ઘણીક ગાડીઓ પોતાને ખરચે ફરતી રાખી હતી. મુંબઈના દસ્તુરજી સાહેબ કેખશરૂ જામાસપજી જામાસપઆસાના જેવો તે ક્રીયામાં બીરાજેલા હતા તેવણની આગેવાંની હેઠળ સવારે આઠ વાગતે ત્યાની બનાજીના આદરીયાન સાહેબના મોબેદો એરવદ એરચશાહ બમનજી દસતુર કુમાના અને એરવદ મેરવાનજી ખરશેદજી બેહેરામ કામદીને તાણાની ક્રીયા કરતાં પવીત્ર કલામો સાથે ૧૦૦૦ ફીટ પવીત્ર કરેલું સુતર સાડા દશ વાગતે નાના મોટા ખીલાઓ ઉપર આપણા પવીત્ર ધરમના ફરમાન મુજબ વીંટાળી રહયા હતા. ક્રીયા પુરી થવા પછી હાજર રહેલા જરથોશતીઓએ તાણાવાલી જગા ઉપર લગભગ રૂપ્યા સાતસો જેટલું નાણું નાખયું હતું. એ પછી ત્યાની અંજુમનના ત્રસ્ટી શેઠ કાવશજી માણેકજી રૂશતમજી બનાજીએ દસતુરજી કેખશરની કીમતી મદદ તથા સહલા માટે આભાર માની એ કામમાં દોખમાં કમીટીના સભાસદોએ તથા જેવો સાહેબોએ નાણાની તેમજ બીજી મદદ આપી હતી તેઓનો તથા મરહુમ શેઠ હોરમસજી નશરવાનજી કાપરે નવા દોખમા માટે સરકારથી મેળવેલી લગભગ ૧૦ થી ૧૧ વીંધા જમીનની ચોમેરની દીવાલ બાંધવા સારૂ રૂ૧૩૦૦૦ની બક્ષેસ કીધી તે માટે ઉપકાર માનયો હતો. એ દીવાલ ઉપર એ શેઠના મરહુમ માતાજીને નામની તખતી મારવામા આવશે. છેવટે દસતુર કેખશરૂએ વાયજ કરતાં જણાવયું કે જયાંબી પારસીઓની વસતી છે ત્યાં દોખમાઓ હોવાંજ જોઇએ. મારા અભીપ્રાય મુજબ પારસી લાશોને દાટવી એ મોટું પાપ છે અને આપણા ધરમના ફરમાનોથી તે ઉલટું છે. જયાં દોખમાઓ નહીજ બાંધી શકાય ત્યાં એક ચોતરો બાંધવો જોઇયે અને તેની આસપાસ ફરતી દીવાલ ઉભી કરી લેવી, પણ કોઇબી સંજોગ હેઠળ લાશને દાટવી જોઇએ નહી. એ પછી ત્યાની અંજુમના ત્રસટી શેઠ નવરોજી જામાસપજી અરજાનીએ તથા શેઠ જમશેદજી ફરામજી માદને પ્રસ-

ગને અનુસરતું કેટલુંક વીવેચન કરવા બાદ દોખમા કમીટીના ઓનરરી સેકરેટરી શેઠ મેરવાનજી કાવસજી ગોરાએ જણાવ્યું કે આ જગયાની બાજુમાં આવેલું પુરાણું દોખમું લગભગ સો વરસ થયાં તે વખતને બરની જરથોસ્તી વસતીને અનુકુળ થઇ પડે તેવું નાનું બાંધેલું હતું પણ હાલમાં જરથોસ્તીઓની વસતી વધવાથી કોઇ વેળા અડચણ નહીં પડે તેથી આ નવું દોખમું બાંધયું છે. દસતુરજી સાહેબ કેખશરૂ તથા નાયબ દસ્તુર મીનોચેહેરને ત્યારબાદ પ્રમુખ શેઠ કાવસજી બનાજીએ શાલો એનાયત કીધી હતી. તાણાની કીયા કરનારા મોબેદ સાહેબોને બનાજી ખાનદાન તરફથી એક પરસ જુદી આપવામાં આવી હતી, કે જેઓએ કદમી મોબેદોમાં ૮૨ વરસ પછી આવી તાણાની કીયા ફતેહથી પાર ઉતારી હતી. હાજર રહેલાઓને બપોરનું ખાણું આપવામાં આવ્યું હતું. દસ્તુરજી કેખશરૂ જામાસ્પજી જામાસ્પઆસાના તથા નાયબ દશતુરજી મીનોચેરજી કલકતાના દખમાનો તાણો પુરવાની કીયામાં ભાગ લેવા ગયા ત્યારે કલકતા જતાં મારગમાં કામટી, રાયપુર વગેરે ઘણે ઠેકાણેથી સ્ટેશન ઉપર ત્યાના જરથોસ્તીઓએ હાજર થઇ સારૂ માન આપ્યું હતું. એવો સાહેબો કલકતે પુગતાં સ્ટેશન ઉપર ઘણા જરથોશતીઓએ હાજર થઈ સારૂ આદરમાન આપયું હતું. શેઠ સી. અરદેશરે એક શીયાલ દસ્તુરજીને ભેટ કીધી હતી. વળતી મુસાફરીએ મુંબઇ આવતાં મારગમાં દારજીલીંગ, અલાહબાદ વગેરેની જરથોસ્તી અંજુમનો તરફનું માનપાન મેળવી આગ્રા ખાતે ગયા હતા. ત્યાં તા૦ ૧૦ મી જાનેવારીએ દસ્તુરજીએ કરેલી વાયજ વખતે આગરાની અંજુમને કારીગરીવાળી મારબલ ટેબલ અને મારબલ ત્રે તથા શેઠ રૂસ્તમજી નશરવાનજી રૂસ્તમફરામે અજમેરની કારીગરીનો એક કીંમતી વાઝ દસ્તુરજીને ભેટ આપયો હતો તેમજ શેઠ પેશતનજી બાટલીવાલાએ દસતુરજીને અને નાયબ દસ્તુરજીને સુંદર વાઝો અને ગવાલીયર ખાતે શેઠ પીરોજશાહ માણેકજી ઝવેરીએ અજમેરી કારીગરીવાળો ફુલોથી ભરેલો ત્રે ભેટ આપયો હતો.

**ખેરગામ ખાતે બંધાયલી કનયાશાળા**—ચીખલી તાલુકાના ખેરગામમાં ૧૯૦૮ ના સાલથી નામદાર સરકારે એક કનયાશાળા ઉઘાડી હતી જે ભાડેના મકાનમાં ચલાવવામાં આવતી હતી. શાળા માટે મકાનની જરૂર જણાવાથી મુંબઇવાસી શેઠ જાહાંગીરજી શાપુરજી ગઝદરે બંધાવી આપેલું મકાન ખુલ્લું મુકવાની કીયા કેળવણી ખાતાંનાં ઇનસપેકટર મી૦ જમીયતરામ ઝવરીશંકર શાસ્ત્રીએ તા૦ ૨૬ મી ડીસેમબરે કરી હતી. શેઠ શાવકશાહ પેસતનજી ખેરગામવાલાએ સ્કુલને લગતી હકીકત કહી કે શેઠ જહાંગીરજી ગઝદરે રૂ ૩૩૦૦ નો ખરચ કરી પોતાના માતાજી બાઇ રતનબાઈ શાપુરજી ગઝદરના નામથી નવું મકાન બંધાવી આપી રૂ૨૨૫ની કીમતનું ફરનીચર ભેટ આપયું છે. એ સ્કુલ બાઇ રતનબાઈ કનયાશાળાને નામે ઓળખાશે અને કેળવણી ખાતાંને હસતક રહેશે, તથા એ ખાતાં તરફથી એનો નીભાવ કરવામાં આવશે. એ પછી પ્રમુખે પ્રસંગોપાત વીવેચન કરી બાઈ રતનબાઇ કનયાશાળા ખુલ્લી મેલાયલી જાહેર કરી હતી અને શેઠ જાંહાંગીરજી તરફથી શાળાનાં બાળકોને ચોપડીઓના ઇનામ અને મીઠાઈના પડીકાં વહેચી આપયાં હતાં. કનયાશાળાનાં મકાનમાં સવારે જશનની કીયાબી થઇ હતી

**નવસારીમાં ખોલો મેલાયલો કેબીનેટ કલાસ**—નવસારીની મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી તાતા હુનરશાળામાં મુંબઇના રહીશ શેઠ હોરમજી શાપુરજી સીરવઇએ પોતાના મરહુમ બેટા ખોરામરસ્તાની યાદમાં રૂપયા દશ હજારને ખરચે "ખોરામરસ્તા હોરમજી સીરવઈ કેબીનેટ કલાસ" એવા નામથી એક કેળવણી ખાતું સ્થાપી આપવાથી તે ખુલ્લો મેલવાની કીયા તા૦ ૩૧ મી ડીસેમબરે વડોદરાના નાયબ દીવાન સારંગવાણીએ એક મેળાવડા સનમુખ કીધી હતી. શરૂઆતમાં એ હુનરશાળાના સેકરેટરી શેઠ ફરદુનજી માણેકજી કાંગાએ આ ખાતાંનો ટુંક હેવાલ આપતાં નામદાર મહારાજાની આ ખાતાં તરફની ઉદારતા માટે જણાવયું કે શરૂઆતથીજ નામદાર મહારાજાએ મદદ કરવા માંડી છે અને આ નવા કલાસ માટે અરધા ખરચની મંજુરી આપી છે તેમજ આ વીભાગનો શરૂઆતનો તથા ચાલુ ખરચનો અરધો ભાગ આપવા માટે શેઠ સીરવઇને મુબારકબાદી આપવી ઘટે

છે. ફકત બે વરસની મુદતમાં આ ખાતાંએ વરક શોપ, આ કેબીનેટ કલાસ તથા રંગવાનો વરગ મળી ત્રણ સંપુરણ તઇયાર થયલા વીભાગો ચાલુ કરયા છે. એ પછી પ્રમુખે સાંચા કામ ચાલુ કરી આપી તે વીભાગ ખુલ્લો મુકાયલો જાહેર કરી નામદાર મહારાજાની ઉદારતા, શેઠો તાતા કુટુંબની મદદ, અને શેઠ સીરવઇએ કરેલી મદદ વીશે વીવેચન કરી તે ખાતાંની આબાદી ચાહી હતી.

**કારવારની છોકરીઓની સ્કુલ**—કારવારના આબકારી કંત્રાકટર શેઠ દાદાભાઇ રતનજી બલસારાએ સરવે ગ્નાતની છોકરીઓ માટે બંધાવી આપેલું સ્કુલનું મકાન તા૦ ૧૫ મી જાનેવારીએ નામદાર લેડી કલારકે ખોલ્લી મેલવાની કીયા કરવા પછી પ્રસંગને અનુસરતાં ભાષણો થયાં હતાં. એ સકુલને "બાઈ કુંવરબાઇ દાદાભાઈ વલસાડવાલા કન્યાશાળા"નું નામ આપવામાં આવયું છે. એ સ્કુલ ત્યાની મયુનીસીપાલીટી હસ્તક સોપવામાં આવી છે. એ કનયાશાળાની ઇમારત ભેટ કરનાર બાઇ કુવરબાઇ અને તેમના ભરથાર શેઠ દાદાભાઇ રતનજીને સાંજે ચાર વાગતે કારવાર ખાતે સટીમર ડેલહાઉસી ઉપર નામદાર ગવરનરે ખાનગી મોલાકાતનું માન આપયું હતું.

**માંડવીની નવી ધરમશાળા**—સુરત જીલ્લાના માંડવીમાં મુંબઇવાળા શેઠ અરદેશર ભીખાજી પટેલે પોતાના મરહુમ ધણીયાણી બાઈ રતનબાઇના પુણ માટે એક માળવાલી બંધાવી આપેલી ધરમશાળાનું મકાન ખુલ્લું મેલવાની કીયા રોજ ૮ મો માહા ૫ માને દીને કરવામાં આવી હતી. એવાં એક મકાનની માંડવી અને તેની આજુબાજુનાં લોકોને ઉતારાને માટે ઘણી જરૂર હતી, તે માટે એ મકાન બંધાવ્યું છે. શરૂઆતમાં જશનની કીયા ત્યાના પંથકી એરવદ બેજનજી કાવસજીએ કરવા પછી શેઠ અરદેશરને ત્યાની અનજુમને એક શાલ તથા બીજી શાલ અનજુમને શેઠો સોરાબજી તથા કાવશજી દાદાભાઈ દુબાશ માટે તેમના એજંટને ઓઢાડી હતી. અનજુમનના ત્રસટી શેઠ ફકીરજી નવરોજી ઈલાવનાને અનજુમને તથા શેઠ અરદેશરે એકેકી શાલ અને શેઠ એદલજી જમશેદજી પટેલને શેઠ અરદેશરે એક શાલ ઓઢાડી હતી. વળી મહુવાની અનજુમને એક શેયાલ શેઠ અરદેશરને ઓઢાડી અને શેઠ અરદેશરે મહુવાની અનજુમનનાં પ્રમુખ શેઠ ધનજીભાઇને એક શાલ ઓઢાડી હતી. શેઠ અરદેશર તરફથી આ પ્રસંગે બપોર તથા રાતનું જમણ તાલુકાના જરથોશતીઓ માટે થયું હતું. માંડવીમાં આબકારીનો ડીપો હતો તે બારડોલીમાં લઇ જવાથી એ ડીપોવાળી જગયા તેના માલેકો શેઠો સોરાબજી તથા કાવસજી દાદાભાઈ દુબાશે અંજુમનને ભેટ આપી રૂ૫૦૦ આપયા હતા. તેમજ અંજુમને કરેલા ઉગરાનામાં રૂ૧૨૫૦ ભરાયલા તેમાં વયારાની જરથોશતી અનજુમનના રૂ૩૦૦ તથા તયાંની શેઠો એદલજી નવરોજી મેઘોરાની કંપનીના રૂ૧૦૧ મુખય હતા, અને એ કુલે રકમમાં શેઠ અરદેશરે પોતાનાં ધણીયાણીનાં નામથી આ મકાન બીજા લગભગ રૂપયા દશ હજાર ઉમેરી બંધાવી આપયું છે. આ ધરમશાળાના ઉપયોગ માટે શેઠ અરદેશર બરજોરજી ગોદરેજે પોતાનાં પીતાજીના નામથી એક ઇજીચેર તથા ૧૨ ખુરસીઓ, શેઠ રૂસતમજી દીનશાહજી બીલીમોરીઆએ અરધો દજન ખુરસીઓ, શેઠ ફરામજી કાવશજી બાટલીવાલાએ ૧૬ તાંબાના વાસણો, શેઠ જહાંગીરજી બમનજી મીસ્ત્રીએ ૧૬ તાંબાના વાસણો અને શેઠ જમશેદજી બમનજી ઇરાનીએ ચાર દબા ધાસલેટ તેલના ભેટ આપયા હતા.

**સ્ટુડંટસ બ્રધરહુડનો રીડીંગ રૂમ અને લાઇબ્રેરીનું મકાન** ખુલ્લું મુકવાની કીયા બ્રધરહુડના પ્રમુખ સર નારાયણ ચંદાવરકરે તા૦ ૫ મી ફેબરવારીએ કરી હતી. શેઠ રતનજી જમશેદજી તાતાની ઉદાર સખાવતના પરીણામે આ મંડળ પોતાની લાઇબ્રેરી અને રીડીંગ રૂમ ધરાવવાને શકતીવાન થઇ છે. પ્રમુખે ભાશણ કરતાં જણાવયું કે શેઠ દાદાબાઈ નવરોજી જેવા મહશયોએ એકત્ર થઇ મુંબઈમાં લીટરરી અને સાયનટીફીક સોસાયટી સથાપી કે જયાં જવાન બાનુઓ કેળવણી લઇ શકે. તે પછી સકુલો તેમજ કોલેજોમાં ડીબેટીંગ અને લીટરરી સોસાયટીઓ ઉભી થઇ હતી. આ મંડળીની નેમ એ છે કે શાંત અભ્યાસ, મનની શાંતી અને વીચારશકતી અને ભાઇબંધીની લાગણી, તેમાં ખાસ કરીને તે મહાન ઈશવરમાં ભરોસો મેલવાની જરૂરીઆતા પીછા

નવી. આ મંડળ પોતાનું ઉપયોગીપણું આગળ વધારયું જાય છે અને સઘળી વરણુના મરદ તેમજ ઓરતોમાં સાચી ભાઇબંધીનો જુસો વધારે છે.

**બીના ખાતે બંધાયલો હોલ**—બીના ખાતે પારસી આરામગાહની જગાપર કાનપુર-વાળા મરહુમ શેઠ બેહેરામજી નવરોજજી ઝવેરીના પુણને માટે તેવણનાં વીધવા બાઈ નવાજબાઈ તથા બેટા શેઠ નાનાભાઇએ ત્યાના જરથોશતીઓને સરઅવસરે વાપરવા માટે ૩૨૧૦૦ ની કીમતે બંધાવી આપેલો એક હોલ ખોલ્લો મેલવાની ક્રીયા રોજ ૪ થો માહ ૬ ઠાને દીને કરવામાં આવી હતી. જશનની ક્રીયા કરવા પછી એ હોલ શેઠ નાનાભાઇએ પોતાનાં માતાજી તરફથી બીના અંજુમનને સપુરદ કરયો હતો જેને માટે બીનાની અંજુમન તરફથી શેઠ એરચશાહ બેજનજી સુરતીએ એવણુને શીયાલ ઓઢાડી એવણુનો તેમજ બાઈ નવાજબાઇનો ઉપકાર માની એવણુના પીતાજી મરહુમ શેઠ બેહેરામજીની ઘટતા શબદોમાં સતુતી કરી હતી, જેનો શેઠ નાનાભાઈએ વળતો જવાબ આપી ઉપકાર માનયો હતો. આ હોલના વપરાસ માટે બાઇ નવાજબાઇએ ૧૨ ખુરસી તથા એક સેતરંજી, મેસરસ ગોધરેજ એનડ બોઈસે એક લોખડની તીજોરી, શેઠ કાવસજી નસરવાનજી દુબાશે જરમનના તથા તાબાંના વાંસનો, શેઠ મેરવાનજી જમશેદજી હકીમે ૩ ખુરસી, બાઇ પીરોજબાઇ જમશેદજી જીજીબાઈએ અરધો દજન ખોરદેહ અવસતા, શેઠ નવરોજી એરચશા સુરતીએ પોતાના ધણીઆણી મરહુમ બાઈ પીરોજબાઇના પુણ માટે ૩૪૫ ની હાંડી ૨ તથા વાલસત ૨ અને સેતરનજી એક ભેટ આપી હતી. આ મકાનનું નામ બેરામજી હોલ રાખ્યું છે ને તેપર નીચલી તખતી મારેલી છે:—આએ હોલ બાઇ નવાજબાઇ બેરામજી ઝવેરીએ પોતાના બેહેસતનસીન ખાવીંદ શેઠ બેરામજી નવરોજી ઝવેરીના પુનને માટે બીનાના પારસી જરથોસ્તીઓને સર અવસરે વાપરવા ૩૨૧૦૦ ના ખરચે બંધાવ્યો છે તા૦ ૧ લી અકટોબર ૧૯૧૦.

**શેહેંગાહીમાં ખોલ્લો મેલાઇલો વારડ**—મરહુમ બહાદુર ડાકટર કાવસ લાલકાકા કે જેવણનું મરણ લંડનમા.સર કરઝન વાયલીનાં ખુન વખતે થયલી ખુનરેજીમાં થયું હતું. તેવણુની યાદગારી જાળવવા શેહેંગાહીમાં ઉભાં કરેલાં ફંડમાંથી ત્યાના શાનતુંગ રોડ ઉપર આવેલી ચીનાઓની આસપીટલ કે જેમાં મરહુમ ઘણોજ આગેવાન ભાગ લેતા હતા તેમાં એવણુનાં નામના બંધાયલા વારડનો તા૦ ૧૬ મી ફેબરવારીને દીને ખુલ્લા મુકવાની ક્રીયા ત્યાના બ્રીટીશ કોનસલ મી૦ ઈ. ડી. એચ. ફરેઝર, સી. એમ. જી. એ એક સુભાખીત ભાશાંણ સાથે કરી હતી. એ વખતે હોલમાં મરહુમ ડાકટરનો એક સુંદર ફોટોગ્રાફ જે વોલંટીયર ડરેસમાં પાડેલો એવણુના કાકા શેઠ બાપુજીએ ભેટ આપેલો મુકેલો છે.

**રંગુનની સઘડી**—રંગુનની આરામગાહની જગા ઉપરનું સઘડીનું મકાન બીસમાર હાલતમાં આવવાથી ત્યાની જરથોસ્તી અંજુમનના ફંડમાંથી બાંધવામાં આવેલું નવું મકાન ખુલ્લું મેલવાની ક્રીયા રોજ ૯ મો માહા ૬ ઠા ને દીને કરવામાં આવી હતી. શરૂઆતમાં ત્યાની દરેહમેહરના પંથકી એરવદ બરજોરજી ભીખાજી ઉનવાલાએ જશનની ક્રીયા કરવા પછી એરવદ બરજોરજીએ પ્રસંગને અનુસરતી વયાજ કરવા બાદ હાજર રહેલા ચાશની કરી વીખેરાઇ ગયા હતા. ત્યાની આરામગાહની જગા શેહરની ઘણી નજદીક છે કારણ કે ૫૫ વરસપર બ્રીટીશ શરકારે જરથોસ્તીઓને ભેટ આપેલી તે વખતે એટલી બધી વસ્તી નહી હતી.

**આબરૂદાર સ્ત્રીઓ માટે હવા ખાવા માટે ખુલ્લા મુકાયલા આશ્રામો**—બાઇ ધનબાઇ બેરામજી મેરવાનજી મલબારીએ વરક કલાસોમાં કામ બજાવતી સ્ત્રીઓ, સ્ત્રી શીક્ષકો, નરસ અને તેવીજ બીજી સ્ત્રીઓ જેમને હવાની ફેરબદલીની જરૂર હોય તેમને માટે સાંતાકરૂઝ ખાતે મકાનો બંધાવયાં છે જે માંહેલાં બે મકાનો ખુલ્લાં મુકવાની ક્રીયા નામદાર ગવરનરે ગયાં ફેબરવારી માસમાં કીધી હતી. તે બે મકાનો માહેલાં એક મોટા માલવાલા મકાનને નામદાર ગવરનરના મરહુમ બેટી મીસ વાયોલેટ કલારકનું નામ આપવામા આવયું છે અને બીજા મકાનને આશરે ચાર વરસની વાટ

ઉપર બાઇ ધનબાઈ મલબારીની ગુજરી ગયલી સઉથી મોટી બેટીનું નામ આપવામાં આવયું છે. વળી આ મકાનો સાથ બીજા બે ઘરો આવેલાં છે તેને મલબારીના કુટુંબના મીત્રોનું નામ આપવામાં આવ્યું છે. નામદાર ગવરનરે તયાંથી રવાના થતી વખતે મીસ વાયોલેટ કલારકની એક મોટી તસવીર તે બાનુનું નામ ધરાવનારાં મકાનમાં મુકવાને માટે મીસીસ મલબારીને ભેટ આપી હતી.

**હજીરાનું સેનેટરીયમ**—સુરતના ઓરપાડ તાલુકાના દરીયા કીનારા આગલ હજીરા ગામે પારસીઓના ઉતારા માટે નવસારીવાળા મરહુમ શેઠ પાલણજી શેહેરીઆરજી માદનના છોકરાઓ એરવદો રૂશતમજી, ડોસાભાઈ અને માણેકજીએ રૂ૨૦૦૦૦ ને ખરચે ત્રણ બલોકવાળું બંધાવેલું સેનીટરીયમ ખુલ્લું મેલવાની ક્રીયા રોજ ૧ લો માહ ૭ માને દીને કરવામાં આવી હતી. હજીરા સુરતથી ૧૨ માઇલ દુર હોવાથી એમાં ભાગ લેવા જનારાઓને લાવલઇજાવ કરવા માટે મેશરસ માદન બીરાદરો જેઓ સુરતમાં કેમીસટનો ધંધો કરતી પેહેડી મેસરસ ડી. પી. માદન કંપનીના માલેકો છે એઓએ સુરતના તાપી નદીના કીનારેથી પોતાને ખરચે મછવાની ગોઠવન રાખી હતી. હજીરામાં થતી ધરમ ક્રીયા ઉપર ગોદાવરા પંથકવાળા મોબેદોનો હક હોવાથી અને માદન બીરાદરો નવસારીના ભગર અંજુમના હોવાથી સુમારીવાળા ગોદાવરા પંથવાળા અથોરનાનોની રજા લઇ જશન વગેરેની ક્રીયા માદન બીરાદરો માના એરવદ ડોશાભાઈ પાલનજી માદને પોતે કરી હતી. એ પછી શેઠ ડોસાભાઈ પાલનજી માદને હજીરા સેનીટેરીયમને લગતો લંબાણ હેવાલ વાંચતાં જણાવયું કે સને ૧૬૯૯માં સુરતવાસી મરહુમ અંધયાર રૂસતમ માણેકશેઠ, કે જેના નામથી સુરત રૂસતમપુરા વસાયલું છે તેવણે આ ગામે એક કુવો બંધાવી આપેલો છે. આ કુવા ઉપરની ફારસી તકતી પરથી માલમ પડે છે કે "આ કુવો ગરીબો માટે દવા છે." વળી આ કુવાનાં પાણી વજને હલકાં હોવાથી દરદીઓને સુખશાંતી આપવા માટે ફાયદાકારક છે. હજીરાની હવા પાણી બહુજ સરસ હોવાથી પારસીઓ માટે એક ધરમશાળા ૧૮૩૮માં મરહુમ શેઠ ફરદુનજી સોરાબજી પારખે બંધાવી છે. આશરે ૧૫ વરસ ઉપર આ ધરમશાળાના સથાપનારનાં વંશોએ એનો સઘળો કારોબાર સુરત પારસી પંચાયતનાં ધરમખાતાંની બોરડને સોપ્યો હતો. આ ધરમશાળામાં એવોએ જોઇતો સુધારો કરી આ મકાનને એક સેનીટેરયમ તરીકે બનાવી, પારસી ભાઇઓને જોઇતી દરેક ચીજ પુરી પાડી છે. એ પછી સુરતની પારસી પંચાયતની બોરડના પ્રેસીડંડ ખા૦ બા૦ બરજોરજી નશરવાનજી વકીલે શેઠો માદન બીરાદરોએ બોરડને આ નવું સેનેટરીયમ સ્વાધીન કીધું તે માટે પોતાની ખુશાલી જાહેર કરી જણાવ્યું કે શેઠ ડોશાભાઈ માદને શેઠ પારખવાળી ધરમશાળાનું રીપેર કામ રૂપીઆ સાતસોને ખરચે કરાવી એનો કમપાઉન્ડ વધારવા માટે જગા લેવા રૂ૨૦૦ આપયા હતા. વળી શેઠો માદને રૂ૧૦૦૦ આપયા છે કે એના વ્યાજમાંથી એવોએ બંધાવેલી નવી સેનેટરીયમની જગાના ગણોતનો સરકારી મેહસુલ ભરવો. એ પછી શેઠ ડોશાભાઈ માદનને ખા૦ બા૦ બરજોરજીએ સુરતની અંજુમન તરફથી એક શાલ તેમજ શેઠ બેહેરામજી ફરામજી વહાડયાએ, સુમારીની અંજુમને, શેઠ ફરામજી શેઠજીભાઈ દેશાઇએ અને શેઠ એદલજી શાપુરજી સલાએ અકેક શયાલો એનાયત કરવા બાદ શેઠ ડોસાભાઇએ સેનીટેરીયમનું મકાન સુરતની પારસી પંચાયતની બોરડને સવાધીન કરવાને લગતું લખત વાંચી સંભળાવયું હતું. એ પછી શેઠો માદન બીરાદરોએ ખા૦ બા૦ બરજોરજીને શાલ તથા સુમારીના દસતુરજી હીરાજી બરજોરજી સુમારીવાળાને શાલ પરસ સાથે, શેઠ બેહેરામજી ફરામજી વહાડયાને ૨ હીરાની વીટી ને શયાલ, શેઠ બેહેરામજી જમશેદજી પટેલને ૨ સોનાની વીટી અને શયાલ, શેઠ જમશેદજી કુવરજી માખણીયાને ૧ વીટી અને ૧ શયાલ, શેઠ બરજોરજી માણેકજીને ૧ વીટી, પટેલ કાનજી ભાણાને ૧ વીટી ભેટ આપી હતી. હાજર રહેલાઓને શેઠો માદન બીરાદરો તરફથી બપોરનું ખાણું આપવા પછી સઘળા સુરત પાછા ફરયા હતા. વલી એ દીને સાંજે મેશરસ માદન બીરાદરોએ ત્યાની પ્રાથમીક શાળાના છોકરાઓને ઇનામો વહેંચી આપવાનો મેળાવડો સેનીટેરીયમનાં મકાનમાં ખા૦ બા૦ બરજોરજી મોદીના પ્રમુખપણા હેઠળ કીધો હતો. નવાં સેનીટેરીઅમ માટે એક એકર જમીન ખરીદી તે ઉપર ૩ બલોક

બાંધેલા છે. દરેકમાં બે રૂમ રાંધણી અને નાહવાની ઓરડી અને બે કોચ, બે પલંગ, ૪ ખુરસી, ૧ ઇઝીચેર અને ગોદરાં ઉપરાંત ૧૦–૧૨ જણને ઉપયોગી થઇ પડે એટલાં સરવે જાતના વાસણો છે. એને લગતી પાંચ એકર વધુ જમીન સરકાર પાસે પાછલથી ખરીદી છે. એ જમીન લેવાથી રેતીથી મકાનને નુકશાન થતું અટકશે કારણ કે જમીનમાં બાવળો વીગેરે ઉગાડવામાં આવશે. સેનીટેરીયમને નીચલી તખતી મારેલી છેઃ—શ્રી ૧૧–પાક દાદાર અહુરમજદની મદદથી આ મકાન પારસી જરથોશતીઓના વપરાસ માટે શેઠ બેરામજી ફરામજી વહાડીયાની દેખરેખ હેઠળ બંધાવી નવસારીવાળા મરહુમ અંધયારૂ પાલનજી શેહેરયારજી માદનના છોકરાઓએ સુરત પારસી પંચાયતના ધરમખાતાંની બોરડના સંપુરણ કાબુ અને અખત્યારમાં સવાધીન કીધું છે. રોજ ૧ લો માહા ૭ મો સને ૧૨૮૦ યઝદેઝરદી સંવત ૧૯૬૭ ના ફાગણ સુદ ૧૨ રવેઉ તા૦ ૧૨ મી મારચ સને ૧૯૧૧.

**તીથલ ખાતેના બલોકસો**—વલસાડ નજદીક તીથલ ખાતે પારસી સેનીટેરીઅમને લગતો એક બલોક મરહુમ શેઠ બેહેરામજી જીજીભાઇને નામે તેમના પવિત્ર શેઠ રૂશતમજી બેહેરામજી જીજીભાઇએ, અને બીજો બલોક મરહુમ બાઈ માણેકબાઇ બેહેરામજી જીજીભાઇને નામે બાઈ ગુલબાઇ બમનજી પીટીટે અને ત્રીજો બલોક મરહુમ શેઠ માણેકજી નશરવાનજીને નામે શેઠ બમનજી દીનશાહ પીટીટે બંધાવી આપયો છે. એ બલોકસો ખુલ્લા મેલવાની ક્રીયા રોજ ૧૦ મો માહા ૭ માને દીને શેઠ બમનજી દીનશાહ પીટીટની આગેવાની હેઠળ કરવામાં આવી હતી. શરૂઆતમાં જશનની ક્રીયા કરવા પછી શેઠ કાવશજી ધનજીભાઇ ધનબુરાએ બલોકસો બંધાવનારાઓની સ્તુતી કરી હતી.

**ગરીબ જરથોસ્તીઓના રહેઠાણો માટે બંધાયલું મકાન**—મરહુમ શેઠ નશરવાનજી જહાંગીર વહાડયાની યાદગારી રાખવા માટે એક મકાન ગીલડર સ્ટ્રીટમાં ગરીબ જરથોશતીઓનાં રહેઠાણોના ફંડ તરફથી બાંધવામાં આવયું છે, તેને ખુલ્લું મેલવાની ક્રીયા ઓનરેબલ મી૦ જમશેદજી દીનશાહ ડી. દાવરે તા૦ ૨૭ એપ્રીલ યાને રોજ ૨૨ મો માહા ૭ માને દીને કરી હતી. એજ પ્રસંગે પહેલા સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટના બેટી મરહુમ બાઇ રતનબાઇ ફરામજી પાંડેની યાદમાં સ્થાપવામાં આવેલી નીશાળનાં બાળકોને લેડી જેહાંગીરે ઇનામો વહેંચી આપયાં હતાં. શરૂઆતમાં એ ફંડના ઓનરરી સેકરેટરી ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાન સી. આઇ. ઈ. એ ફંડના કારોબારનો અહેવાલ વાંચતા જણાવયું કે મરહુમ શેઠ રૂશતમજી ખરશેદજી ખરાસની યાદમાં તેઓના બેટીઓએ આપેલા ૩૨૦૦૦ માંથી ફંડની શરૂઆત થઇ હતી. હાલ ફંડ રૂપ્યા સાડા છ લાખનું થયું છે. આ બધી રકમમાંથી નાનાં મોટાં ૨૯ મકાનો ૩૪,૬૬,૦૦૦ નાં ખરચે બંધાયાં છે અને ૧૯૧૦ ની આખેરી સુધી પુંજી ૩૧,૮૦૬૮૬ જેટલી છે. આ ત્રીસમું મકાન ખુલ્લું મુકવાની ક્રીયા આજે થનાર છે તે મરહુમ શેઠ નશરવાનજી જેહાંગીર વહાડયાનું નામ કાયમ રાખવા તેવણના વીધવા બાઇ પીરોજબાઇએ કરેલા ચેરીટી ફંડમાંથી તેમના ત્રસ્ટીઓ મી ઓનરેબલ ડા૦ ટેમુલજી ભીખાજી નરીમાન તથા શેઠ દીનશાહ સોરાબજી મોદીએ ૩૪૦,૦૦૦ ની રકમે બંધાવી હમારે સ્વાધીન કીધું છે. બીજું ૩૧ મું મકાન થોડા વખતમાં બંધાઇ તઇયાર થશે અને બત્રીસમું મકાન બાંધવા પુનાવાળા શેઠ બરજોરજી માણેકજી તાલુકદારે ૩૨૫,૦૦૦ આપવા કબુલ્યું છે જેમાંથી ૩૧૮૦૦૦ મળયા છે. તારદેવ મધેની ૧૦૦૦૦ ચોરસવાર જમીન સઘળી મકાનોથી ભરાઇ જવાથી સીટી ત્રસ્ટ પાસેથી એક જમીનનો કટકો ૩૩૯૩ ચોરસવાર ૯૯ વરસને પટે લીધો છે અને તેની ઉપરના ઘરો ખુલ્લા મેલવાની ક્રીયા નામદાર ગવરનરે ગયે વરસ કરી હતી અને ત્રીજું મકાન ખુલ્લું મુકવાની ક્રીયા આપ આજ કરનાર છો. ચોથું મકાન બંધાય છે તે માટે હોંગકોંગવાળા સર હોરમસજી નવરોજી મોદીએ પોતાના બેટા મરહુમ શેઠ મેહેરવાનજીની યાદગારીમાં ૩૨૨,૦૦૦ આપયા છે. બાકી રહેલા જમીનના ટુકડાપર શેઠ બરજોરજી તાલુકદારવાળું મકાન બંધાશે. વળી મહાલક્ષ્મી આગળ પાણીનું પરબ કાઢી નાખવાથી તેના વેચાણના નાણા જે આજ સુધી વધી ૩૨૦,૦૦૦ જેટ

છે તે હાઇ કોરટની મંજુરીથી અને શેઠ દાદી નશરવાનજી દાદીની જેહમતથી એક મકાન બાંધવા માટે મલ્યા છે અને રૂ૧૦,૦૦૦ હમારા ઓનરરી સોલીસીટર શેઠ જમશેદજી કાવસજી પટેલ પોતાના વીલમાં ફંડ હસતક આપવા લખી ગયા છે. હવે પછી બીજા મકાનો બાંધવા માટે બીજી ખાલી જમીન લેવી પડશે. હમારા મકાનમાં વસનારાઓમાં મરણ પ્રમાણ ગણું ઓછું છે એજ દેખાડે છે કે એ મકાનોમાં રહેનારાંઓની તનદરોસતી કેવી રહે છે અને તેથીજ બીજાં મકાનો બાંધવાને મુસતકીમ કારણો મળે છે. આજના મકાનમાં ૧૯ ઓરડા અને તેટલીજ રાંધણીઓ છે અને તેની સાથ નાહનીઓ વગેરે પણ છે અને દરેક નાહના કુટુંબને એક ઓરડો ને એક રાંધણી અને મોટાં કુટુંબને તેઓની હાજત પ્રમાણે એવડાં મલશે. મકાનોના સબંધમાં એક દવાખાનું આલબ્લેશ કુટુંબે બંધાવી તેના નીભાવ માટે રૂ૨૧૦૦૦ આપ્યા છે. અને એક નીશાળ બાઇ રતનબાઇ પાંડેની યાદમાં મકાનમાં વસતા કુટુંબના બચ્ચાંઓને કેલવણી આપવા સ્થાપેલી છે. એ નીશાળનું મકાન સર દીનશાહ માનેકજી પીટીટ પેહલા બેરોનેટે બંધાવીયું છે અને એવણે તથા બેશીઓએ રૂ૨૪૦૦૦ નીભાવ માટે આપ્યા છે. આ નિશાળમાં ૨૮૪ છોકરીઓ અને ૬૮ નાનાં છોકરાઓ ગુજરાતી ક, ખ થી તે સાતમાં ધોરણ સુધી કેળવણી લે છે. એ ઉપરાંત બાનુંઓને ઘરનાં હુનરો જેવા કે રાધણકળા, શીવવા, વેતરવાનું અને ઘરમની કેળવણી પણ શીખાડવામાં આવે છે. માંદાં માણસોને મદદ અને સારવાર કરવાની સમજણ માટે એક કલાસ ઉગાડયો છે જ્યાં ડા૦ મીસ મેરબાઇ ખરેઘાત શીક્ષણ આપે છે. આ સ્કુલને આપેલી મદદ માટે સરવેનો ઉપકાર માન્યો હતો. એ પછી નામદાર જસતીસ દાવરે મકાન ખુલ્લું મેલાયલું જાહેર કરવા બાદ ફતેહમંદ બાલકીઓને લેડી જહાંગીરે ઇનામો વેહચી આપ્યાં હતાં. એ પછી પ્રમુખે પ્રસંગને અનુસરતું લંબાનથી ભાષણ કરતાં ખા૦ બા૦ મરઝબાને વરસો સુધી લીધેલી બીન સ્વારથી મેહનત માટે ઉપકાર માની જણાવયું કે હમણા સુધી જેબી કાંઇ કરવામાં આવલું છે તે શેઠ મરઝબાનના લાગવગને આભારી છે. ગરીબ પારસીઓ માટે સસતાં ભાડાના મકાનોની ઘણીજ જરૂર છે તે શેઠ મરઝબાનનો દાખલો લઇ બીજી મંડલીઓ વગેરે એવા મકાનો બાંધતા જાય છે તે ખુશીની વાત છે. તેમજ ડા૦ ટેમુલજી નરીમાન અને એવણના ગોડીયા તરફથી શેઠ દીનશાહ મોદીએ પોતા હસતકના ફંડમાંથી બંધાવી આપેલા નવા મકાન માટે આભાર માની પાંડેવાળી નીશાળની બાળકીઓએ કરેલા સારા દેખાવ માટે ખુશાલી દેખાડી બોલ્યા કે આપણા બાપદાદાઓના પ્રતાપથીજ આપણી હાલની હાલતે રહયા છે અને તેઓની જુની કેટલીક રાહા રશમો ઘણી સારી હતી. એ પછી મેલાવડો વીસરજન થયો હતો.

**સર કાવશજી જાહાંગીર પબલીક હોલનો પાયો નાંખવાની ક્રીયા**—મુંબઇની સાયનસ ઇનસટીટયુટ અને સર કાવસજી જેહાંગીર પબલીક હોલનો પાયો નાખવાની ક્રીયા નામદાર ગવરનરે એલફીનસટન કોલેજના કમપાઉંડમાં તા૦ ૫ મી એપ્રીલ યાને રોજ ૨૫ મો માહા ૭ માને દીને કીધી હતી. શરૂઆતમાં સર કાવશજી જાહાંગીર બારોનેટે લંબાનથી ભાષાણ કરતાં જણાવયું કે હીંદમાં તમો નામદાર પધારયા બાદ ટુંક વખતમાંજ તમોએ સાયનસની કેલવણી વધારવા ખંત લીધી જેનું આજની ક્રીયા જાણે પરીણામ છે. આ મકાનો પરીપુરણ થતાં તેમાં જે વીશાલ ધોરણપર સાયનસની કેલવણી અપાશે તે ખરેજ દેશમાં જાગ્રતી અને ઉલટ પેદા કરશે. એને માટે મેં રૂપીયા ચાર લાખનો ફાળો અને સર જેકબ સાસુને રૂ૧૦ લાખ અને સર ઇબ્રાહીમ કરીમભાઇએ રૂ૪॥ લાખ આપીયા છે. તમો નામદાર પાસથી માગીશ કે સાયનસ કોલેજમાં તમારૂં બાવલું ઉભું કરવાનો મને હક આપવો. એ પછી નામદાર ગવરનરે સાયનસ ઇનસ્ટીટયુટનો પાયો નાંખવાની ક્રીયા કરવા બાદ સર કાવસજી જેહાંગીરે પબલીક હોલનો પાયો નાખવાની નામદાર ગવરનરને અરજ કરતાં જણાવયું કે તમો નામદાર આ જમીન એક પબલીક હોલને માટે આપવાનો ઇરાદો રાખતા હતા એવું જાણતાં તરતજ રૂ૩ લાખ આપવાને હું તઇયાર થયો અને આ ઇમારતના નીભાવને માટે રૂ૭૫૦૦૦ ની બીજી વધુ રકમ આપવાને મેં મરજી જણાવી. મારી હવે એટલીજ આશા છે કે એક સુંદર દબદબા-

ભરયા હોલ તરીકે આ ઈમારત ચાલુ ઉપયોગમાં આવતી રહે. વળી જે કોમને લગતો હોવાનું હું માન ધરાવું છું તે કોમની ભવીશની સભાઓને માટે પણ આ હોલ ઉપયોગમાં આવશે અને તમો નામદારે તે હોલ રવીવારના દીવસોપર પણ ઉપયોગમાં લેવાની પરવાનગી બક્ષી છે તેથી મને અતીશય આનંદ ઉપજયો છે. આ પછી નામદાર ગવરનરે પાયો નાંખવા બાદ બોલયા કે એક સવદેશાભીમાની શહેરી સર કાવશજી તરફથી સાયનસના ઈનસટીટયુટ માટે ૩૪ લાખની શરૂઆત કરી એક મોટો સાયનસ ઇનસટીટયુટ શહેરને અરપણ કરવાની યોજના ઘડાઈ અને ત્રણ નમુનેદાર શહેરીઓની બરકતથી મુંબઇ શહેરમાં સાયનસની ઉનતી થશે. સર ચીનુભાઈએ અમદાવાદમાં સાયનસ કોલેજ સથાપવા વળી ૯ લાખ રૂપયા આપયા છે. હવે એ કેળવણી માટે સરકારે આપેલી રૂપયા પાંચ લાખની બક્ષેશ મળી રૂપયા ૨૯ લાખ તઇયાર છે. મકાનના પ્લાનમાં ત્રણ મોટી સાયન્સની શાખાઓ એટલે કે રસાયણ શાસ્ત્ર, ફીઝીકસ અને નેચરલ સાયનસ (જે ઝાડપાનની, ભુસ્તર અને પ્રાણીવીદયા એવા ત્રણ વીભાગોમાં વહેંચી નાખવામાં આવશે) ની કેળવણી એકી વેળા ૫૬૦ વીદયારથીઓને આપી શકાશે. દરેક શાખા માટે તેની ખાસ પ્રયોગશાળા અને ભાષણ આપવાના ઓરડા તેમજ શોધખોળ ચલાવવાનાં કામ માટે ખાસ પ્રયોગશાળાઓ રહેશે. તે ઉપરાંત વહેવારૂ "ફીઝીકસ"ના પહેલાં વરસનો ફરજયાત અભ્યાસ કરવા માટે ૨૦૦ વીદયારથીઓની ગોઠવણ થશે. સર કાવસજીની સખાવતથી હવે દર સાલ મુંબઇ શહેરને એક મોટો હોલ મલશે અને મેટ્રીકની પરીક્ષાના ઉમેદવારો માટે તે લાયક થઈ પડશે. બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**નવસારી ખાતેનું દાબુ સ્ટુડંટસ કવાટરસ**—નવસારી ખાતે બાંધવામાં આવેલું ધી રતનજી ફરામજી દાબુ સ્ટુડંટસ કવાટર ખુલ્લું મેલવાની ક્રીયા તા૦ ૧૧મી એપ્રીલે નામદાર માહારાજા ગાયકવાડે કીધી હતી. શરૂઆતમાં શેઠ પેશોતન રતનજી દાબુએ પોતા અને ભાઇઓ તરફથી જણાવયું કે આ સ્ટુડંટ કવાટરસને હમારા મરહુમ બાવા રતનજીના નામ સાથ જોડવામાં આવયું તે માટે ઉપકાર માની બોલયા કે શેઠ રતનજીની ખાયસ નાત જાતના તફાવત વગર કાઇની ધરમખાતું સ્થાપવાની હતી અને સર કાવશજી મદરેસામાં બહારગામથી સીખવા આવનારા વીદયારથીઓ માટે કવાટરસની જરૂર જણાયાથી રૂપ્યા દશ હજાર હમારા મરહુમ પીતાજીએ આપવા જાહેર કીધા હતા પણ ઉપલી રકમ પુરતી નહી જણાયાથી રૂ૧૦૦૦૦ માં અમોએ રૂ૭૧૦૩ નો વધારો કરી આપયો હતો. જયારે બાકીની રકમ નામદાર માહારાજાએ આપવા ઉપરાંત એને લગતી જગા માટે નામદાર માહારાજાએ રૂપ્યા છ હજાર બીજા વધુ આપ્યા હતા. નામદાર મહારાજાએ ઈમારત ખુલ્લી મુકવા બાદ ભાષણ કરી હોસટેલના ફાયદા દરશાવયા હતા. તે નામદારે જુદી જુદી જાતોને દેશમાં ફાયદા માટે એકત્ર થઈ કામ કરવા અરજ કરી હતી અને તનદરોરતી જાળવવા માટે સુખશાંતી અને કુદરતના કાયદા પ્રમાણે ચાલવાનો બોધ દીધો હતો. છેવટે દાબુ ભાઈઓને તેમની સખાવત માટે ઉપકાર માની જણાવયું કે જોકે શરીરમાં મી૦ દાબુ મરણ પામયા છે, તોપણ પોતાનાં સારાં કામથી તેઓ અમરગી પામયા છે. શેઠ ફરદુનજી કાંગાએ નામદાર મહાજનો ઉપકાર માનતા જણાવયું કે તમો નામદારની મુલાકાતની યાદમાં બાઈ રતનબાઇ એદલજી બામજીએ રૂ૩૫૦૦ સુખશાંતીનાં કામો અને શીખેલી દાઇઓનાં ફંડમાં આપયા છે અને તે સાથ મહારાણીનું નામ જોડવાની રજા માંગી છે જે માટે માહારાજાએ ઉપકાર માની ખુશીથી રજા આપી હતી. આ મકાનમાં મરહુમ શેઠ રતનજી દાબુના અરધા કદનું બાવલું ગોઠવેલું છે. તેની બાજુએ નીચે પ્રમાણે તખતી છે.—"પાક દાદાર હોરમજદની મદદ—શેઠ રતનજી ફરામજી દાબુ નવસારી સ્ટુડંટસ કવાટરવાળી સર કાવસજી જહાંગીર નવસારી જરથોસ્તી મદરેસાને લગતી આ ઇમારતના પાયાની સ્થાપના શ્રી નવસારીના સુબા સાહેબ ખાન બહાદુર જમાદાર યુસુફઅલી બી. એ. બેરીસ્ટર એટ-લો એઓએ રોજ ૧૮ માહ ૧૧ શહેનશાહી, માહ ૧૨ મો કદમી સને ૧૨૭૯ યજદેઝરદી, તા૦ ૨૭ જુલાઈ ૧૯૦૯ ઇસવી અને વાર મંગળને દીને કીધી છે. નેક નામદાર મહા-

રાજા સર સયાજીરાવ ગાયકવાડ જે. સી. એસ. આઇ. સેના ખાસખેલ સમશેર બહાદુરના રાજયના ૩૨ મા વરસમાં શ્રી નવસારીના ઇજનેર સાહેબ ખા૦ બા૦ અરદેશર નવરોજી નાદરશાહના એલ. સી. ઇ., રાવ સાહેબ ગણુપતસીંગ આનંદસીંગ શીલ્પશાસ્ત્રી."

**એરવદ દોરાબજી એદલજી મીઠાઇવાળાએ બંધાવેલી દરેહમેહર**—એરવદ દોરાબજી એદલજી જમસીના તથા મીઠાઇવાળાએ ગ્રાંટરોડનાં સ્ટેશનની સામેની ગલી આગલ ચીકલ વાડીમાં બંધાવેલી દરેહમેહેર ખુલ્લી મુકવાની ક્રીયા રોજ ૯ મો માહ ૯ માને દીને સવારે ૯ કલાકે કરવામાં આવી હતી. એ આદરીઆન માટે ૨૧ આતશો લાવવામાં આવયા હતા. પાક દાદાર હોરમજદની ઇજશની કરવા બાદ ક્રીયા કરનારા મોબેદો ગુરજ, ઢાલ, તલવાર વગેરે સાથે સરઘસના આકારમાં દરેહમેહેરમાં દાખલ થઇ આતશ આદરીયાન સાહેબને તખતનશીન કરયા બાદ માલેકની નામની માચી ચહડાવયા પછી દરેહમેહર ખુલ્લી મેલાયલી જાહેર કરવામાં આવી હતી. એ પછી જશનની ક્રીયા દસતુર કેખશરૂ જામાસપજી જામાસપઆસાનાએ કરવા બાદ એરવદ દોરાબજી એદલજી જમસીના તરફથી શેઠ ફકીરજી નવરોજી ઇલાવીયાએ અંજુમન પત્ર વાંચીઓ તેમાં જણાવયું હતું કે જયાં અગત્ય હોય ત્યાં એક આતશ આદરીયાન પરથાવવાનો અમારો લાંબા વખતથી ઇરાદો હતો. ગ્રાંટરોડ ઉપર જરથોશતી ભાઇઓની વસ્તી વધેલી હોવાથી એક દરેહમેહરની જરૂર હતી તેથી આ પાક મકાન ઉપયોગી થઇ પડશે અને તેનો લાભ લેવાશે તો સેવક પોતે પોતાના ખરચેલા પઇસાનો બદલો વળી ગયલો સમજશે. મારા મીત્ર શેઠ દીનશાજી કુંવરજી પંડોલે પોતાની આ જગયા કાંઇ પણ અવેજ લીધા વગર નામની કરજનદારીથી જાવેદાન સુધી આ દરેહમેહેરના ઉપયોગ માટે આપી, તથા શેઠ રૂસતમજી એદલજી મેહેતા તથા તેમના ભાગયાઓએ આ મકાન પોતાની જાતી દેખરેખથી કાંઇ પણ લવાજમ અથવા બદલો લેવા વગર બાંધી આપ્યું, તેમજ અત્રેના જાણીતા શીલ્પશાસ્ત્રી શેઠ શાપુરજી નસરવાનજી ચાંદાભાઇએ ઇમારત ઉભી કરવામાં કાંઇ પણ લવાજમ વગર જાતી દેખરેખ અને મદદ આપી તે માટે તથા આ કામમાં જે સાહેબોએ મદદ તથા સલાહ આપી તેઓ સરવેના ઉપકાર માનીએ છીએ. આ દરેહમેહેર અમારા વડીલોના પુન્ય માટે બાંધેલી હોવાથી તેના નીભાવ માટે શેઠ દીનશાજી કુંવરજી પંડોલની માલકીની ચાલીઓ વેચાતી લીધી છે જેના ૩૦૫૦ નાં માસીક ભાડામાંથી અગીઆરીનો નીભાવ કરવામાં આવશે જે માટે ટ્રસ્ટ ડીડ બનાવી અમોએ ટ્રસ્ટીઓ તરીકે એરવદ દોરાબજી એદલજી જમસીના, શેઠ ફકીરજી નવરોજી ઇલાવના, શેઠ પાલનજી દાદાભાઇ ચાવના, શેઠ અરદેશર ભીખાજી પટેલ અને શેઠ પીરોજશાહ પેસતનજી શરાફને નેમયા છે. એ પછી દસતુર કેખશરૂ તરફથી નાયબ દસતુર મીનોચેહેરજીએ "આદરાન ના કેબલા" ઉપર વાયજ કરવા બાદ એરવદ દોરાબજીએ નીચે મુજબ સાલો સાથ પહેરામણી કરી હતી:—શેઠ દીનશાજી કુંવરજી પંડોલ, શેઠ શાપુરજી નશરવાનજી ચાંદાભાઇ, શેઠ રૂસતમજી એદલજી મેહેતા, શેઠ બરજોરજી સોરાબજી આગા, શેઠ નાદરશાહ રૂસતમજી પટેલ, શેઠ રૂસતમજી ખરશેદજી મીસ્ત્રી, શેઠ ધનજીભાઇ રતનજી છીબલા, દસતુર કેખશરૂ જામાસપજી, નાયબ દસતુર મીનોચેહેર જામાસ્પજી, પંથકી બરજોરજી કાવસજી ભાંડના, પંથકી માણેકજી ભાંડના, એરવદ માણેકજી રૂસતમજી ઉનવાળા, એરવદ ખરશેદજી શઠીયાર, વગેરે. જયારે નીચલા ગ્રહસ્થો અને મંડળો તરફથી એરવદ દોરાબજીને શાલ તથા પહેરામણી કરવામાં આવી હતી:—શેઠ જીવનજી જામાસજી મીસ્ત્રી, શેઠ કાવશજી દાદાભાઇ દુબાશ, શેઠ માણેકજી જીજીભાઇ શરાફ, શેઠ ઉકરજી કાવશજી ઉમરીગર, શેઠ ફકીરજી નવરોજી ઇલાવના, શેઠ બેહેરામજી એદલજી ઉમરીગર, ઉરનની જરથોશતી અનજુમન, ગોદાવરા પંથકના મોબેદો, શેઠ બમનજી એદલજી કાશીનાથ, શેઠ અરદેશર ભીખાજી પટેલ, અંધેરીવાળા શેઠ પેશતનજી બરજોરજી મેહેતા, શેઠ ડોશાભાઇ ભાવંડીવાળા, ફોરટ કલબના મેમબરો અને મીત્રો, શેઠ જીવનજી લીમજીભાઇ એલાવીયા, શેઠ દીનશાજી પાલનજી ઇલાવના, શેઠ રૂસતમજી પરવેજજી ફોટોગ્રાફર, આપાબાગ કલબના મેમબરો, શેઠ બરજોરજી કાવસજી ભાંડના, શેઠ માણેકજી

બરજોરજી ભાઠેના, શેઠ અરદેશર બેરામજી તાડીવાળા, શેઠ મેરવાનજી એદલજી મેહેતાનું કુટુંબ, શેઠ રૂસતમજી એદલજી મેહેતા, શેઠ રૂસતમજી હોરમસજી દસ્તુર રાંદેરવાળા, શેઠ શાપુરજી દોરાબજી રબારી વગેરે. આ હીંગાની ખુશાલીમાં એરવદ દોરાબજી તરફથી રાત બપોરનું ખાણું કરવામાં આવ્યું હતું. આ દરેમેહેરના નીભાવ માટે લીધેલી જમીનના રૂ૩૮૦૦૦ તથા દરેમેહેર પાછળ થયલો ખરચ રૂ૩૫૦૦૦છે. આ દરેમેહેર બાંધવાની અગાઉ એરવદ દોરાબજીએ બીજી કીધેલી સખાવત નીચે મુજબ છે:— પારસી જનરલ આસપીટલમાં એક વોરડ બાંધવા સારૂ રૂ૧૫૦૦૦, ઉરનમાં સઘડી બાંધવા તથા ચેરાગ કાયમ રાખવા માટે રૂ૪૦૦૦, સુમારી ગામમાં ચાલુ ધરમખાર કરવા માટે જુદા કહાડેલા રૂ૩૦૦૦, પાલનપોર તાલુકે ઓરપાર જીલ્લે સુરતમાં એક કુવા માટે સારવજનીક ઉપયોગ સારૂ હવાડા સાથે રૂ૧૫૦૦, વહાડયાજીના આતશબેહેરામનાં મકાનમાં ઝુમર મુકી પાંચે હમકારાએ લાઇટ કરવા માટે રૂ૩૫૦૦, ગોદાવરાનાં આદરીઆનની સાલગરેહપર લાઇટ કરવા માટે રૂ૫૦૦, કવાસ તાલુકે ઓલપાડ જીલે સુરતમાં સારવજનીક વપરાસ માટે એક કુવા સારૂ રૂ૪૦૦, તેણુંની રાનમાં હવાડો ભરી ઢોરોને પાણી પાવા માટે રૂ૩૦૦, દરેહમેહેર તથા મોબેદોનું મકાન બાંધવા પાછળ થયલા રૂ૭૩૦૦૦માં દરેહમેહેર ઇજાવા તથા વાસણ ફરનીચર વગેરે માટે રૂ૫૦૦૦ થયલા આવી જાય છે.

**ભુસાવલમાં ખુલ્લો મેલાયલો હોલ**—ભુસાવલની અંજુમનના પ્રેસીડંટ શેઠ નવરોજી પેશતનજી નાયગામવાળા તથા કંત્રાકટરે પોતાનાં બેટી બેહેશતનશીન બાઇ આલાંમાય તે શેઠ બાપુજી માણેકજી પાઘડીવાલાનાં ધણીયાણીની યાદગારી કાયમ રાખવા સારૂ બંધાવી આપેલો "નારગામ વાળા હોલ" રોજ ૪ થો માહ ૧૦ માને દીને ખુલ્લો મેલવામાં આવયો હતો. જશનની ક્રીયા ત્યાના દસ્તુર ફીરોઝ હોરમજી મેહરજીરાણાએ કરવા પછી શેઠ નવરોજીએ કરેલી સખાવતની તારીફમાં કેટલુંક વીવેચન કરતાં જણાવયું કે એવણે આ મકાન બંધાવી જરથોશતીઓની ખરી હાજત ટાળી મોટું હેશાન કીધું છે, અને એવણ જયારથી અનજુમનના પ્રેસીડંન્ટ થયા તયારથીજ તેના ભલા માટે ઉમંગ દેખાડે છે. એ પછી શેઠ એદલજી કાવશજી અમરેલીવાળાએ જણાવયું કે શેઠ નવરોજજીનાં મામાના થયલા ઉઠમણામાં એવણે જરથોશતીઓ માટે એક ધરમશાળા બંધાવી આપવા કબુલ્યું હતું તેટલાં શેઠ નવરોજીના બેટી બાઇ આલાંમાય ગુજર પામયાં જેવણની યાદગારી રાખવા સારૂ એ શેઠે મોટો ખરચ કરી ધરમશાળા સાથે સરઅવશરના વપરાસ સારૂ તેમજ જરથોશતીઓનાં છોકરાંઓ માટે સ્કુલ અને દરેમેહેર બાંધી આપવા ખુશી દેખાડી. એ સરવેના નીભાવ માટે પોતા તરફથી દર સાલે એક હજાર રૂપીઆ આપવા બંદોબસ્ત કીધો છે. એ શેઠના ઉપકારના બદલામાં અત્રેની અંજુમને ભેટ આપેલી એવણની તસવીર નાયગામવાલા હોલમાંજ ખુલ્લી મુકાવી છે. એ પછી શેઠ નવરોજીએ પોતાના હાથે આતશ આદરાંનની દરેહમેહરનો પાયો નાંખવાની ક્રીયા કરી હતી. આ નવા મકાન પાછળ લગભગ રૂપીઆ વીસ હજારનો ખરચ થયો હતો. એ મકાન માળ સાથનું છે નીચે જરથોશતી છોકરાઓની સકુલ માટે મોટો રૂમ બનાવયો છે તથા બહારગામથી આવતાં જરથોશતી મુસાફરો માટેનો બીજો જુદો રૂમ તથા બબરચીખાનું ગોડાઉન વગેરે છે. આ નારગામવાળા હોલમાં વાપરવા સારૂ નીચલી ભેટો મલી હતી:—શેઠ નવરોજીએ ચાર સોફા, બે લખવાની ટેબલો, ત્રણ છુટા કટકાની ટેબલો, ૭ ખુરસી, ચાર ધોલીઆ, નાની મોટી બતીઓ, કટલરીનો તથા કોરીનો સામન તથા ગલાસો ને તાંબાના નાના વાસણો વગેરે, શેઠ એદલજી કા. અમરેલીવાળાએ પોતાનાં મરહુમ ધણીયાણી મેરબાઇનાં પુણ માટે ચાર મોટાં તપીલાં, ચાર મોટા ખુમચા તથા મોટી ચમચો, શેઠ બેહેરામજી મેરવાનજી બતીવાળાએ પોતાનાં મરહુમ બેટી રતનબાઇના પુન માટે બાર ટેબલના કટકા તથા ચોવીસ ખુરસી, શેઠ અરદેશર કા. અમરેલીવાળાએ બે હાંડી, બાઇ જાઇજી બમનજી અમરેલીવાળાએ પોતાના મરહુમ બેટાના પુન માટે મોટી બતી, બાઇ હીરાંબાઇ અરદેશર અમરેલીવાળાએ પોતાના મરહુમ ભાઇ એદલજીનાં પુન સારૂ બે મારબલના પથરની ટીપાઈ તથા મોટું ઘડીઆળ ભેટ આપયાં હતાં.

**સીગનપોર ખાતે બંધાયલું દરેહમેહરને લગતું મકાન**—સીગનપોર ખાતે એક દરેમેહર મુંબઈવાલા વહાડયાજી કાવસજી નસરવાનજીએ અસલ બંધાવી હતી. તે પાછી યજદેજરદી ૧૨૧૯ માં રોજ ૧૭ મો માહા ૨જાને દીને વહાડયાજ કુટુંબના શેઠ નવરોજી જમશેદજીએ બંધાવી આપી હતી. પણ દરેમેહરમાં મોબેદોને પોતાનાં કુટુંબ સાથે રહેવાની જગા નહીં હોવાથી શીગનપોરના શેઠયા અને એદનના મોટા વેપારી શેઠ એદલજી કુંવરજી પટેલે દરેમેહરની પાસેની જમીન વેચાતી લઇને છ હજાર રૂપીઆનો ખરચ કરી દરેમેહરનાં પંદકીને પોતાના કુટુંબ સાથે રહેવાને સગવડ પડે એવું એક મકાન બંધાવી આપયું છે. આ મકાનનું મુરત રોજ ૧૩ મો માહા ૧૦ મો સને ૧૨૮૦ યજદેજરદીને દીને કરવામાં આવયું હતું. તે વેલાએ એક માનપત્ર રૂપાના દાબડામાં મેલીને એક કસબી સેઆલ સાથે મોબેદ કાવસજીએ મકાન બંધાવનારને એનાયત કીધી હતી. શેઠ એદલજીએ એવું જાહેર કીધું હતું કે હમારા બેહેશ્તી મરહુમ બાઇ પીરોજબાઇ માણેકજી પટેલનાં પુનને માટે આ મકાન બાંધી આ દરેમેહરના હાલના મુતવલીઓ શેઠો રતનજી ખરશેદજી વાડયાજી તથા અરદેશર જાંગીરજી વાડીયાજીને અસતક કરીએ છીએ કે તેઓ એની હવે પછીની વયવસથા કરશે.

**સતારાની નવી દરેહમહેર**—પુણેથી માહબલેશવર જવાના રસ્તાપર આવેલાં સતારા ગામમાં એક અસલ પુરાણી દાદગાંની દરેહમેહેર હતી ખરી, પણ તે પરત જેવી પુરાણી થઇ ગયલી હતી. તેથી તયાં એક નવી દરેમેહર દાદગાંનીજ બાંધવાનો ત્યાંની અનજુમને વીચાર કરયો અને સને ૧૮૯૨ મા એક જમીનનો કકડો સરકાર સોડેથી મુફત મેળવીને નવું કુશાદે મકાન બનાવાનો ઠેડાવ રાખયો. પણ પુરતું ફંડ નહી ભરાવાથી તે કામ અટકી પડયું તેથી કલેકટરે તે જમીન પાછી લઈ લેવા માંગી કે આટલી મુદતમાં મકાંન બંધાય તો ઠીક છે, નહી તો જમીન પાછી લઇ લેવી પડશે–તેના વીચારમાં અનજુમન હતી, તેટલાં સારાં ભાયગે એવું બન્યું કે સખીવજુદ બાઇ સાહેબ નવાજબાઈ દીનશાજી ખાંન સતારા તરફ આવી લાગાં. તેમનું ધયાન ખેંચાવાથી એ દાદગાહની દરેમેહેરનું કામ ઉઠાવી લીધું. તેનું મકાન બંધાઇ તઇયાર થવાથી તેને ઇજનવાની કીરીઆ રોજ ૨૩ મો માહા ૧૦ મો સને ૧૨૮૦ યજદેજરદી તા૦ ૨ જી જુલાઇ ૧૯૧૧ ને દીને દખણનાં વડા દશતુરજી સાહેબ શરદાર કેકોબાદ આદરબાદ દશતુર નોશેરવાનજીની આગેવાની તલે કરવામાં આવી હતી. જેમાં નાના મોટા સુમારે સવાસો જરથોશતીઓએ ભાગ લીધો હતો. અગાઉથી શરોશ યજશને અને વંદીદાદની મોતેબર પાક કીયાઓથી પાક કીધેલાં આતશના પાતરાંને લઈને નાગી તલવારો સાથ મોબેદો દસ્તુરજી સાહેબ અને અંજુમનના બાનુઓ અને ગ્રહસ્થોનું સરઘસ પાછલે બારણેથી આગલે બારણે આવીને અંદર દાખલ થયું હતું. તે પછી આતશની નીઆએશ અને જશન કરીને પવીત્ર મકાન ખોલ્લું મુકયું હતું. તે બાદ "ખશનોથર અહુરે મજદાઓ" એટલે હું દાદાર અહુરમઝદને ખુશાલ કરૂં છું એટલે દાદાર અહુરમઝદ કેમ અને કયાં પવીત્ર કામોથી ખુશાલ થાય છે તે વીશય ઉપર એક લંબાણ વીવેચન કરયું હતું અને બાઇ સાહેબ નવાજબાઇની આવાં ધરમના કામ સારૂ કીધેલી સખાવતની જબજબ તારીફ કીધી હતી. તયારબાદ બાઇ સાહેબ નવાજબાઇ તરફથી તેવણના ભાઈ શેઠ મનચેરશાહ ખાને અંજુમન પત્ર વાંચી સંભળાવયો હતો જેમાં અંજુમને અને ત્રસ્ટી સાહેબોએ તેવણની માંગણીઓ કબુલ રાખીને એ કામમાં સવળતા કરી આપવા સારૂ ઉપકાર માન્યો હતો. સતારાની અંજુમનના ત્રસ્ટી અને આનરરી સેકરેટરી શેઠ પીરોજશાહ મનચેરજીએ એક ભાશણ કરી પાક દાદાર અહુરમઝદની મદદથી અંજુમન, મહાન પેગમબર સાહેબ જરથોશતનાં ફરમાન મુજબનું એક આતશની જાળવણીનું મકાન ધરાવવાને શકતીવાન થઈ તે માટે શુકરાના કીધા હતા. તેમજ બાઇ સાહેબ નવાજબાઇને લાંબી જીંદગી અને તનદરોસ્તીનું સુખ ચાહયું હતું. ત્યારબાદ ત્યાંની અંજુમન તરફનું એક માનપત્ર ચાંદીની કાસકેટમાં મુકીને બાઇ સાહેબને એનાયત કરવામાં આવયું હતું અને દસ્તુરજી સાહેબને એક શાલ અને પરસ નજર કરવામાં આવી હતી.

તેમજ બાઇ સાહેબે પણ એક સાલ અને પરસ દસતુરજીને ભેટ આપી હતી અને એક સાલ અંજુમનના સેકરેટરી સાહેબને એનાયત કીધી હતી. તયારબાદ જશનની ચાશની કરી રીફ્રેશમેંટ લઇ ખુશાલીના પોકારો કરી લોક વીસરજન થયું હતું. બાઈ સાહેબ નવાજબાઈ ખાને નીચે મુજબ સખાવત કીધી છે:—અગીઆરીનું મકાન બાંધવા માટે રૂ૪૦૦૦, ફરનીચર અને આતશના પાતરાં માટે રૂ૧૫૦૦, અગીઆરીના કમપાઉનડમાં કુવા પાછળ રૂ૫૦૦, આતશની જાલવણી કરવા સારૂં તેલ કાઠી વીગેરે સારૂં વયાજ વાપરવા રૂ૪૦૦૦, બારે માસના જશનો કરવા સારૂં રૂ૫૦૦, અગીઆરીની સાલગરીને દીને જશન કરવા સારૂ રૂ૫૦૦ મલી જુમલે રૂ૧૧૦૦૦. અંજુમને જે ફંડ ઉઘરાવયું હતું તેમાંથી મોબેદનાં મકાન પાછળ રૂપીઆ બે હજાર ખરચાયા છે તથા રૂપીઆ બે હજાર બીલ્ડીંગની મરામત સારૂં અને રૂપીઆ એક હજાર મોબેદના પગારની ઘટમાં ઉમેરવા સારૂં મુંબઇની પારસી પંચાયતને હસ્તક કીધા છે.

**અમરેલીનું ધરમશાળાનું મકાન**—સુરત પાસે અમરેલી ગામની જુની દરેમેહરનું સરવ કીયા કામ યઝદેજરદી ૧૨૬૩માં શેઠ કાનજીભાઇ દોરાબજી મીડાઇવાળાએ બંધાવેલા નવા મકાનમાં લઇ જવામાં આવયું હતું. ત્યારથી યાને ૧૨૬૩ થી જુની દરેહમેહરનું મકાન વપરાસ વગર પડી રહેલું. એ જુની દરેહમેહરના મકાનને શેઠ નવરોજી કાવશજી વાડીવાલાએ પોતાના મરહુમોના પુણ માટે નવેસરથી સમરાવી આપી જશન કરી રોજ ૨૧ મો માહા ૧૧ માને દીને ખુલ્લું મુકયું હતું. એ જુની દરેહમેહરવાળું મકાન ખુલ્લું મુકાયા પછી હાલમાં ધરમશાળા તરીકે વપરાય છે. આ જુના મકાનમાં નીચલી તખતી મારેલી છે:—પારસી જરથોસતી અનજુમન અમરોલી—પાક દાદાર અહુરમજદની મદદ હોજો. આ દરેમેહરનું મકાન શેઠ હોરમસજી બમનજી વાડીયાએ પોતાના ધનીયાણી બાઈ મેહરબાઇના નામે તા૦ ૨૪ મી નવેમબર ઈ. સ. ૧૮૦૩ ને દીને પરઠાવી હતી. એ દરમેહેર જુની થવાથી શેઠ વાડીયાજીના સાહેબજાદાએ તા૦ ૩૦ મી અકટોબર ૧૮૩૭ ને દીને નવેસરથી બંધાવી પરઠાવી હતી. અને તે યઝ. ૧૨૬૩, ઈ. સ. ૧૮૯૩ સુધી દરેમેહરના મકાન તરીકે વપરાસમાં હતું તયાર પછી તે તદન બીસમાર હાલતમાં આવી જવાથી શેઠ નવરોજી કાવસજી વાડીવાળા તે અમરેલીવાળા શેઠ જમાશજી જીજીભાઈ તાડીવાળાની બેટીના બેટાએ પોતાના ગુજર પામેલા બેટાઓના પુન માટે ફરીથી નવેસરથી પોતાના ખરચે તદન સમરાવી આપી છે. રોજ મીનો રામ માહા બહમન ય. જ. ૧૨૮૦, ઇસ. તા૦ ૨૦ મી જુલાઈ ૧૯૧૧. ઉપલી અગીયારીને લગતી બીજી વધુ વીગત આ કાલેનડરમાં અમરોલીની વીગતમાં પાને ૧૬૭ થી ૧૬૯ માં છપાયલી જોવામાં આવશે.

**અંદેરીમાં સરઅવસરે વાપરવાનું મકાન**—અંદેરીના જાણીતા રહીશ શેઠ અરદેશર ભીખાજી પટેલે આગલ બંધાવી આપેલી દરેહમેહરને લગતું સરઅવસરે વાપરવા માટે એવોએ પોતાના ધણીઆણી રતનબાઇના પુણ માટે નવું બંધાવી આપેલું મકાન રોજ ૨૩ મો માહા ૧૧ માને દીને જશન કરી ખુલ્લું મેલવામાં આવયું હતું. શેઠ અરદેશરે જણાવયું કે આ દરેહમેહરનું મકાન વપરાતું થવાને ચાર વરસ થયાં છે. તે અરસામાં આજનો અંજુમનનો મેળાવડો તથા જશન પેહેલું છે. અમારી સાથે શેઠ હોરમસજી દોરાબજી ગઝદર, એરવદ દોરાબજી એદલજી જમશીનાં, શેઠ ફકીરજી નવરોજી કાલાવનાં, શેઠ હોરમસજી ભીખાજી પટેલ તથા શેઠ ખરશેદજી ભીખાજી પટેલને આ દરેમેહરની મીલકત તથા પુંજીનાં ત્રસ્ટીઓ નેમયા છે. શેઠ અરદેશરે એ મકાન ઉપરાંત ગંભાર કરવાને એક રકમ આપવા ધારી છે જેમાં કેટલાક બીજા જરથોશતીઓએ પણ રકમ ભરેલી છે. આ વખતે મલેલા મેલાવડાને જમણ આપવામાં આવયું હતું.

**પુણાની સરદાર દસ્તુર નોશીરવાન ગરલસ સ્કુલ માટેનું મકાન**—પુનાની સરદાર નોશીરવાન ગરલસ હાઇ સ્કુલ માટે બાંધવામાં આવેલું "બહમનબાઈ બીલડીંગ" વાળું નવું મકાન ખોલ્લું મેલવાનો મેળાવડો તા૦ ૧૭ મી આગસ્ટે નામદાર ગવરનર સર જોરજ કલારકનાં પ્રમુખપણાં હેઠળ મળયો હતો. ખા૦ બા૦ મેહેર હોશંગ દસ્તુરે આ ખાતાંને લગતો રીપોરટ વાંચતાં જણાવયું કે વડા દસ્તુર સરદાર નોશીરવાન તા૦ ૨૭ મી અકટોબર ૧૮૮૪ ને દીને મરણ પામવાથી તેમની યાદગારી જાળવવા પારસી કોમે ફંડ ઉભું કીધું. આઠ વરસ રહીને નાણાં ભરનારાઓની સર જમશે-

દજી જીજીભાઇ ત્રીજા બેરોનેટના પ્રમુખપણાં હેઠળ મલેલી સભામાં આ ખાતું સ્થાપવાનો ઠરાવ થયો હતો. જેની રૂએ ૧૮૯૩ માં મરહુમ દસ્તુર નોશીરવાનના ભાઇઓએ વગર ભાડે નીશાળની કમીટીને આપેલા મેન સ્ટ્રીટના મકાનમાં નીશાળ પહેલવહેલાં ઉઘાડવામાં આવી. ૧૮૯૪ના ડીસેમબરની ૯ મી તારીખે સરદાર દસ્તુર નોશીરવાનના બેહેન બાઇ બહમનબાઇ મરણ પામયાં અને તેણીના ત્રણ હઇયાત ભાઇઓ સમસુલ ઓલમા સરદાર ખાં૦ બાં૦ ડાં૦ દસ્તુર હોસંગ જામાસપ, દસ્તુર બહમનજી જામાસપ અને દસ્તુર કેખુશરૂ જામાસપજીએ મજકુર રૂ૧૫૦૦૦નું મકાન સકુલ કમીટીને એવી સરતે બક્ષીસ આપયું હતું કે એ મકાનનું નામ "બાઇ બેહમનબાઇ આપવું. એવી આગાહી કરવામાં આવી કે સ્કુલ માટે મોટાં મકાનની જરૂર પડશે, જેથી તેજ વખતથી મકાન માટે ફંડ ચાલુ કરી રૂ૨૪૦૦૦ માં એક બંગલો ખરીદી મકાનના ફેરફાર સાથ કુલે ખરચ રૂ૨૭૦૦૦નો કરવામાં આવ્યો હતો. છોકરાંઓની સંખ્યા વધવાથી તેજ કમપાઉંડમાં બીજું મકાન ઉભું કરવાની જરૂરીઆત ગયે વરસે માલમ પડી હતી. આ મકાન હવે રૂ૫૦૦૦૦ ની કીંમતે પુરૂં થયું છે અને ઉપલાં કારણોને લીધે તેનું નામ "બાઇ બહમનબાઇ બીલડીંગ" આપવામાં આવ્યું છે. આ મકાન માટે મરહુમ શેઠ એન. એમ. વાડીયાના ટ્રસટીઓએ રૂ૧૫૦૦૦ આપયાથી હોલને બાઇ મોટલાંબાઇનું નામ અને બાઇ રતનબાઇ એદલજી બામજીએ પોતાના મરહુમ બેટા શેઠ કેખશરૂની યાદમાં રૂ૧૨૦૦૦ આપવાથી વચલા બલોકને કેખશરૂનું નામ આપવામાં આવયું છે. બીજા નાણાં ભરનારાઓમાં કરાંચીવાળા શેઠ એદલજી દીનશાહ સી. આઇ. ઇ. રૂ૫૦૦૦, મરહુમ શેઠ મોટાભાઈ ધનજીશા અંકલેશરીયાના ભાઇઓએ રૂ૫૦૦૦, દસતુર બેહરામજી જામાસપજી રૂ૧૦૦૦, સર દીનશાહ માણેકજી પીટીટ રૂ૧૦૦૦, શેઠ જમશેદજી એદલજી ચીનાઈ રૂ૧૦૦૦, બાઇ રતનબાઇ જે. એદલજી ચીનાઈ રૂ૧૦૦૦, શેઠ દોરાબજી દીનશાહ એડનવાળા રૂ૫૦૦, મરહુમ શેઠ કાવશજી દીનશાહ એડનવાળા રૂ૩૦૦, શેઠ કુવરજી બેહેરામજી ઉમરીગર રૂ૩૦૦, શેઠ જે. એન. તાતા રૂ૨૫૦, શેઠ બમનજી દીનશાહ પીટીટ રૂ૨૦૦, બાઇ આવાંબાઈ ફરામજી પીટીટ રૂ૨૦૦, શેઠ નવરોજી જહાંગીર ગામડીયા રૂ૨૦૦, શેઠ જહાંગીર જમશેદજી ચીનાઇ રૂ૧૦૦, નનામા રૂ૧૦૦, શેઠ અરદેશર સોરાબજી પાલખીવાળા રૂ૧૦૦, શેઠ ધનજીશાહ કુવરજી રૂ૧૦૦ અને રૂ૧૦૦ની અંદરના મળી રૂ૧૧૬૬ મળી કુલ્લે રૂ૬૦૦૧૬. શેઠ પાલનજી એદલજી પદમજીએ એક લાખ ઇંટ મુફત પુરી પાડી તે માટે, શેઠ મનચેરજી બેહેરામજી ભાઇઓએ બક્ષીસ કરેલા ઇમારતી કઠેરા અને દરવાજાઓ માટે અને શેઠ નશરવાનજી પેશતનજી કુપરે પુરા પાડેલાં ફરનીચર માટે ઉપકાર માનવામાં આવે છે. બધો મલી ખરચ રૂ૭૭૦૦૦નો થયો છે, જયારે બીલડીંગ ફંડ રૂ૬૦૦૧૬ નું થયું છે. એ વધારાનો ખરચ હાલ તુરત સકુલના નીભાવ ફંડમાંથી ઉછીનો લેવામાં આવયો છે. હવે ૧૯૦૮ પછી સકુલે કરેલા સુધારાનો રીપોરટ હું રજુ કરૂં છું. આ સકુલ વરનેકયુલર અને એંગલો-વરનેકયુલર મલી બે ભાગમાં વહેંચી નાંખી છે. તેમાં કુલ્લે ૨૧૬ વીદયારથીઓ શીખે છે. ૪૩ છોકરીઓને મુફત દાખલ કરવામાં આવી છે, તેમાની ૨૦ ની કેળવણીનો ખરચ જુદાં જુદાં બાનુંઓ અને ગ્રહસ્થો આપે છે. પાંચ છોકરીઓ મેટ્રીકમાં પસાર થઇ છે, તેઓને દસતુર રતનજીના નામનો સોનાનો ચાંદ મળશે. છેવટે સેકરેટરીએ જણાવ્યું કે નામદાર ગવરનરને બહમનબાઈ બીલડીંગ ખુલ્લી મુકવાને તથા શીલપશાસ્ત્રીઓ શેઠો શાપુરજી ચાંદાભાઇ અને બરજોર આગાને આ મકાનનો નકશો કરવા વગેરે માટે લીધેલા શ્રમની પીછાનમાં સોનાનાં ઘડીઆળો ભેટ આપવાને અરજ કરૂં છું. એ પછી નામદાર ગવરનરે મકાન ખુલ્લું મુકી પ્રસંગને અનુસરતું લંબાનથી વીવેચન કરતા જણાવયું કે આ મકાન સાથ જોડાયલા મરહુમોના નામો સદાકાલ યાદગાર રહી જશે. અને આ સ્કુલ ભવીશયમાં શારૂ નામ કાઢશે વગેરે. એ પછી નામદાર લેડી કલાર્કે બાળકોને ઇનામો વેંહચી આપયા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**અજમેરમાં બંધાયલી ધરમશાળા**—મુંબઇવાળા શેઠ મનચેરશા નશરવાનજી રૂસતમફરામનાએ પોતાના મરહુમ પુત્રોની યાદમાં અજમેરમાં મુસાફરોના ઉતારા માટે ધરમશાળા તથા

સેહાડી, નવજોત વગેરેના કામો માટે જમણવારનો હોલ બંધાવી આપેલો તે એ વરસની વાતપર પડેલા અશાધારણ વરસાદને લીધે જોખમાયલો હોવાથી પાછો નવેસરથી શેઠ મનચેરશાએ બંધાવી આપયા છે. રોજ ૧૮ મો માહ ૧૨ માને દીને શેઠ મનચેરશાના મરહુમ બેટા ફરામરોઝની બારમા વરસની બાજનો દીવસ હોવાથી સાંજના જશન કરી ધરમશાળા તથા જમણવારનો હોલ અંજુમનના અકાબર તથા જુડીશીયલ એસીસટંટ કમીશનર શેઠ ધનજીશા દીનશાજી મેહેતાએ પ્રસંગોપાત વીવેચન કરી ખુલ્લું મેલાયલું જાહેર કરવા બાદ અજમેરની અંજુમનના પ્રમુખ શેઠ કુવરજી નવરોજજી કપ્પાણીવાળાએ એ મકાનની તવારીખ કહેતા બોલ્યા કે રૂપ્યા અઢી હજાર શેઠ મનચેરશાહે અગાઉ ખરચેલા અને હમણા બીજા લગભગ સાડાત્રણ હજાર ખરચી એ નવું મકાન મજબુત બનાવી આપ્યું છે. એઓએ કીધેલા ઉપકારના બદલામાં અંજુમન તરફથી થયલા ઠરાવ મુજબ માનપત્ર તઈયાર થવે શાલ સાથે એઓપર મોકલી આપવામાં આવશે. શેઠ ફરામજી મનચેરજી મોબેદજીએ વગર સવારથે એ મકાન પાછળ દેખરેખ રાખી મકાન બંધાવી આપવા માટે ઉપકાર માનયો હતો.

**ભીમપોરમાં હવા ખાવાનું મકાન**—મુંબઈવાળા કન્ટ્રાકટર શેઠ મનચેરજી પાલનજીએ ભીમપોરમાં પોતાની વાડીમાં બહારગામના ગરીબ જરથોસતીઓને હવા માટે ચાર કુટુંબો રહે એવું એક મકાન બંધાવી તેમાં ટેબલ, ખુરસી, વાસણો વગેરે અગતજોગુ ફરનીચર મુકાવી આપયુ છે. નામનું ભાડું લઈ એવણ તરફથી ઉપલા રૂમો હવા ખાવા આવનારા ગરીબને આપવામાં આવે છે.

---

## ખેતાબો.

રાજ કરતી કોમના અંગ્રેજી ઈસ્વી સને ૧૯૧૧ નાં નવાં વરસની ખુશાલીમાં વેંહચવામાં આવેલા ખેતાબોમાં ખાનબહાદુર અરદેશર દીનશાજી ચીનાઇ તે મધ્ય પ્રાંતોના આગલા જીલા જડજને કયસરે હીંદનો શોનાનો ચાંદ અને રાવલપીંડીવાળા શેઠ નશરવાનજી જાહાંગીર બોગાને ખાનબહાદુરનો ખેતાબ અને લાહોરવાલા શેઠ પેસતનજી દાદાભાઇ બેરીસ્ટરને તથા શેઠ માણેકજી બેજનજી તે મધ્ય હીંદુસતાનની ડીવીઝનલ ઓપીસના અમલદારને ખાન સાહેબનો ખેતાબ એનાયત કરવામાં આવયા હતા.

અમદાવાદવાળા ખા૦ બા૦ રૂસ્તમજી જહાંગીર વકીલને ગુજરાતના પહેલા વરગના સરદાર નેમવામાં આવ્યા હતા.

જામનગરના જામસાહેબે આ વરસે પોતાના જનમ દીવસની ખુશાલીમાં પોતાના રાજયની વફાદાર નોકરી કરનારા તથા પ્રજાના પરોપકાર વરતીએ સેવા કરનારાઓને "જામનગર આરડર આફ મેરીટ" આપવાનું શરૂ કીધું છે. પારશીઓમાં એ આરડરના પહેલા વરગમાં રાજયના દીવાન શેઠ મેરવાનજી પેસતનજીને મુકવાનું જાહેર કરયું હતું.

---

## ઓધા—નેમણુક—વગેરે.—

ગયા સાલના હોદ્દા—અધીકારની નેમણુંકમાં જાણવા જોગો ફેરફાર તે આપણી મુંબઇની પારસી પંચાયતનાં ટરશટી સાહેબોની નેમણુંકને લગતો છે. પેલો જુદ્દીન જગડાનો મુકદમો જે મુંબઇની પારસી પંચાયતની શાંબે ચાલેલો તે વેલાએ આપણી હાઈકોરટથી હેવો હોકમ થયલો કે હવેથી ટરશટીઓની નેમણુંક જે આગળ પોત પોતામાંથી ટરશટીઓ કરતાતા—તેમ નહી કરતાં એક નવી યોજના મુજબ કરવી. તે હોકમ મુજબ જુદાં જુદાં ચાર મંડલો તરફથી પારસી અનજુમનમાના એકસોની એક કમીટી ચુંટી કાઢીને નેમાઈ છે—જે કમીટીવાલાઓ વારેવાર જોઇતી વખતે નવા ટરશટીઓની નેમણુંક કરી શકશે—એ યોજનાની રૂહે જુના ટરશટીઓ તો હઇયાતી

સુધીનાં કાયમજ છે—પણ તેમની પાંચની સંખ્યામાં બીજા બે ટરશટીઓનો વધારો કરવાનું ઠેરવેલું હોવાથી અને જુના ટરશટીઓમાનાં એક શેઠ મેરવાનજી મનચેરજી કામાજીએ રાજીનામું આપવાથી તરણ ટરશટીઓની નેમણુંક આ વરશે થઇ છે. તરણ જગો માટે ચાર ઉમેદવારો નીકલેલા હોવાથી કોમમાં જરા રશાકશી વધી પડી હતી અને ચોથા ઉમેદવાર તરીકે આપણા એક જાણીતા બેરીસ્ટર સર પીરોજશા મેરવાનજી મેહતા નીકલેલા હોવાથી એ ચુંટણીની જુંબેશ જાહાજી ચાલી રહી હતી પણ તેમાં સર પીરોજશાની ઉમેદવારી ખાલી જતાં જે તરણ ઉમેદવારો નવા ટરશટી નેમાયા છે તેવોમાં શેઠ મનચેરજી પેસતનજી ખરેઘાટ, શેઠ હોરમજી અરદેશર વાહડયા અને શેઠ નવરોજી જાંહાંગીર ગામડીઆ છે. આ નવા સાહેબો જુના ટરશટીઓ જોડે આપણી પંચાતનાં ધરમખાતાંઓનો વહીવટ હવડાં ચલાવે છે જે નેમણુંક હાલ તો ટોલાને પસંદ પડતી થઈ લાગી છે.

**કદમી જરથોસતીઓના નવા દસતુર**—કદમી ટોલાના દસતુર આજ કેટલીક મુદત થઇ નેમાયા નહી હતા. આગલા દસતુર માટે એ ટોલામાં કંઇ વાંધો પડવાથી તેને બરતરફ કરવા પછે નવા દસતુર નેમાયલા નહી—પણ છેલી શેઠ દાદીશેઠના આતશબેરાંમની ૧૨૯માં વરશની શાલગરી જે રોજ ૨૨ મો માહા ૧૨ મો શેહેનશાહી, રોજ ૧૭ મો માહા ૧ લો કદમીને દીને પડી હતી તેનાં જશન વેલાએ એ આતશબેરાંમનાં મુતવલીઓએ પોતાના આતશબેરાંમના વડા દશતુર તરીકે એરવદ દીનશાજી જીવાજી ગરડા જેવણ એક નામચીન અને ઘણા લાયક બોયવાલા છે તેવણની નેમણુંક કરી છે. ખરેખર એરવદ ગરડા જેવા બીજા કોઇ આ હોદ્દાને લાયક નહી હતા તેથી આ નેમણુંક સરવેને પશંદ પડતી થઇ પડી છે. એ નેમણુંક માટે આતશબેરાંમના એક ટરશટી ડાકટર ખરશેદજી નવરોજી શહીઆરે કેટલીક શતુતી કરીને પોતાની ખુશાલી જાહેર કીધી હતી. તેમ મરહુમ દાદીશેઠનાં ધરમખાતાના વડા શેઠ દાદી નશરવાનજી દાદીશેઠે એરવદ ગારડાને દાદીશેઠનાં આતશબેરાંમનાં તથા કોટનાં આદરીઆંનનાં દશતુર ઠેરવેલા જાહેર કરીને એક શેઆલ હોઢાડી હતી. વળી એ નવા દશતુરજીને બીજી ઘણી શેઆલોની પેરાંમણી થઈ હતી, જેમાં:—શેઠ દાદીશેઠનાં કુટુંબીઓએ શાલ અને પરસ, નવસારીના વડા દસતુરજી કેકોબાદજી દારાબજી મેહેરજીરાણા તરફથી ભગર સાથ અંજુમનને નામે, અંજુમનના આતશબેહેરામના ભગરીયા મોબેદોએ શયાલ અને માનપત્ર ચાંદીના દાબરા સાથ, દાદીશેઠનાં આતશબેહેરામના બોયવાળાઓ, દાદીશેઠ આતશબેહેરામનાં શેહેનશાહી મોબેદો, આતશબેહેરામના કદમી મોબેદો, દાદીશેઠની કોટની અગીયારીના કદમી મોબેદો, દાદીશેઠની અગીયારીના ઈરાની મોબેદો, શેઠ વાછા ગાંધીની અગીયારીના ટરશટીઓ, શેઠ ખરશેદજી સો. વાછાગાંધીના સાહેબજાદાઓએ શયાલ અને પરસ, શેઠ માણેકજી વાછાગાંધીના વારેશોએ શયાલ અને પરસ, શેઠ નશરવાનજી વાછાગાંધીના છોકરાઓએ પરસ અને શેયાલ, શેઠ રાનજીની અગીયારીવાળા એરવદ સોરાબજી એદલજી રાનજી, એરવદ રૂસતમજી બેજનજી રાનજી, શેઠ જેહાંગીરજી જમશેદજી બરચજી મોદી, ઈરાની જરથોસતીઓ તરફથી શેઠ અરદેશર ખરશેદજી ઇરાનીએ, શેઠ બમનજી ઇરાની ફ્લોરીસટ, શેઠ હોરમજદ શેહેરીયાર ઇરાની, એરવદ ખરશેદજી જમશેદજી દસતુર મેહેરજીરાણા, વાંદરાવાળા દશતુર ખરશેદજી બેહેરામજી સહીયાર, એરવદ માણેકજી ફરદુનજી વાછા, એરવદ દારાબજી બહમનજી કાપડીયા, શેઠ માણેકજી રાવ, મરહુમ શેઠ જેશંગજી કાવશજી દસતુર મેહેરજીરાણાના છોકરાઓ અને મરહુમ શેઠ ડોસાભાઈ રૂસતમજી જેસંગના છોકરાઓ અને એ સાથે નવસારીવાળા મી૦ સો. મ. દેશાઈ અને એરવદ એદલજી નશરવાનજી મુલ્લાં તરફથી તેમજ બીજા ઘણાક મુબારકબાદીના પત્રો એરવદ ગરડાને મળ્યાં હતાં. શેવટે દસતુર દારાબ પેશોતન સંજાનાએ, શેઠ રૂસતમ એન. વાછાગાંધી વગેરે સાહેબોએ વીવેચન કરવા પછી નવા દસતુરજી ગરડાએ પોતાને આપવામાં આવેલા માન માટે સરવેનો ઉપકાર માનયો હતો.

શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા ૧૯૧૧ ના શાલ માટે મુંબઇના શેરીફ નેમાયા હતા.

ગયે વરસે નીચે મુજબના જરથોસતીઓની નેમણુક જુદા જુદા ઓધાઓપર થઈ હતી તેમાં—

ખા૦ બા૦ રૂસ્તમ બમનશા વકીલ સરકારના મહેસુલી અને નાણા ખાતાંના સીનીઅર એસીસ્ટંટ સેક્રેટરી અને શેઠ મંચેરશા કાવસજી ગઝદર કામચલાઉ જુનીઅર મદદનીશ સેક્રેટરી.

શેઠ જમશેદજી મેરવાનજી આંટીયા મુંબઇ સરકારના જનરલ, કેળવણી અને દરીયા વરધી-ખાતાંઓના મદદનીશ સેક્રેટરી.

શેઠ ગુસતાદજી ધનજીશાહ કાપડયા મુંબઈ સરકારના જાહેર બાંધકામ ખાતાંના કામચલાઉ મદદનીસ સેક્રેટરી.

શેઠ નશરવાનજી એજનજી કાઠયાવાડના ડેપયુટી આસીસટંટ પોલીટીકલ એજન્ટ.

હાઈ કોરટના તેક્ષીંગ માસતર શેઠ કેખશરૂ ફરામજી મોદી પારસી લગનો નોંધનાર રેજીસ્ત્રાર.

શેઠ એચ. એસ. કાતરક હીંદી સરકારના નાણા ખાતાના વડા સુપ્રીનટેન્ડંટ.

શેઠ ધનજીશાહ દીનશાહ મહેતા અજમેરના જયુડીશીઅલ એસીસટંટ કમીશનર.

મુંબઇના કસતમના એસીસટંટ કલેકટર શેઠ ફરામરોજ ધનજીશાહ લાલકાકા બંગાલ ઇલાકાનાં કસતમ ખાતાંમાં નેમાયા હતા.

શેઠ જમશેદજી એજનજી વાચ્છા મુંબઈના ઇનકમટેક્ષ કલેકટર, શેઠ એરચશાહ જહાગીરજી તાલીયારખાન સુરત જીલ્લાના ડેપયુટી કલેકટર તથા મેજીસ્ત્રેટ અને શેઠ જે. એ. માદન પશચીમ ખાનદેશના આસીસટંટ કલેકટર.

શેઠ સોરાબજી ફરામજી બીલીમોરીયા મુંબઇની સ્મોલ કોઝ કોરટના પાંચમાં જડજ નેમાયા પછી એવણુની ચોથા જડજ તરીકે કામચલાઉ નેમણુંક થઇ હતી.

શેઠ ફીરોજશાહ જાહાંગીરશાહ તાલીયારખાન રતનાગીરીના સેસનસ જડજ અને શેઠ ટેમુરસ નવરોજી સંજાણા અમદાવાદની સમોલ કોઝ કોરટના એકટીંગ જડજ.

શેઠ અરદેશર ડોશાભાઈ હકીમ કાશમીરના ચીફ જડજ.

શેઠ ધનજીશાહ ડોશાભાઈ કુપર થાણા, રતનાગીરી, નાશક અને ખાનદેશના ઇનસપેકટીંગ સબોરડીનેટ જડજ, તથા શેઠ દીનશાહ માણેકજી મેહેતા વલસાડના અને શેઠ એમ. કે. નાદીરશાહ બાગલ કોટના સબ જડજ.

શેઠ જાહાંગીર બરજોરજી સંજાણા પુણા જીલ્લાના બીજા વરગના મેજીસ્ત્રેટ, શેઠ પીરોજશાહ રતનજી કાપડીયા પુના જીલ્લાના હવેલી તાલુકાના મામલતદાર તથા માજીસ્ત્રેટ અને શેઠ એન. જે. વાહાડયા બારસી, માધા અને કરમાલના તાલુકાઓના સબ ડીવીઝનના માજીસ્ત્રેટ તથા શેઠ માણેકજી નવરોજી ખોરી વડોદરા રાજયના પેટલાદ તાલુકાના માજીસ્ત્રેટ.

મુંબઈ શહેર અને ટાપુની હદ માટે ચાલુ સાલના નીચલા ઓનરરી પ્રેસીડંસી મેજીસ્ત્રેટો નેમાયા હતા:—સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ખા૦ બા૦ દારાશાહ રતનજી ચીનગર, ડા૦ અરદેશર દાદાભાઇ મોદી, ડા૦ હોરમજી લીમજીભાઇ બાટલીવાલા, ડા૦ નાનાભાઈ નવરોજી કાતરક ડા૦ રૂસ-તમજી નાનાભાઈ રાણીના, શેઠો બેહેરામજી નવરોજી ગામડયા, બેહેરામજી રૂશતમજી જીજીભાઈ, ફરદુનજી જમશેદજી પારખ, ફરદુનજી મેરવાનજી બનાજી, ફરામજી દોરાબજી પાંડે, ફરામરોજ રૂશતમજી જોશી, ધનંજીભાઈ બમનજી પીટીટ, હોરમજી મનચેરજી કામા, જહાંગીર એદલજી દાવર, જહાંગીર રતનજી દુબાશ, જમશેદજી ખરશેદજી જમશેદજી, જમશેદજી માણેકજી ફરામજી પટેલ, સોરાબજી એદલજી વારડન, નશરવાનજી નવરોજી વાડીયા, નવરોજી સોરાબજી બંગાલી, પેસતનજી નશરવાનજી વાડીયા, ફીરોઝ ખરશેદજી શેઠના, ફીરોઝશાહ બમનજી જીજીભાઈ દાદાભાઇ, ફીરોઝશાહ બી. આર. મોદી, રૂસતમજી સોરાબજી પાઉંવાળા અને શાવક રતનજી બમનજી.

મુંબઇ ઇલાકાના જુદા જુદા જીલ્લાઓમાં ઓનરરી મેજીસ્ત્રેટો તરીકે ઓનરેબલ ખા૦ બા૦ રૂશતમજી જેહાંગીર વકીલને અમદાવાદ જીલ્લાના પહેલા વરગના, શેઠ સોરાબશાહ હોરમસજીને ભરૂચ જીલ્લાના પેહેલા વરગના, સરદાર બહમનજી અરદેશર દલાલને પંચમહાલ જીલ્લાના બીજા વરગના, ખા૦ બા૦ બહમનજી એદલજી મોદીને સુરત જીલ્લાના પેહેલા વરગના, શેઠ બેહરામજી જેહાંગીરજી તારાપુરવાળાને થાણા જીલ્લાના ત્રીજા વરગના, શેઠ એરચશાહ ફરામજી શેઠનાને સોલાપુર જીલ્લાના પેહેલા વરગના, શેઠ કુવરજી દારાશાહ દલાલને ખેડા જીલ્લાના બીજા વરગના, શેઠ જમશેદજી શેહેરીઆરજી કાપડીયાને પશ્ચીમ ખાનદેશના, મેજર ખા૦ બા૦ દીનશાહ ડોશાભાઇ ખંબાતાને પુણા જીલ્લાના પહેલા વરગના, તથા શેઠ જેહાંગીર બરજોરજી સંજાનાને પુણા જીલ્લાના બીજા વરગના, શેઠ ધનજીશાહ બમનજી કુપરને સતારા જીલ્લા ત્રીજા વરગના, શેઠો અરદેશર નવરોજી, જહાંગીર નવરોજી આંટીયા અને શેઠ એદલજી પેશતનજી બોઇસને બેલગામના બીજા વરગના અને શેઠો પેસતનજી બે. કોટવાલ તથા કાવસજી હોરમસજી કાત્રકને કરાંચીના ત્રીજા વરગના મેજીસ્ત્રેટ.

શેઠ ડોશાભાઈ ધનજીભાઇ બીલીમોરીયા કાલોલના, શેઠ જાંગીર દી. નાણાવટી પારડીના અને શેઠ ડોશાભાઇ માણેકજી કોઠાવાળા અંકલેશ્વરના મામલતદાર.

શેઠ જહાંગીરજી રૂશતમજી બાના નવસારીના સરકારી (ફોજદારી) વકીલ.

શેઠ જીજીભાઇ એદલજી મોદી મુંબઈની હાઇ કોરટના માસતર ઈન ઇકવીટી, હીસાબ લેનારા કમીશનર તથા ટેક્ષીંગ માસતર અને શેઠ નશરવાનજી દીનશાહ ગારડા હાઇ કોરટના ડેપયુટી રેજીસ્ટ્રાર.

શેઠ જે. બી. સંજાના પુણાની લવાદી કોરટના મેમબર.

ખા૦ બા૦ પેશતનજી રૂશતમજી મેહેતા પોતાની ફરજો ઉપરાંત ઉતર વીભાગના લેંડ રેકોરડસ એનડ રેજીસ્ત્રેશનના સુપ્રીનટેનડંટ.

શેઠ એચ. જે. આંટીયા કાઠીયાવાડની વહીવટદારી મીલકતોના સુપ્રીનટેનડંટ.

ખાન સાહેબ બેરામજી સોરાબજી કારડ માસતરને નામદાર સરકારે સોલાપુર, બીજાપુર વગેરે જીલ્લાઓમાંની રામદુરગના સરદારની મીલકતોના સંબંધમાં ઉભા થતા મુકદમાઓમાં સરદાર તરફથી મુકદમો લડવા માટે નેમયા હતા.

શેઠ નશરવાનજી ગુસતાસપ કંટ્રાકટર વડોદરા સ્ટેટના જંગલ ખાતાના કનઝરવેટર.

અમદાવાદવાળા ડા૦ બેરામજી હોરમસજી નાણાવટી નામદાર વાઇસરાયના ઓનરરીના આસીસટન સરજયન.

ડા૦ એરચશાહ દીનશાહ શરાફ પેરીમ ખાતે હાજીઓની છાવણીના મેડીકલ ઓફીસર.

ડા૦ ફરામજી દાદાભાઈ નાણાવટી સીમલા નજદીક આવેલા ધરમપોરની ટેકરીપરના સેવાસદનના સંબંધમાં બંધાયલા ખહીના દરદીઓના સેનીટેરીયમના હાઉસ સરજયન.

મુંબઈની ગ્રાંટ મેડીકલ કોલેજમાં ડા૦ શાપુરજી હોરમસજી મોદીને કાન નાક અને ગળાંના રોગો ઉપર લેકચરર અને જે. જે. હોસપીટલમાં આ દરદો માટેના એક્ષ–ઓફીશીઓ સરજયન તરીકે તથા ડા૦ ડોશાભાઈ રૂશતમજી બરડીને એનીસથેટીકસ ઉપર લેકચરર અને જે. જે. હોસપીટલમાં એક્ષ–ઓફીશીઓ કલોરોફોરમીસટ તરીકે, અને ગ્રાંટ મેડીકલ કોલેજમાં ટયુતર તરીકે મેટેરીયા મેડીકા તથા ફારમસીમાં ડા૦ સોરાબ કેખશરૂ એનજીનીયર, મેડીસીનમાં ડા૦ સોરાબ ખંબાતા, સરજરીમાં ડા૦ ભરૂચા અને મીડવીફરીમાં ડા૦ મીનોચેહેર ટેમુરસ અંકલેસરીયા.

ડા૦ માણેકશાહ બરજોરજી પટેલ મધરાસ રેલવેમાં ડાકટર.

ડા૦ અરદેશર ડોશાભાઇ કુપર વડોદરાના સેનેટરી કમીશનર.

કેપટન એમ. એસ. ઇરાની બીજાપુરના સવીલ સરજયન, ડા૦ વનજીશાહ હો. મેહતા નવસારીના સીવીલ સરજયન અને ડા૦ દારાબશા એદલજી કોથાવાલા ખેડાના સીવીલ સરજયન.

ઇંડીયન મેડીકલ સરવીસના તબીબ લેફ્ટનંટ સોરાબજી જમશેદજી બાહેનાને કેપ્ટનની પદવીએ ચડાવવામાં આવયા હતા.

શેઠ કેખશરૂ સોરાબજી રૂસમજી પુણાની સાયનસ કોલેજના સીવીલ એનજીનીયરીંગના, શેઠ દીનશાહ દોરાબજી કાપડયા પુણાની દખણ કોલેજના ગણીતના, શેઠ જાહાંગીરજી કુંવરજી કામાજી કલકતા પ્રેસીડંસી કોલેજના, શેઠ વીકાજી ફરદુનજી તારાપોરવાળા મુંબઈની સરકારી લૉ-સ્કુલના, લૉના, શેઠ અરદેશર સોરાબજી વાહાડયા એલફીનસટ કોલેજના હીસતરીના, શેઠ નાદીર આદરજી મેહરનોશજી મસાનીને નામદાર ગાયકવાડે વડોદરા કોલેજના કેમીસ્ટ્રી અને ફીઝીકસના પ્રોફેસર.

નવા જસતીસ ઓફ ધી પીસ અને સુલેહના અમલદારો તરીકે નેમાયલા મહસયો:—લફટનંટ કરનલ કે. એ. દલાલ, શેઠ જેહાંગીર રૂસતમજી પટેલ, શેઠ કેરસાસપજી રૂસતમજી દાદાચાનજી, શેઠ રૂસતમ પેસતનજી મસાની અને શેઠ સોરાબજી એમ. રતનાગર.

પુનાની પારસી ડીસ્ટ્રીકટ મેત્રીમોનીઅલ કોરટના ડેલીગેટો તરીકે સરદાર નવરોજી પદમજી, સરદાર કેકોબાદ આદરબાદ દસ્તુર, શેઠ કેખશરૂ આદરજી ઘાસવાળા, શેઠ ગુસ્તાદજી ધનજીશાહ અંકલેસરીઆ અને શેઠ બેજનજી નસરવાનજી નગરવાલા.

શેઠ હોરમજી કાવશજી દીનશાહ એડન ખાતેના પોરટુગીઝ કોનસલ તથા પોરટ ટ્રસટના મેમબર.

મુંબઇની યુનીવરસીટીના ફેલોઝ તરીકે શેઠ આદરજી મેહરનોશજી મસાની, ખા૦ બા૦ ખરશેદજી નશરવાંનજી કંત્રાકટર અને ડા૦ રૂશતમ ના. રૂ. રાણીના.

મુંબઇ યુનીવરસીટીની સીનદીકેટની વઇડાંની ફેકલ્તીના ડીન તરીકે આનરેબલ ડા૦ ટેમુલજી બીખાજી નરીમાન અને સીનદીકેટ તરીકે ડા૦ કાવસજી એદલજી દાદાચાનજી, કાયદાની ફેકલટીનાં ડીન તથા સીનડીકેટ તરીકે આનરેબલ સર ફીરોઝશાહ મેરવાનજી મેહેતા.

શેઠ જમશેદજી અરદેશર દલાલ યુનીવરસીટીના એકાંઉનટંટ

ડા૦ એદલજી માણેકજી મોદી ડી. એસ. સી., એલ. એલ. ડી., એફ. સી. એસ. વગેરેને એડીનબરોની રોયલ સોસાયટીએ એફ. આર. એસ. ની પદવી આપી છે. રોયલ સોસાયટીમાં દાખલ થવાની લાયકાત એવી ઉંચી જોઇયે છે કે ફકત શાસ્ત્રો તથા સાહીતયોમાં નામના મેળવેલા જાણીતા પુરશોપરજ એ મંડળીની પ્રસંશા ઉતરે છે. ડા૦ મોદી અતયાર આગમજના યુરોપ અને અમેરીકાનાં સાહીતયો તથા શાસ્ત્રોના મહાન મંડળો તરફથી માન અકરામ પામી ચુકયા છે. સઘળી પદવીઓ ઉપરાંત ડા૦ મોદીને એઓની શોધખોળે તથા રામબાણ રસાયણીક મેળવણીઓમી બનાવટને માટે છ સોનાના ચાંદો મળયા છે.

શેઠ ડોશાભાઇ અરદેશર વકીલ બરમીંગહામની ટીચરસ સોસાયટીના ફેલો નેમાયા છે અને એવણુને ફેલો ઓફ ધી બુક કીપીંગ ટીચરસનો ડીપલોમાં મળયો હતો.

શેઠ શાવકશાહ હોરમસજી કંત્રાકટર ઇંગલંડની ધી નોરથ બ્રીટીશ એકેડમીના ઓનરરી લાઇફ ફેલો અને લંડનની ઇનકોરપોરેટેડ સોસાયટી ઓફ સાયનસ, લેટરસ અને આરટસની કાઉનસીલના મુંબઇના સેક્રેટરી નેમયા હતા અને એવણુને સોસાયટીનો સીલવર મેડલ તેમજ કેનેડાના ગ્રેટ ઇસટરન એકઝીબીશનમાંથી પેઇનટીંગ માટે ડીપલોમા ઓફ ઓનર તથા ગોલ્ડ મેડલ મળ્યા હતા.

શેઠ રૂશતમજી હોરમસજી મીસતરી બરમીંઘાહમની કમરશીયલ ઇનસટીટયુટના ફેલો, શેઠ શાપાવક્ષ બેરામજી કારડમાસતર વેલાતના ઇનસટીટયુટ ઓફ કોમરસના ફેલો અને શેઠ જમશેદજી માણેકજી ડાકટર લંડનની રોયલ ઝુલોજીકલ સોસાયટીના કોરેશપોનડીંગ મેમબર.

ડા૦ એસ. એ. કાપડયા લંડનની નોરથ બરક સોસાયટીના ઓનરરી ઓરીએંટલ સેક્રેટરી.

શેઠો હોરમઝ કેખશરૂ ઇરાની અને અ. બે. અવાસીઆ હાંગકાંગની પારસી અંજુમનના ટ્રસ્ટી.

દસતુર ડોશાભાઈ સોરાબજી પાવરી કલીકટની પારસી અંજુમનના દસ્તુર.

એરવદ સોરાબજી માણેકજી દસ્તુર મેહરજીરાણા કોલંબોની પારસી અંજુમનના દસ્તુર.

અમદાવાદની જરથોસ્તી અંજુમનના નવા પ્રેસીડંટ તરીકે ખા૦ બા૦ નવરોજી પેશતનજી વકીલ સી. આઇ. ઈ., નવા ટ્રસ્ટીઓ તરીકે ડા૦ ધનજીશા એદલજી અંકલેશરીઆ અને શેઠ હીરજીભાઈ ફરામજી લેનટીન જુના ત્રણ ટ્રસ્ટીઓ સાથે કામ કરશે; સેકરેટરી તરીકે શેઠ અરદેશર રૂસતમજી દલાલ, ઓડીતર તરીકે શેઠ ધનજીશાહ પેશતનજી ઇનજીનીયર અને શેઠ અરદેશર નશરવાનજી બાબેકાન અને કમેટીના મેમબરો તરીકે ખા૦ બા૦ ફરદુનજી કુવરજી તારાપોરવાળા સી. આઇ. ઇ., ખા૦ બા૦ એદલજી બેરામશાહ હોડીવાલા, શેઠ શેઠ પીરોજશાહ કાવશજી કારંજાવાલા, શેઠ બમનજી શાપુરજી મોટાના અને શેઠ અરદેશર ડોશાભાઇ વાડીયા.

શેઠ રૂશતમજી પેશતનજી મસાની અંજુમનનાં આતશબેહેરામની કારોબાર મંડળીના સભાસદ.

શેઠ એદલજી બરજોરજી પટેલ સુરત રૂશતમપરાની પીટીટ દરેમેહેરના સરનશીન અને શેઠો એદલજી દોરાબજી તલાટી, સોરાબજી હોરમસજી મોરી અને હોરમસજી જીવાજી દારૂવાલા ટ્રસ્ટીઓ.

શેઠ હોરમસજી અરદેશર વાડીયા બેરીસટર પુણાની દખણ સભાના પ્રેસીડંટ.

શેઠ ફકીરજી એદલજી ભરૂચા પુણાની આલબરટ એડવરડ ઇનસટીટયુટનાં ઓનરરી સેકરેટરી.

શેઠ રૂશતમજી બરજોરજી પેમાસતર સંજાણ મેમોરીયલ કમીટીના કામચલાઉ આનરરી સેકરેટરી.

શેઠ રતનશા કોયાજી આફ્રીકાના નીઆસાલેંડ બલેનટાએરમાં યુરોપીઅનોની એસોસીએટેડ ચેમબર આવ કામરસ અને એગરીકલચરના એકટીંગ આનરરી સેકરેટરી.

ઉદવાડાની સેનીટેરી કમીટીના મેમબરો શેઠો ઇજીયારજી પેશતનજી ભરડા અને કયોજી પેશતનજી મીરજાં.

સુરતની નાનપુરા લાઇબ્રેરી રીડીંગ રૂમના પ્રમુખ તરીકે શેઠ પાલણજી બેજનજી કોટવાલ, ઓનરરી જોઈંટ સેકરેટરી તરીકે શેઠ શાવકશા હોરમસજી ખસુખા, અને મેનેજીંગ કમીટીના સભાસદ તથા ઓનરરી લાયબેરીયન તરીકે શેઠ જમશેદજી અરદેશર ગાંધી.

ટેક્ષટાઇલ મીલવાળા શેઠ નશરવાનજી નવરોજી વહાડયા મુંબઈના મીલમાલેકોની મંડળીના પ્રમુખ અને સર દીનશાહ માણેકજી પીટીટ નાયબ સરનશીન.

શેઠ જાહાંગીર પેશતનજી ખજ્નેતયા બરોડા રેલવેના જરથોશતી કામદારોનાં મરણ વખતનાં લાભનાં ફંડના ઓનરરી સેકરેટરી.

સર ફીરોઝશાહ મેરવાનજી મેહતા બેરીસટરને મુંબઇની કોરપોરેશનના પ્રમુખ અને શેઠ ફીરોઝ સી. શેઠનાને સ્ટેનડીંગ કમીટીના પ્રમુખ.

શેઠ સોરાબજી હોરમસજીને ભરૂચની મયુનીસીપાલીટીના, ખા૦ બા૦ બરજોરજી નશરવાનજી વકીલને સુરતની મયુનીસીપાલીટીના અને શેઠ કે. એ. ધાસવાલાને પુણા સીટી મયુનીસીપાલીટીના પ્રમુખ તેમજ શેઠ જાહાંગીર હોરમજી કોઠારીને કરાંચીની મયુનીસીપાલીટીના વાઇસ પ્રેસીડંટ.

શેઠ દાદી એદલજી મેહેતા રંગુન મયુનીસીપાલીટીના મદદનીશ સેકરેટરી.

ખા૦ બા૦ ખરશેદજી નશરવાનજી કંત્રાકટર મુંબઇની એલફીનસટન હાઇ સ્કુલના પ્રીનસીપલ.

શેઠ ફરદુનજી દોરાબજી મેહતા ગોધરાની તેલંગ હાઇ સ્કુલના હેડ માસતર, અને બાઇ જરબાનુ બમનજી એનજીનીયર વડોદરાની છોકરીઓની સ્કુલોના ઇનસપેકટર.

શેઠ એફ. આર. ઉનવાલા પુણા જીલ્લાના એક્ઝીક્યુટીવ એનજીનીયર

શેઠ મનચેરશાહ સોરાબજી હોડીવાલા સતારા ડીવીઝનની પોસ્ટ હાફીસોના સુપરીનટેનડંટ.

શેઠ કાવશજી દીનશાહ ભરૂચા એડનના પોસટ માસ્તર.

શેઠ નશરવાનજી રૂશતમજી વાચછા અમદાવાદની સેનત્રલ જેલના સુપ્રીનટેનડંટ

શેઠ હોરમસજી માણેકજી મોદી વડોદરા રેલવેના મુંબઇ ડીભાગના પાણી અને ગટર સંબંધીના ઇનસપેકટર.

શેઠ દીનમાહ રતનજી ભરૂચના ડેપયુટી એકાઉનટન.

શેઠ નશરવાનજી કાવશજી પટેલ નાસક જીલ્લાના સરકલ ઇનસ્પેકટર.

શેઠ ફીરોઝશાહ નશરવાનજી બીલીમોરીયા સોલીસીટર વાંસદા સ્ટેટના દીવાન.

જાણીતા ક્રીકેટર શેઠ એન. સી. બાપાસોલા જુનાગઢ રાજયમાં મેમાનદારી ખાતાંનાં વડા.

કેપટન શોરાબજી તબાકને નામદાર ગાયકવાડના મેજરની પદવી.

શેઠ માણેકજી પેશતનજી મગોલ ધોલેરાના કસટમ સર કારકુન.

શેઠ ડોશાભાઇ માણેકજી કોઠાવાળા ખેડાનાં કલેકટરનાં ચીટનીસ.

---

## કેળવણી-પરીક્ષા-સ્કોલરશીપો વગેરે.

લંડનની એમ. ડી. ની પરીક્ષામા ડા૦ ફીરોઝશાહ કુંવરજી ભરૂચા અને ડા૦ મનચેરશાહ ધનજીભાઈ દોરાબજી ગીલડર પસાર થયા હતા.

મી૦ નશરવાનજી દીનશાહ વકીલ ડબલીનની જાનવરોના વઇદાની એમ. આર. સી. વી. એસ. ની પરીક્ષા પસાર કીધી હતી.

ડા૦ એરચશાહ દીનશાજી જમશેદજી શરાફે એડીનબરોની એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ. અને એલ. એફ. પી. એસ. ની પરીક્ષા પસાર કરી ડબલીનની સુવાવડખાનાની આસપીટલમાં રહી એલ. એમ. આર. સી. પી. આઈ. ની અને લંડનની ડી. પી. એચ. ની પરીક્ષાઓ માન સહીત પસાર કીધી હતી. એવણ મેડીકલ ઓફીસરસ ઓફ હેલથની સોસાયટીના તેમજ મેડસીન અને હાઇજીનની ટ્રાપીકલ સોસાયટીના ફેલો નેમાયા હતા.

ડા૦ ફરાજરોજ લીમજી એદલજી બાજીવાળાએ એડીનબરોની એલ. આર. સી. પી. અને એલ. આર. સી. એસ. ની તથા ગલાસગોની એલ. એફ. પી. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કીધી હતી.

ડા૦ રૂસતમ ધનજીભાઇ મોદીએ લંડનની એલ. આર. સી. પી. અને એમ. આર. સી. એસ. ની પરીક્ષા પસાર કીધી હતી.

મી૦ જામાસપ ખરશેદજી જામાસજી ભરૂચાએ લંડનની એલ. આર. સી પી. અને મીડવાઇફરીની પરીક્ષા પાસ કરી લંડનની એમ. આર. સી. એસ. ની પરીક્ષામાં પસાર થયા હતા.

ડા૦ દીનશાહ દારાશાહ બારીયાએ ગયે વરસે લંડનની એમ. આર. સી. એસ. અને એલ. આર. સી. પી. ની તથા એડીનબરોની એફ. આર. સી. એસ. ની અને છેલ્લા આ વરસે લંડનની એફ. આર. સી. એસ. ની પરીક્ષા પસાર કરી હતી.

ડાક્ટર મીસ ડોસીબાઇ રૂસતમજી કાવસજી પટેલે લંડનની એમ. આર. સી. પી. ની પરીક્ષા પસાર કરી હતી.

ડા૦ ડી. પી. શેઠનાએ આયરલેંડ ની એલ. આર. સી. પી. ની પરીક્ષા પસાર કીધી હતી.

મી૦ પદમ અરદેશર જમશેદજી દસ્તુરે એડીનબરોની એલ. આર. સી. પી. ની પરીક્ષા પસાર કરી હતી.

ડા૦ બેહેરામ શાવકશાહ તારાપોરવાળાએ એડીનબરોની ડી. પી. એચ. ની અને લીવરપુલની ડી. ટી. એમ. યાને ટ્રાપીકલ મેડીસીનની ડીપલોમાની પરીક્ષા પસાર કીધી હતી.

મી૦ જમશેદ હીરજીભાઇ અપુએ એડીનબરો ખાતે સેવટની તબીબી પરીક્ષા પસાર કરી હતી. એવણે આયરલંડ મધે સ્ત્રીઓનાં દરદોનો ખાસ અભયાસ કરવા પછી લંડન અને કોનટીનંટ ઉપર આંખનો ખાસ અભયાસ કરયો હતો.

મી૦ સોરાબ જમશેદજી મેહેરહોમજી મુંબઇની એમ. ડી. ની પરીક્ષામાં પસાર થયા હતા.

ડા૦ નવરોજજી અરદેશર કુપર બી. એ. મુંબઇની બેચેલર ઓફ હાઇજીનની પરીક્ષામાં પસાર થયા હતા. એવણ ૧૯૦૪ માં બી. એ. થયા ગ્રાંટ મેડીકલ કોલેજમાં ૧૯૦૫ માં જોડાઇ ૧૯૦૮માં એલ. એમ. એન્ડ એસ. માં પસાર થયા હતા. જે સઘળો કોરસ ફકત ત્રણ વરસ અને આઠ મહીનામાં પુરો કીધો હતો. આટલી ટુંક મુદતમાં અભયાસ પુરો કરવાનો ડા૦ કુપરનો એકલોજ રેકોરડ છે. તયાર પછી બઇરાંઓના ખાસ દરદ સંબંધી " હરીફાઇની પરીક્ષામાં " બેસી બાઇ દીનબાઈ વાછાવાળું પ્રાઇઝ સ્ત્રીઓને લગતાં દરદોના અભયાસ માટે મેળવયું હતું. ૧૯૦૯ ને ૧૦ માં સર જે. જે. આસપીટલમાં કલીનીકલ રેજીસ્ત્રાર તરીકે કામ કીધું હતું. હાઈજીન માટે યુનીવરસીટીની ડીગ્રી ધરાવનાર તરીકે ડા૦ કુપર પહેલાજ પારસી છે.

એલ. એમ. એન્ડ એસ. યાને તબીબી સેવટની પરીક્ષા જે વરસમાં બે વાર લેવામાં આવે છે તેમાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—મેશરસ સોરાબ દીનશાહ બીલીમોરીયા, નરીમાન હોરમસજી કલમવાળા, જે. માનેકશા માણેકશાના, સોરાબ ધનજીભાઇ રતનાગર, દાદાભાઇ ખરશેદજી તલાટી, ફ્રેકુ અરદેશર અંકલેસરીઆ, માણેકશા અરદેશર દાદી, ફીરોઝશા રૂસ્તમજી ઘડીઆળી, બરજોરજી હોરમસજી કામાકાકા, રૂસ્તમ માણેકજી મીસ્ત્રી, નવલ રતનજી નાલાશેઠ, દારા દીનશાજી વાણીઆ, દીનશા જહાંગીરશા ડાકટર અને ફરદુનજી ખરશેદજી મુમલા. ઉપલી તબીબી પરીક્ષામાં આગલે સાલ પસાર થયલા મી૦ જેહાંગીર હોરમસજી ઉનવાળાને ચારલસ મયુરહેડ પ્રાઇઝ, બાળકીશના સુદામજીવાળું અરધું પ્રાઈઝ અને લોરડ સેંડહરસ્ટનો સોનાનો ચાંદ અને મી૦ કેખશરૂ ફીરોજશાહ મોદીને બાળકીશણ સુદામજીવાળું અરધું પ્રાઇઝ અને જે. સી. લીસબોવાળો સોનાનો ચાંદ મલ્યા હતા. પહેલી એલ. એમ. એનડ એસ. ની પરીક્ષામાં પસાર થયલા બાઈ શીરીન ફરદુનજી તારાપોરવાલાને સર દીનશાહ માણેકજી પીટીટ મેડીકલ સકોલરશીપ મલી હતી.

ગ્રાંટ મેડીકલ કોલેજના નીચલા પારસી અભીયાસીઓએ નીચે મુજબ સકોલરશીપો તથા ઇનામો મેળવયાં છે હતાઃ—મી૦ કેખશરૂ અરદેશર દારૂખાનાવાળાને (ત્રીજું વરસ એલ. એમ. એન્ડ એસ.) કરનાક સકોલરશીપ; મી૦ જેહાંગીર એમ. તલાટીને (ત્રીજું વરસ એમ. બી. બી. એસ.) રીડ સકોલરશીપ; મેસરસ રતન એન. કાપડીઆને, એચ. આર. ખરશેદજી બનાતવાળાને અને જે. એમ. વાઘચીપેવાળાને (બીજું વરસ, એમ. બી. બી. એસ ) સરકારી સકોલરશીપો; મી૦ પી. બી. બાનાને (ચોથું વરસ એમ. બી. બી. એસ ) સર કાવસજી જહાંગીર પેથોલોજી પ્રાઇઝ અને ખરશેદજી ફરામજી બોરી હાઇજીન પ્રાઇઝ અને મીસ સરોશ જે. એન. ખરેગાટને (ચોથું વરસ, એલ. એમ. એંડ એસ.) ને બાઇ આવાંબાઇ બેહેરામજી પટેલનું ફીઝીઓલોજીનું પ્રાઇઝ મલ્યું હતું.

મી૦ કેકોબાદ સોરાબજી કાતરકે કલકતાની નેશનલ મેડીકલ કોલેજની છેવટની તબીબી પરીક્ષામાં પસાર થઇ કોલેજની L. M. S. M. C. P. S. ની ડીપલોમા મેળવયો હતો.

મી૦ એન. એમ. ભરૂચાએ કેમબ્રીજની મેથમેટીકલ ત્રાઇપોસની પરીક્ષા પસાર કીધી હતી.

બેરીસટરની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા :—મેસરસ રૂશતમ દીનશાજી બાટલીવાલા, ફીરોજશાહ નશરવાનજી દારૂવાળા, રૂસતમજી સોરાબજી બીલીમોરયા, ડોસાભાઈ કાવશજી રાલી, શાપુરજી જમશેદજી શાપુરજી, હોરમજદયાર ફીરોઝ હોશંગ દસતુર, સોરાબ ખુરશેદજી દસતુર, જાહાંગીર સોરાબજી બેરગામવાલા, શેહેરીયાર નશરવાનજી ડુંગાજી, કેખશરૂ જાહાંગીર રૂસતમજી દાજી અને અરદેશર બરજોરજી લીમુવાળા. ઉપલી પરીક્ષામાં પસાર થયલા મી૦ કેખશરૂ જા. દાજીને ૫૦ પાઉંડનું ઇનામ પરીક્ષા પેહલા વરસમાં માન સાથ પાસ કીધાથી મલ્યું છે.

મી૦ કેખશરૂ માણેકજી સરવેયરે મુંબઈ ખાતે લેવાયલી સોલીસીટરની પરીક્ષા પસાર કીધી હતી.

મી૦ અરદેશર બરજોરજી લીમુવાળાએ લંડન ખાતે લેવાયલી સોલીસીટરની પરીક્ષા પસાર કીધી હતી.

એલ. એલ. બી.ની યાને વકીલની સેવટની પરીક્ષા જે વરસમાં બે વાર લેવાય છે તેમાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—બાઇ ભીખાઈજી અરદેશર સોરાબજી એનજીનીયર તથા મેશરસ રૂશતમ મેરવાનજી આલપાઇવાળા, જહાંગીર સોરાબશા કમીસરીયેટ, માણેકશા નશરવાનજી દસતુર, પેશતનજી બાપુજી ખરાસ, ધનજીશાહ હોશંગશાહ નાણાવટી, નશરવાનજી હોરમસજી શેઠના, કેખશરૂ અરદેશર વકીલ, બમનજી ડોશાભાઈ ઓલબલેસ, હોરમસજી ખરશેદજી કેપટન, શાપુરજી મનચેરશા ચોથીઆ, બહેમનશાહ હોરમસજી દારૂવાળા, ફરેદુનજી હોરમસજી દસતુર, ફરામરોજ રૂશતમજી દુબાશ, ટેમુરસ કાવશજી મોદી, નાનાભાઈ દીનશાહ શેઠના, અરદેશર દોસાભાઇ ઉમરીગર અને પીરોજશાહ મનચેરજી વજીફદાર. ઉપલી એલ. એલ. બી. ની પરીક્ષામાં આગલે શાલ પસાર થયલા મી૦ ખુરશેદજી ફરામજી નરીમાનને શેઠ મનચેરજી નવરોજી બનાજીવાળી સકોલરશીપ મળી હતી.

મી૦ નશરવાનજી કાવશજી બેસાનીઆએ હાઇ કોરટ અને ડીસ્ત્રીકટ પલીડરોની પરીક્ષા પસાર કીધી હતી.

એમ. એ. યાને માસતર ઓફ આરટસની પરીક્ષામાં હાજર થયલા ૮૧ ઉમેદવારોમાંથી ૪૫ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા:—બીજા વરગમાં મેશરસ મેહેર ફરામજી થાણેવાલા, જાલ પાલનજી ધીવાળા, નાદીર આદરજી મસાની, પોંચાજી જમશેદજી પોચા અને ફરામજી બમનજી શરાફ; પાસ વરગમાં મેશરસ ફરેદુન હોરમસજી દીવેત્રી, નશરવાનજી નવરોજી દુબાશ, દાદાભાઈ જહાંગીર રેજીસ્ત્રાર, પેશતનજી આદરજી રીપોરટર, અને ફરામરોજ નશરવાનજી મવડાંવાળા. ઉપલા ઉમેદવારોમાંથી મી૦ જાલ પાલનજી ધીવાળાએ જમશેદજી નશરવાનજી પીટીટ સ્કોલરશીપ અને મી૦ પોંચાજી જમશેદજી પોંચાએ સર લોરેન્સ જેનકીન્સ સ્કોલરશીપ મેળવી હતી.

બી. એસ. સી. યાને બેચેલર ઓફ સાયનશની પરીક્ષામાં હાજર થયલા ૩૬ ઉમેદવારોમાંથી ૧૫ પસાર થયા હતા, તેમા નીચલા પારસીઓ હતઃ—મેસરસ નરીમાન આદરજી મસાની અને માણેકજી બેજનજી પીઠાવાળા.

ઇનટરમીડીયેટ શાયનસની પરીક્ષામાં હાજર થયલા ૩૩ ઉમેદવારોમાંથી ૧૫ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતાઃ—મેસરસ કેકુ નશરવાનજી વહાડીયા, કાવસજી નશરવાનજી મેહેતા, જેહાંગીર હોરમસજી મેહેતા, માણેકજી બેજનજી પીઠાવાળા અને જેહાંબક્ષ ફરામરોજ સીરવાઇ.

બી. એ. યાને બેચેલર ઓફ આરટસની પરીક્ષામાં હાજર થયલા ૫૦૭ ઉમેદવારોમાંથી ૨૮૦ પસાર થયા હતા તેમાં નીચલા પારસીઓ હતા:—બીજા વરગમાં બાઈ હીરાંબાઇ હોરમસજી કાંગા તથા મેશરસ રૂસી હોરમસજી બાટલીબોઇ, ખરશેદજી શાપુરજી દાબુ, પીરોજ મેરવાનજી દલાલ, નાદીરશા કાવશજી કાપડીયા, જાલ જહાંગીર મરઝબાન, રૂસતમજી ફરામજી દીનેચા, રતન ધનજીભાઈ રતનાગર, અરદેશર માણેકજી મોદી, અરદેશર જહાંગીશાહ કોહીયાર અને યઝદયાર જહાંગીર તારાપોરવાળા, પાસ વરગમાં બાઇઓ જરબાનુ મેરવાનજી દલાલ, રોશન અરદેશર કરંજાવાળા, પીરોજા બરજોરજી પારખ, દીનબાઇ હોરમજી વહાડયા અને જરબાનું જહાંગીર મીસ્ત્રી તથા મેશરસ માનેક અરદેશર કરંજાવાળા, દારાબશાહ પેશતનજી શેઠના, નવલ મેરવાનજી દારૂખાનાવાળા, સોરાબ કાવશજી ગોઈપીરીઆ, મરઝબાન કાવસજી ખંભાતા, શાવકશા હોરમશજી મેહેતા, જહાંગીર દાદાભાઇ પસતાકીઆ, રૂશતમજી પેશતનજી વેલેસ, માણેકજી મનચેરજી ભરૂચા, કાવસજી ફરામજી દસતુર, જમશેદજી ખરશેદજી દાવર, અરદેશર ખોદારામ ઇરાની, કેખશરૂ રતનજી પારખ, ગીનોચેહેર કેખશરૂ સપેનસર અને સોરાબ બરજોરજી સપેનસર; વરગ વગરનામાં મેશરસ નોશરવાન પીરોજશાહ કામા અને નશરવાનજી રતનજી મીસ્ત્રી. ઉપલા ઉમેદવારોમાંથી મી૦ યઝદીઆર જહાંગીર તારાપોરવાળાએ

જેમસ ટેલર પાઇઝ અને વરડસવરથ સ્કોલરશીપ, મી. અરદેશર જહાંગીરશા કાહીયારે નારાયણ વાસુદેવ સ્કોલરશીપ અને બાઇ હીરાંબાઈ હોરમસજી કાંગાએ પીરોજશા મેરવાનજી જીજીભાઈ સ્કોલરશીપ મેલવી હતી.

મી૦ એરચશાહ ધનજીશાહ મેહતાએ અલાહબાદ યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષા પસાર કીધી હતી.

ઇંનટરમીડીએટ આરટસની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૭૩૬ ઉમેદવારોમાંથી પ૨૪ પસાર થયા હતા, તેમાં પસાર થયલા ૭૨ પારસીઓમાં નીચલી બાનુઓબી હતીઃ—બાઇઓ ગુલબાનુ એરામશાહ આરબારા, શીરીન નવરોજી ગીલડર અને શીરીન પેસ્તનજી લશકરી. આ પરીક્ષામાં પસાર થયલા ઉમેદવારોમાંથી મેસરસ એરામજી ધનજીબાઇ ઇચ્ચાપોરીયા અને મંચેરશાહ એરામજી સંજાનાને દરેકને શેઠ ફરામજી સોરાબજી ભાવનગરી સ્કોલરશીપ અરધે અરધે ભાગે મળી હતી.

પ્રીવીયસની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૧૫૫૯ ઉમેદવારોમાંથી ૮૩૨ પસાર થયા હતા, તેમાં પસાર થયલા ૯૮ પારસીઓમાં નીચલી બાનુઓ હતી :—બાઇઓ શીરીન ધનજીશાહ દાલાસ, હોમાય સોરાબજી કેપટન, ખોરશેદ રૂસતમજી ખંબાતા, ફ્રેની જીજીભાઇ નીકલશન, પીરોજા દીનશાહ સબજા અને મેહેરાં રતનજી સીંગારા. આ પરીક્ષામાં પસાર થયલા મી૦ શીયાવક્ષ ખરશેદજી પારડીવાળાએ બાઈ આઇમાય કે. આર. કામાવાળી સ્કોલરશીપ મેલવી હતી.

મેત્રીકયુલેશનની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૩૭૬૬ ઉમેદવારોમાંથી ૧૪૬૩ પસાર થયા હતા, તેમાં પસાર થયલા ૨૧૧ પારસીઓમાં નીચલી બાનુઓ હતીઃ—બાઇઓ ગુલબાઇ નવરોજી બારીયા, મેહેરબાઇ બમનજી ઓઇસ, ધનબાઇ ખરશેદજી છાપગર, તેહેમીના અરદેશર દાવર, જરબાઈ ફરામજી દીવેચા, બાઇમાય બરજોરજી ડાકટર, આવાંબાઈ જહાંગીરજી દોધી, ધનબાઈ બમનજી દુબાશ, મીની ફરામજી, ખોરશેદ નશરવાનજી ઘાસવાળા, શીરીન પીરોજશાહ જીજીભાઇ, બાનુબાઇ રૂસતમજી ખરાસ, ગવહર હોશંગ કોટવાલ, જર શાપુરજી મીસ્ત્રી, દીનબાઇ કેખશરૂ મુનશી, હોમાય હોરમસજી નરીમાન, આલાં અરદેશર સુરતી, આઇમાય બમનજી વખારીયા, ગુલાં બરજોરજી વેસુગરા, નાજા કાવસજી, ફ્રેની નાણાવટી અને ફ્રેની શેઠના. આ પરીક્ષામાં પસાર થયલા ઉમેદવારોમાંથી મી૦ અરદેશર ફરામજી કામાએ જેમ્સ ગ્રીવ્સ સ્કોલરશીપ, મી૦ જાલ દીનશાહ નીકલસને ડોસાબાઇ ફરામજી કામાવાળી સ્કોલરશીપ અને મી૦ ફરામરોજ દીનશાહ બરડીએ સર દીનશાહ માણેકજી પીટીટ (પહેલા બેરોનેટ) વાળી સ્કોલરશીપ મેળવી હતી.

અલાહબાદ યુનીવરસીટીની મેત્રીકની પરીક્ષામાં સેકંડ ડીવીઝનમાં બાઇઓ શીરીનબાઇ સોરાબજી આંટીયા અને મનીજેહ નાદરશાહ શાપુરજી કોયાજી પસાર થયા હતા.

સ્કુલ ફાઇનલની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—મેસરસ હોરમસજી સોરાબજી ભાનજા, કેખશરૂ અરદેશર પ્રીટર, બમનશાહ રૂસતમજી મેહેતા, જાલેજર રૂસતમજી સંજાના, પીરોજશાહ નશરવાનજી તાડીવાલા, દાદાભાઇ પેસતનજી વીરજી, કેખશરૂ હોરમસજી બીલપોડીવાલા, દોરાબજી દીનશાહજી બરડી, દીનશાહ પીરોજશાહ બલસારા, પેસતનજી ફકીરજી દારૂવાલા, નાદીરશાહ બીખાજી કાટપીટયા, જહાંગીર નાનાભાઈ સતારાવાલા અને પેસતનજી જમશેદજી વાનીઆ.

એલ. સી. ઈ. યાને સીવીલ ઇજનેરની પરીક્ષામાં હાજર થયલા ૬૧ ઉમેદવારોમાંથી ૪૩ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતાઃ—બીજા વરગમાં મેસરસ માણેકશાહ બેજનજી કાત્રક, માણેકજી બીખાજી દારૂવાળા, પીરોજશાહ કાવસજી દસતુર, અરદેશર સોરાબજી ડ્રાઇવર, દીનશાહ ટેમુલજી જંગલવાળા, બરજોરજી અરદેશર પટેલ અને બમન સોરાબજી સંજાના.

સીવીલ એનજીનીયરીંગની બીજી પરીક્ષામાં મી૦ રૂસતમજી સોરાબ ઇરાની પસાર થયા છે જેવણને શેઠ નશરવાનજી જહાંગીરજી વાહડીયા સ્કોલરશીપ મળી હતી.

મીકેનીકલ ઈજનેરની ફરસટ કલાસની સરટીફીકેટની પરીક્ષા જે વરસમાં જુદી જુદી વખત લેવાય છે તેમાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—મેસરસ પદમજી રતનજી સતારાવાલા, બેરામશાહ શેરાબજી ધાભર અને ફરામરોજ દોરાબજી કાંગા.

મીકેનીકલ ઇજનેરની સેકન્ડ કલાસની સરટીફીકેટની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—મેસરસ રૂસતમજી માણેકજી શેઠના, રતનશા રૂસતમજી બીલીમોરીયા, પીરોશા ખરશેદજી ધાલા, એરચશા નવરોજી તાડીવાળા, મેરવાનજી દાદાભાઇ બામ, દારાશા બેહેરામજી શેરડીવાળા, પીરોજશા દીનશા અંકલેસરીયા, એરચશા દાદાભાઈ ડભોઇવાળા, ફરામરોઝ રૂસતમજી કવીના, દીનશાહ અસપંદીઆર વાડયા, અરદેશર બરજોરજી કંત્રાકટર, કાવશજી બરજોરજી ચીનાઈ, કાવશાહ બેરામજી પાલખીવાલા, કાવશજી ધનજીભાઇ ગઝડર, હોરમસજી ફરદુનજી બામજી, દીનશાહ બરજોરજી ભગત, શેહેરીયાર ખરશેદજી ઇરાની, જમશેદ જહાંગીરજી ધાલા, જાલ સોરાબજી દલાલ, કેખશરૂ દીનશાહ ભરૂચા, મંચેરજી નશરવાનજી માસતર, નરીમાન ફીરોજશાહ ભરૂચા, ફરદુનજી બેરામજી બાટલીવાળા અને ફરામરોજ બેરામજી મોતીવાળા.

મીકેનીકલ ઇજનરની થરડ કલાસની સરટીફીકેટની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—મેસરસ નાદીરશાહ ડોશાભાઈ હોડીવાલા, ધનજીશાહ કાવશજી અમરોલીયા, કેખશરૂ રતનજી મીસ્ત્રી, અરદેશર માણેકજી પાવરી, શાવકશાહ કાવશજી કાપડયા, જાહાંગીર હોરમજી મીસતરી, ફીરોઝશાહ પેસતનજી મહેતા, દારાશાહ દીનશાહ ઇલાવયા, ફરામરોઝ ભીખાજી સોલેના, કુવરજી માણેકજી ભાડેના, કેખશરૂ દાદાભાઈ તાડીવાલા, ધનજીશાહ દીનશાજી પારડીવાલા, ફરામજી નશરવાનજી બારીયા, રતનશાહ માણેકજી શેઠના, માણેકશા રૂસતમજી દારૂવાળા, ફરામજી નશરવાનજી ગાંધી, બમનજી પેસતનજી દુબાશ, નશરવાનજી કુવરજી મીસતરી, જેહાંગીર બમનજી મીસ્ત્રી, જેહાંગીર કુંવરજી પટેલ અને દારાબશાહ બરજોરજી કરંજાવાળા.

મુંબઈના મયુનીસીપલ હેલ્થ ઓફીસરની આગેવાની હેઠળ સેનીટરી સરવેયરોને લગતો એક કલાસ મુંબઇ સરકારની મદદ સાથ ચલાવવામાં આવે છે, એમાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—મેસરસ સોરાબ ડી. ડી. ગીલડર, મેરવાન પી. એચ. કાટગરા, જહાંગીર હોરમસજી મેહેતા, સોરાબ એન. ભાભા અને બરજોર અરદેસર પટેલ.

નાશકની સેંત્રલ પોલીસ ત્રેનીંગ સકુલની સેવટની પરીક્ષામાં મેસરસ કેખશરૂ રતનજી ગ્રીન અને ફરામજી સોરાબજી દસતુર પસાર થયા હતા.

કનારાના સબડીવીઝનલ ફોરેસટ આફીસર મી૰ ખરશેદજી એદલજી કોટવાલે જંગલ ખાતાંની પરીક્ષા પસાર કરી હતી.

નવશારી તાતા કનયાશાલાના શીક્ષકા બાઈઓ કુંવરબાઇ નરીમાન દસતુર અને બાઈ રતનબાઈ પેશતનજી મેહેતા ત્રણ વરસની મુદત માટે અમદાવાદની મહાલક્ષમીબાઈ ત્રેનીંગ કોલેજમાં શીક્ષણ લેવા ગયા હતા, તેઓ છેવટની પરીક્ષામાં પસાર થયા છે. બાઇ કુંવરબાઇએ પહેલે નંબરે પસાર થઈ રૂપાનો ચાંદ મેળવયો છે. આ બંને બાઇઓને શરત પરમાણે તાતા કનયાશાળામાં અમુક મુદત સુધી ફરજયાત સ્ત્રી શીક્ષક તરીકે નોકરી કરવી પડશે.

સર જે. જે. સ્કુલ આફ આરટની ડરોઈંગ ટીચરની સરટીફીકેટ મેલવનારા :—મેશરસ એન. એમ. એરાવીયા અને એમ. એસ. ભરૂચા; આરકીટેકચરલ ડરાફટસમેનની સરટીફીકેટ મેલવનારઃ—(પહેલું વરસ પ્રીલીમીનરી) મેસરસ એ. પી. આરટીસ્ટ, બી. જે. બાટલીવાલા, કે. પી. ફીટર, ડી. એચ. ગઝદર, જે. બી. તારીયા અને પી. આર. ઉદવાડીયા, (બીજું વરશ એલીમેંટરી) મી૰ એ. જે. મીસ્ત્રી.

મી૰ કેખશરૂ જે. મુલ્લાંએ મોલડીંગ કલાસની પરીક્ષા પસાર કીધી હતી. જેઓએ થરડ ગ્રેડની ડરોઇંગની પરીક્ષા પસાર કીધી હોયજ તેઓને આ કલાસમાં દાખલ કરવામાં આવે છે.

સેકનડરી ટરેનીંગ કોલેજની ડીપલોમાંની પરીક્ષા મીસ મેહરબાઈ જમશેદજી વહાડયા બી. એ. એ. પસાર કરી પહેલી પદવી મેળવવી રૂપાંનો ચાંદ તથા પરીક્ષાની જુદી જુદી બાબદોને લગતાં પહેલાં ઇનામો મેળવયાં હતા.

સેંત્રલ એસોસીએશન ઓફ અકાઉનટંટસની લેવાયલી પરીક્ષામાં દાવરસ કોલેજ ઓફ કોમરસના નીચલા વીદયારથીઓ પસાર થયા હતાઃ—લાઇસેનસીયેટ—મેશરસ બેજનજી બરજોરજી નાદોડવાળા (રૂપાનો ચાંદ મેળવનાર) જેહાંગીર દાદાભાઇ તાતા—અને બરજોર પેશતનજી ગારડા.

લંડનની એસોસીએટેડ એકાઉંટનટવાળી ઇનટરમીડીયેટ પરીક્ષા જે પ્રોફેસર દાવરની કોલેજ ઓફ કોમરસમાં લેવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—મી૦ જહાંગીર દી. તાતા (સીલવર મેડલ અને સરટીફીકેટ ઓફ મેરીટ મેળવનાર) અને મેસરસ બરજો પી. ગારડ અને પેશતનજી એફ. લાકડાંવાળા.

અલેકઝાંડરા કમરશીયલ ટ્રેનીંગ ઇનિસટીટયુશનના નીચલા ચેલાઓએ પીટમેનની બીજા વરગની ટુંકાક્ષરી પરીક્ષા પસાર કરી હતીઃ—મેસરસ જાલ રૂશતમજી નાણાવટી અને દીનશાહ એન. મરોલીયા.

ડાકટર અરદેશર કાવશજી તરનરને અસ્વચ્છ દુધને લીધે હિંદુસતાનમાં જુદા જુદા રોગોનો થતો ફેલાવો અને તેનો અટકાવ કેમ થઈ શકે એ વિશય માટે મુંબઇ યુનીવરસીટી તરફથી શેઠ ડોશાભાઇ હોરમસજી કામાવાળું રૂ૫૦૦ ની કીંમતનાં પુસતકોનું ઇનામ મલ્યું હતું.

બનારસની સેંત્રલ હીંદુ કોલેજના અંગ્રેજી પ્રોફેસર મી૦ આઇ. જે. એસ. તારાપોરવાળા બી. એ. બેરીસટરને પુરવ તરફની ભાષાઓના અભયાસને લગતી દોઢસો પાઉંડ એટલે કે સાડી બાવીસ સો રૂપયાની હીંદી સરકારની વારસીક સ્કોલરશીપ મલી હતી.

મી૦ એરચ જહાંગીર સોરાબજીને હીંદી સરકારે યુરોપ જઇ સંસકીતના સાયનટીફીક અભયાસ કરવા માટે એક સટેટ સકોલરશીપ આપી છે. મી૦ એરચને મુંબઈ સરકારે પસંદ કરયા છે.

અત્રેની વીકટોરીઆ જુબીલી ટેકનીકલ ઇનસટીટયુટની સકોલરશીપ તથા ઇનામો મેલવનારા પારસી વીદયારથીઓ :—(પેહેલું વરસ)—મી૦ હોરમસજી જહાંગીરજી બરડીને નવરોજી ફરદુનજી પહેલી સકોલરશીપ અને મી૦ નવરોજી પેશતનજી દલાલને રીપન પ્રાઇઝ, (બીજું વરસ)—મી૦ ધનજીશાહ ફીરોઝ બાટલીવાલાને જી. ટી. મુલજી સકોલરશીપ અને (ત્રીજું વરસ)—મી૦ હોરમસજી એસ. મોદીને શેઠ એન. જે. વાડીઆ પ્રાઇઝ અને મી૦ શયાવક્ષ પી. ડીકને શેઠ એન. જે. વાડીઆ પ્રાઇઝ.

**પારસી એમ્બયુલનસ બ્રીગેડ**—આ પરોપકારી ખાતાનાં ૮૫ સભાસદો છે. આ ખાતાંએ અકસમાતમાં સપડાયલા ઘણા લોકોને મદદ આપવા ઉપરાંત બીમારો અને અશકતને એક મથકેથી બીજે મથકે લઇ જવામાં સારી મદદ આપી હતી. તેમજ જાહેર પ્રસંગોએ અકસમાતમાં સપડાએલાઓની સારવાર કરી હતી. અલાહબાદ ખાતે "બ્રીગેડ ચેલેંજ કપ"ની જુદી જુદી એમ્બયુલંસ ટીમો વચે થયલી હરીફાઈમાં ભાગ લેવા આઠ સભાસદો ગયા હતા. આમાંથી કોરપોરલ રૂસતમ પે. થાણાવાલા પહેલે નંબરે આવવાથી એક ચાંદ જીતી ગયા હતા તેમજ કોરપોરલ જે. ડી. જીજીભાઇ મેમોરીયલ કપ કોરપોરલ ધનજીશાહ સો. ભરૂચાએ તથા એમબયુલનસ ઓફીસર દારાશાહ એન. મારકર ચેલનજકપ મી૦ નશરવાનજી બે. પટેલ જીતી ગયા હતા

સેંટ જોન એમયુલનસ એસોસીએશનની પરીક્ષાઓ પસાર કરી ચાંદો તથા સરટીફીકેટ મેલનારાઓઃ—ચાંદ મેલવનારા—મી૦ રૂસતમજી એદલજી શેઠના; ઇનામો મેળવનાર—બાઇઓ પીરોજા રૂશતમજી શરાફ અને બાનુબાઇ પીરોશાહ દારૂવાલા; ફરસટ એડની સરટીફીકેટ મેળવનારા—મેશરસ અરદેશર ખુરશેદજી વેસાવેવાલા, માણેકશાહ હોસંગશાહ નાણાવટી, હોરમસજી પાલનજી ભગવાગર, મહેરજીભાઇ ફરદુનજી બીસની, ભીખાજી દાદાભાઈ, પીરોજશા નશરવાનજી કોલાબેવાળા, કેખશરૂ પાલનજી ઠાવર, ફરેદુન અરદેશર દોટીવાળા, પેશતનજી સોરાબજી દુબાશ, જાલ દીનશાહ એદલ બહે-

રામ, અરદેશર બેરામજી હોમાવજીર, બેહરામજી ધનજીભાઇ ઇછાપોરયા, બમનજી દાદાભાઇ ઇંદોરવાલા, જહાંગીર રતનજી ધોલુ, અરદેશર જીવનજી કીકા, ગુસ્તાદજી બચાજી કોટવાલ, સોરાબજી જહાંગીરજી મરોલ્યા, કુંવરજી દીનશાજી મેહતા, મીનોચેહેર અરદેશર મીસ્ત્રી, નાદીરશાહ નવરોજજી મીસ્ત્રી, રૂસ્તમજી અરદેશર મીસ્ત્રી, કેખશરૂ આદરજી પંથકી, સોરાબજી મંચેરજી નાનજી, હોરમસજી બરજોરજી પટેલ, માણેકશાહ રૂસ્તમજી પટેલ, રૂસ્તમ દાદાભાઈ પટેલ, ટેમુરસપ ફીરોઝશાહ પટેલ, ફીરોઝ બમનજી સહીયાર, પાલનજી હોરમસજી સુરતી, કેખશરૂ દોરાબજી તંબોલી, ફરામજી જમશેદજી બાટલીવાલા, ફરામરોઝ હોરમજી ભાભા, દીનશાહ મેરવાનજી બીલીમોરીઆ, જાલેજર નવરોજી વલસાડા, સોરાબ રૂસતમજી એનજીનયર, કેખસરૂ અરદેશર ફીટર, દારાં માણકજી ઘોઘાવાલા, ફરામરોઝ નવરોસજી ગારડ સોરાબ ગુસ્તાદજી કાપડયા, જાલ મહેરજીભાઇ કુકા, કેખસરૂ મંચેરશાહ માદન, રતનજી હોરમસજી મહેરજી, બેહરામશાહ કાવશાહ મહેતા, પેસ્તનજી કાવસજી મીસ્ત્રી, સોરાબ દીનશાહ અંકલેસરીઆ, જાલેજર નવરોજી અમરોલીવાળા, જમશેદજી મેરવાનજી આંટીઆ, જહાંગીર પાલનજી બામબોટ, હોરમસજી બમનજી બરદી, હોરમસજી જહાંગીરજી બરદી, નવરોજજી બેરામજી ભરૂચા, નવરોજી દાદાભાઇ ભરૂચા, માણેક પાલનજી ભીલાડવાળા, જાલભાઇ કાવસજી કોમીસરીએટવાલા, પીરોજશા એદલજી કુપર, શીયાવક્ષ ધનજીશા કડાફરડ, જહાંગીર બરજોરજી દાવર, જમશેદજી ડોસાભાઈ દેશાઈ, નરીમાન ખરશેદજી દેશાઇ, નવરોઝ માણેકજી દોટીવાલા, જાલેજર રૂશતમજી દુબાશ, પીરોજશાહ ખરશેદજી હુમસયા, દીનશાહ હોરમસજી એનજીનીયર, રૂશતમજી ફરામજી એંટી, રૂશતમજી બોખાજી ગારડ, બમનજી ફરદુનજી પાંડે, ફીરોજશાહ જમશેદજી પાંડે, ફરામરોઝ પેસતનજી પટેલ, નાદીરશાહ કાવશજી પોલીશવાળા, જમશેદજી પીરોજશાહ પુનેગર, નવરોજજી બમનજી રેડીમની, જાલ મંચેરજી શેઠના, રતનશા સોરાબજી સુરતી, રૂશતમજી મંચેરજી તારાપોરવાળા, જહાંગીર રૂસતમજી ઉનવાળા, પીરોજશાહ નશરવાનજી મીસ્ત્રી, જાલેજર કાવશજી મુલ્લાં, શયાવક્ષ ખરશેદજી પારડીવાળા, જહાંગીર પેશતનજી પસતાકીયા, કેખશરૂ સોરાબજી પટેલ, કેખશરૂ ફરામરોજ પટેલ, નાદીરશા બેરામજી પટેલ, હોરમજી ફરામજી તારાપોરવાળા, મહેરજી ફીરોઝશાહ દાજી, બમનશા હોરમજી તારાપોરવાલા અને નશરવાનજી એદલજી ઉડવાડયા.

"હોમ નરસીંગ"ની સરટીફીકેટ મેળવનારાંઃ—બાઇઓ શીરીનબાઇ મેરવાનજી ભરૂચા, બાનુબાઇ ખરશેદજી દોટીવાલા, નવાજબાઈ રતનજી મોબેદજી, કુવરબાઈ મનચેરજી મોદી, મેહેરબાઇ પેશતનજી મુસ, શીરનબાઇ હીરજીભાઈ પેરીકાકા, મોટાંમાય હીરજીભાઈ પેસીકાકા, ગાયમાય દીનશાજી ભાજીવાળા, બાનુબાઈ માણેકજી બીલીમોરીયા, જાઇજી માણેકજી કુપર, બાનુબાઇ ફીરોઝશાહ દારૂવાળા, શીરીનબાઇ મનચેરજી મોદી, આવાંબાઇ નાદીરશાહ સબાવાળા, શેરબાનુ જહાંગીરજી ભમગરા, શીરીનબાઇ દોરાબજી નરીમાન, પીરોજા રૂશતમજી શરાફ, ડોશીબાઇ પાલનજી કરંજીયા અને નરગેઝ ફીરોઝશાહ સોલન તથા મેશરસ નવરોજી એદલજી બારીઆ, હોરમસજી સોરાબજી ભાણજા, રૂસતમજી ફરામજી કોમીસરીએટવાલા, ટેમુરસપ દીનશાહ એદલબેહરામ, બેહરામ નવરોજી ખંભાતા, જમશેદજી બેરામશાહ મુનસીફ, કેખશરૂ ફરામરોઝ શરાફ, એરચ હોરમસજી સંદુક, પીરોજશાહ સોરાબજી સુરતી અને સોરાબજી મંચેરજી કાપડયા.

---

## ગયે વરસે બનેલા પરચુટણ જાણવાજોગ બનાવો.

યઝદેજરદી સને ૧૨૮૦નું પારસી વરસ અને ઇસવી સને ૧૯૧૧નું અંગ્રેજી વરશ તવારીખમાં યાદગાર રહી જવા જેવું ગુજરયું છે. એ વરશમાં નામદાર બ્રીટીશ રાજયના માનવંત હીંદી શેહેનશાહ અને ઈંગલીશ રાજા પાંચમાં જયોરજે રાજય ધારણ કીધું યાને બ્રીટીશ તખતે બીરાજીને તાજ માથે ચઢાવયું. આ કીરીઆ ઘણી મોટી ધામધુમ સાથે ઈંગલંડમાં પાળવામાં આવી હતી.

અને તેનો ઠેડવેલો દીવસ તા૦ ૨૨ મી જુન ૧૯૧૧ નો હોવાથી, જોકે એ ક્રીઆ તો ફક્ત લંડનમાં થનાર હતી, પણ એ દીને આખું વેલાત અને હીંદ શંધુ હલમલી રહયું હતું. કંહોકે દુનયાના ચોમેર ભાગ અને ખુણે ખંતોલે ભારે ખુશાલી અને હરખ વેઆપી રહયો હતો. વેલાતમાં તો લખો લોકોનો જમાવ યુરેપ અને દુન્યાના ચોખંડ ભાગોના લોકોનો થયો હતો. હિન્દુસ્તાનમાં પણ સઘળી વરણના લોકોએ પોતપોતાનાં ધર્મનાં મકાનોમાં શુક્રગુજારીની બંદગી કરી નામદાર શહેનશાહ તથા શેહેનશાહબાનુને લાંબી અને સુખી જીંદગી ઇચ્છનારી દુવા ગુજારી હતી અને એ નામદારોને મુબારકબાદી આપનારા તારના સંદેશા ઘટતે ઠેકાણે રવાના કર્યા હતા. હીંદના જુદા જુદા દેશાવરો ખાતે પારસીઓએ જાહેર મેલાવડાઓ કરી ત્યાં બંદગી કીધી હતી. મુંબઇમાં જરથોસ્તી અંજુમન તરફથી મુંબઈની પારસી પંચાયતના ધરમખાતાંના ફંડ તથા મીલકતોના ત્રસ્તીઓની આગેવાની હેઠલ આલબલેસ બાગમાં પારસી બાનુઓ અને ગ્રહસ્થોના મેળાવડા સનમુખ એક જાહેર જશન કરવામાં આવયું હતું. તાજપોશીના શુભ પ્રસંગ માટે ખુશાલી જાહેર કરી નામદાર શેહેનશાહ અને શેહેનશાહ બાનુને લાંબી જીંદગી ઇચછી હતી. અને પારસી કોમ ઉપર બ્રીટીશ રાજનો રાશતી અને ઇનસાફી વાવટો હંમેશ ઉડતો રહે એવી દુવા ચાહી હતી. એ બાદ નામદાર શેહેનશાહ ઉપર નામદાર ગવરનર મારફતે નીચલો તારનો સંદેસો મોકલવાનો વાંચી સંભળાવવામાં આવયો હતો.–"જાહેર બંદગી માટે ભેગી મળેલી મુંબઇની પારસી કોમ તમો નામદાર ગવરનરને માનપુરવક અરજ કરે છે કે નામદાર શેહેનશાહ અને શેહેનશાહબાનુના તાજ-પોસીના આ શુભ હીંગામે તે નામદારોને પારસી કોમની વફાદારીભરી અને અતઃકરણ પુરવકની મુબારકબાદીનો સંદેશો પુગાડવો." બીજા હેવા ઘણા મેલાવડા જાહેર અને ખાંનગી જાત જાતનાં લોકોએ ઠારેઠાર કીધા હતા. મુંબઇમાં પારસી અનજુમન ઉપરાંત સુરત, ભરૂચ, નવશારી, પુણા, કરાંચી, કલકતા, શીમલા, રંગુન, રાજકોટ, અમદાવાદ, મઉ, મદરાશ, કવેતા, કોલંબો, હાંગકાંગ, અમદનગર, પારડી, ઉડવાડા, વલશાડ, શુમાલી, બેલાવ, જાંબુ ઘોડા, અલાહબાદ, શીકનદરાબાદ વીગેરે વીગેરે ઠેકાણે તરેહ કીશમના જશનો અને મેલાવડા થયાં હતાં, શરગશો નીકળયાં હતાં અને તરેહવાર વીવેચનો થયાં હતાં–શકુલોના બાળકોને મીઠાઇઓ વીગેરેનાં ઇનામો અપાયાં હતાં. ટુકમાં એટલું લોક હરખમાં આવી ગયું હતું કે આખું હીંદ અને ભરતખંડ હલમલી રહયું હતું–જેનું વીગતવારે બયાન કરવું મુશકેલ છે. વેલાતની તાજપોસીની ક્રીઆમાં સામેલ થવાને મોટા મોટા યુરેપ અને એશીઆના રાજવંશીઓ, અમીર ઉમરાવો, અને બીજા મોટા લોકોને ખાશ પાદશાહી નોતરાંથી નોતરવામાં આવયા હતા. તેમાં પારસી કોમનાબી કેટલાક માંનવંતોને બીરાજવાનું માન મળ્યું હતું તેમા પારસી કોમના વડા નામદાર સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ તા૦ ૨૨મી એપ્રીલે ઇંગલંડ ખાતે નામદાર શેહનશાહની તાજપોશીની ક્રીયામાં ભાગ લેવા જવાથી તેમના માનમાં અત્રેની રીપન કલબે તા૦ ૧૮ મીની રાત્રે ખાણાંનો એક મેળાવડો કીધો હતો. તે વેલાએ પ્રમુખ શેઠ હોરમજી અરદેશર વહાડીઆજીએ સર જમશેદજીની સલામતી લેવાડતાં એવણને સફલ સફર ઇચછી જણાવયું કે સર જમશેદજી આ કલબનાજ નહી પણ પારસી કોમના આગેવાન અકાબર છે અને એવણે પોતાના વડવાઓના પગલે ચાલી પોતાને માથે આવી પડેલી ફરજો ઘણી સરસ રીતે બજાવી છે અને ઘણી કીરતીવંત અને નામના ભરી રીતે કારકીરદી એવણે ચાલુ રાખી છે તે એવણ માટે ઘણુ માન ભરીયું છે, વગેરે જણાવયું હતું. એજ મુજબ હીંદી લશકર સાથ પુનાના જાણીતા પારસી વોલનટીયર મેજર ડી. ડી. ખંબાતા પણ પુનાથી કોરોનેશન માટે વેલાત જતા હોવાથી તેવણના પારસી મેસોનીક મીત્રોએ તા૦ ૧૧મી મેની રાતે તેવણને ખાણું આપયું હતું.

આ વરશનાં પરચુટણ બનાવોમાં પેલી આગલે વરશની ઉભા થયલી "જરથોશતી કાંનફરંસ" મુખ્ય ધયાન ખેંચનારો બનાવ ગણાયો છે. તે હેવી રીતે કે કાનફરેસ ફલદરૂપ થઇ નથી. ને બીજે વરશની બેઠક મલી નથી. જબરૂ બંગાણ પડી ગયું છે તેની ધીલ થઇ લાગી છે. બીજે વરશની

કાંનફરેંશ ભરવાનો વીચાર કરવાને મલેલી કમીટીમાં ફાટફુટ પડી છે. તેમાં પસાર કરવાના ઠેરાવોની શાંએ ઘણા સાહેબો વાજબી કારણસર થયા પણ મીટીંગમાં કાંનફરેંસના લાગતાવલગતાઓએ તેવોનું કહેલું માનય નહી રાખવાથી તેઓ પરોટેશટપર પરોટેશટ કરી રહેઆ-ડજન, દોઢ દજન પરોટેશટો થયા છે. અને સાંમે થનારા સાહેબો સભામાંથી અધુરે ઉઠી જવાથી હાલની કાંનફરેંશ વધનમાં પડી છે.

જરથોસતીઓના શેહેનશાહી નવાં વરસની ખુશાલીમાં મુંબઇ તેમજ જુદા જુદા શેહેરો ખાતે ખાણી પીનીના તથા રમત ગમતના મેલાવડાઓ થયા હતા. કલકતા ખ.ાે શેઠ જમશેદજી ફરામજી માદનની થીએટરમાં મેલાવડો કરી રમુજી ફારસ કરવા પછી નાના બાલકો પાસ ગાયણની હરીફાઇ કરાવી ઇનામો આપવામાં આવ્યાં હતાં. હુબલી ખાતે ત્યાના હોરમજદ બાગમાં જશનની કીયા કરી ખાણુ કરવામાં આવયું હતું તથા ત્યાની અંજુમનનાં પંથકી મોબેદ એદલજી નવરોજી ખજોતીયાએ પ્રસંગોને અનુસરતી વાયજે કરવા પછી એવણને એક પરસ અંજુમને ભેટ આપી હતી. કરાંચી ખાતે એ દીને પારસી અંગ્રેજો વચે એક મેચ ત્યાના પારસી ઇનસટીટયુટ ગ્રાંઉડપર રમવામાં આવી હતી-એમાં સઉથી વધુ રન કરવા માટે મી૦ ફરામજી મોબેદને અને બોલીંગમાં સરસ રમત માટે મી૦ પીરોશાહ મીનવાલાને એકેક બેટ ભેટ આપયું હતું. તેમજ કરાંચીની ઝોરાસ્ત્રીયન કલબનાં સભાસદોએ મેલાવડો કરી ત્યાંનાં ઘણાં બાળકોને મ્યુનીસીપલ બગીચામાં પીકનીક આપી હતી. વળી શેહેનશાહી ખોરદાદ શાલને દીવસે ઘણે ઠેકાણે મેલાવડાઓ થયા હતા. જેમા પારસી વેજીટેરીયન અને ટેમપરંસ સોસાયટી તરફથી સવારના શેઠ બનાજીની દરેહમેહરમાં જશન તથા ભેગી બંદગી કરવામાં આવી હતી. સાંજે અશો જરથોસ્ત પેગમબરની યાદમાં ફારસી મોનાજાતો શેઠ ખરશેદજી ર. જસાવાલાએ ગાઇ સંભલાવયા બાદ શેઠ જાહાંગીર જમશેદજી વીમાદલાલના પ્રમુખપણા હેઠળ ભાષાણો કરવામાં આવયાં હતા.

શેઠ કાવશજી પાલનજી ખટાઉવાલી પારસી આલફરેડ નાટક મંડલીએ તા૦ ૨૭મી નવેમબરની રાતે કરેલા ખેલ વખતે કરાંચીની પ્રજા તરફથી નામદાર નવાબઝાદા મીર અયુબખાને મી૦ કાવશજીની તારીફમાં વીવેચન કરી એક મોતી જડેલો સોનાનો ચાંદ ભેટ આપયો હતો તેમજ કરાચીની ઝોરાસ્ત્રીયન કલબે એ કંપનીના પારસી ખેલાડીઓને ખાણુ આપયું હતું.

પુનાની વોલનટીયર કોરના સારજંટ-ઇનસ્ટ્રકટર ઓફ મસકેત્રી રતનજી હોરમસજી નીમચવાળાએ સપટેમબર ૧૯૧૦માં બેંગલોર ખાતે નીશાનબાજીની હરીફાઇમાં ઉતરી ઘણીખરી મેચમાં સરસ દેખાવ કરી લગભગ ૧૧ ફરસટ પ્રાઇઝો અને એક સીલવર મેડલ મેલવયો હતો.

વાલંનટીયર તરીકે ૨૦ વરસ સુધી બજાવેલી સેવાની યાદમાં તા૦ ૨૮ મી જાનેવારીએ તલેગામની લશકરી કયાવડ પ્રસંગે જનરલ બારટરે નીચલા પારસી ગ્રહસ્થોને લોંગ સરવીસ મેડલો એનાયત કીધા હતા. સારજંટ રૂસતમજી નશરવાનજી મોટાભાઇ, સારજંટ નવરોજજી મનચેરજી પટેલ, સારજંટ મેરવાનજી એદલજી દારૂવાળા, કલર સારજંટ પેસતનજી બરજોરજી વીરજી, લેનસ કોરપોરલ જહાંગીર નાનાબાઈ મરચંટ, સારજંટ દોરાબજી દાદાભાઇ ખંબાતા અને વોલંટીયર શેહેરીયારજી દોરાબજી પટેલ.

સપટેમબર ૧૯૧૦ માં રમાયલી ત્રાંવગયુલર મેચમાં પારસી ટીમનાં કેપટન મી૦ રૂસતમ પી. મેહરહોમજીએ અછી રમત કરવાથી એવણના માનમાં તા૦ ૨૧ મી સપટેમબરે એમપાયર બાયસકોલના માલેક શેઠ અરદેશર કાવશજી પટેલે એક મેલાવડો કરી શેઠ મેરહોમજીને શેઠ અરદેશર પટેલ તેમજ મેસરસ અપુ મીનીસની કાપડની કંપની તરફથી મલી બે ભેટો આપવામાં આવી હતી.

એસપલેનેડ લીબરલ ક્રીકેટ કલબના તા૦ ૨૮ મી મેને દીને શેઠ પીરોશાહ હોરમજી દાવરના પ્રમુખપણા હેઠળ થયલા સીલવર જયુબીલીના મેલાવડા વખતે શેઠ એસ. એફ. માદનને

સપેનસર ચેલેંજશીલ્પની મેચોમાં બોલીંગ માટે સોનાનો ચાંદ, શેઠ પી. એન. પાલીશવાળાને બેટીંગ માટે બેટ, અમપાયર શેઠ જહાંગીર આદરજી માસતરને રૂપાનો ચાંદ તથા શેઠ ડી. એફ. દારૂવાળાને ગયાં વરસની બોલીંગ સેવા માટે ફોટો આલબમ વગેરેની પ્રમુખે ભેટ કરી હતી.

હાંગકાંગની "કરેવનગાવર ક્રીકેટ કલબ" ની રમાયલી મેચોમાં બેટીંગ એનાલીઝીસમાં શેઠ જે. ડી. નોરીયા પેહેલે નંબરે આવી કલબનું ચાંદીનું કપ, યંગમેનસ એસોસીએશનનાં ઈંગલીશ ચેસના "તુરનામેંટ" માં શેઠ કે. ડી. ગજ્જર પેહેલે નંબરે આવી રૂપાનો ચાંદ, અને ઝોરાસ્ત્રીયન કલબના ઈંગલીશ ચેસ તુરનામેંટમાં શેઠ દીનશાહ સો. સીગનપોરીયા અને "દરાફ્તસ" માં શેઠ દીનશાહ મ. મીસ્ત્રી પહેલે નંબરે આવી સોનાના ચાંદો જીતી ગયા હતા.

મીસ હીલ્લાં રૂસતમજી માસતરને નાગપોર ખાતે ભરાયલાં "ઓલ ઇંડયા લેડીઝ આરટસ એક્ઝીબીશન"માં ઓઇલ કલરમાં ચીતારેલાં સુરજમુખીનાં ચીત્ર માટે રૂ૫૦ નું હીઝ હાઇનેસ ધી મહારાજા ઓફ ભાવનગરનું ઇનામ મળયું હતું.

બોંમબે આરટ સોસાયટીનું તા૦ ૨૮ મી ફેબરવારીએ ટાઉનહોલમાં ખુલ્લાં મુકાયલાં પ્રદરશનમાંથી શેઠ એમ. એફ. પીઠાંવાળાને સરસ ચીત્ર માટે નામદાર ગવરનરનું રૂ૫૦ નું, શેઠ રૂસતમ સીઓડીઆને સઉથી સરસ તસવીરના ઓઇલસના ચીત્ર માટે શેઠ બમનજી દીનસાહ પીટીટનું રૂ૫૦નું, અને મીસ કુંવરબાઇ પી. ને એ બંગલામાં ઓરડાઓના એક સેટ માટે સઉથી સરસ સણગારની યોજના માટે સર દોરાબ જે. તાતાનું રૂ૫૦ નું ઇનામ અને શેઠ જહાંગીર એસ. પોરવાળાને ફોટોગ્રાફીમાં સઉથી સરસ ચીત્ર માટે એક રૂપાનો ચાંદ મળયો હતો.

મદરાસમાં તા૦ ૨૫ મીએ ભરાયલા ફાઇન આરટ સોસાયટીના પ્રદરશનમાંથી શેઠ એરચશાહ પેશતનજીને ઓઇલસમાં ફીગર પેનટીંગ માટે રૂપાનો ચાંદ અને મોનોકરોમસ માટે કાંસાનો ચાંદ, સટીલ લાઇફ હરીફાઇમાં મીસ તારાપોરવાળાને રૂપાનો ચાંદ અને શેઠ પેસતનજી બમનજીને કાંસાનો ચાંદ જયારે શેઠ એ. ડી. તવરીયાને સઉથી સરસ સકેચ બુકસ માટે કાંસાનો ચાંદ મળયો હતો.

અલાહબાદ ખાતે ગયા ડીસેમબરમાં ભરાયલા એક્ઝીબીશનમાંથી મુંબઇની ફોરટ કોચ ફેક્ટરીના માલેક શેઠ પેસતનજી બી. પ્રેસને ગાડીની બનાવટ માટે સોનાનો ચાંદ, જાણીતાં બાનુ લેખક મીસ બીખાઇજી લીમજીભાઇ પાલમકોટને ગુંથેલી વીનીશીયન લેસનો કોલર જે. રૂ૧૦૦૦ની કીંમતનો થયો છે તે માટે સોનાનો ચાંદ, નવસારીવાલા શેઠ રૂશતમજી હો. બનાને પરફયુમરી માટે રૂપાના ચાંદ, અલ્લાહબાદના વેપારી શેઠ સી. ડી. મોતીશાહને સેનટોર સાઇકલ માટે બરોઝનો ચાંદ, અને શેઠ જાહાંગીર એસ. તારાપોરવાળાને ફોટોગ્રાફી માટે સરટીફીકેટ ઓફ મેરીટ અને ચાંદ મળયા હતા

માઇસોરમાં ઢોર અને ઘોડાઓનાં ગયા અકટોબર માસમાં ભરાયલા પ્રદરશનમાંથી શેઠ પાલનજી મેલ કંત્રાકટરને એક ચાંદીનું કપ, શેઠ હોરમસજી જે. બારકરને સપેનયલ કુતરાઓની એક જોડી માટે ચાંદીનું એક કપ, અને માસતર નરીમાન જે. માઈસોરવાળાને એક પોપટ માટે ચાંદીનો એક નાનો બાઝ મળયો હતો.

પનવેલ ખાતે ગયા દીસેમબરમાં ભરાયલા ખેટીવાડીના પ્રદરશનમાંથી ખા૦ બા૦ હોરમજી માણેકજી ભીવંડીવાલાને શારા ફળફળાદી માટે બે રૂપાના ચાંદો તથા પેહલા નંબરના ચાર ઇનામો અને શેઠ કાવશજી ફરદુનજી કલ્યાણીવાળાને ભાત ફળફળાદી અને તરકારી માટે જુદા જુદા પેહલા નંબરના આઠ અને બીજા નંબરનું એક મળી નવ ઈનામો મળયા હતા.

નવસારી ખાતે ગયા મારચમાં ભરાયલા પ્રદરશનમાંથી શેઠ કે. આર. વાછા ઇજનેરને તોરશીટ પેટંટ યુરીનલ કે જેમાં પાણી મુદલ વાપરવામાં નથી આવતું તેના ઉપયોગીપણા અને સવચ્છતા માટે સોનાનો ચાંદ, તથા બીજી સુખશાંતીની ચીજો માટે સરટીફીકેટ ઓફ મેરીટ, શેઠ ફરેદુન હોરમજી કાતરકની માલેકીના વીકટોરીયા બાયોસકોપને સોનાનો એક ચાંદ, તથા ઓપરેટર શેઠ બેહેરામજી એમ.

મુનસીને સારૂં ઓપરેટીંગ બતાવવા માટે શરટીફીકેટ, મુંબઇના દાંતના ડાકટર હોરમસજી માણેકજીને રૂપાનો ચાંદ, લાકડ કામ, પથર કામ અને ધાતુ કામના વીભાગમાં અણુદેવીવાળા શેઠ સોરાબજીને રૂપાનો ચાંદ, તથા શરટીફીકેટ ઓફ મેરીટ ; તથા શેઠ ડી. ડી. અવાસીઆને શરટીફીકેટ, સાંચાકામમાં શેઠ કાવશજી એન. તાડીવાલાને બીજું ઇનામ, શેઠ હોરમશજી માણેકજીને શરટીફીકેટ તથા શેઠ વાચછાના સેનીટરી બોલ માટે સરટીફીકેટ, બાઈ મેહરબાઈ અરદેશર મલેસરનાને વેતરકામ માટે ચાંદ, જયારે હોઝયરી ગુદસ બનાવવા અને તેમાં ખાશ કરીને મોજાં તથા નાટકના એકટરોને માટેના સોલદરેસીસ માટે ઇનામ જીતનાર પહેલવહેલા પારસી મી૦ કેકોબાદ નવરોજી કાતરક હતા. એ ઉપરાંત ઘણાક ઇનામો જુદી જુદી બાબદો માટે પારસીઓને મળયાં હતાં.

રીપન મયુઝીક કલબની રૂપેરી જુબીલીનો એક મેળાવડો તા૦ ૨૫ મી મારચે શેઠ બમનજી દીનશાહ પીટીટનાં પ્રમુખપણું હેઠળ કામાબાગમાં કરવામાં આવયો હતો. એ વખતે કલબના સ્થાપક તથા માલેક શેઠ નશરવાનજી રૂશતમજી વાછાને રૂપાના કાસકેટ સાથ માનપત્ર જુબીલી મેડલ તથા રૂપાનું ફલાવર વાઝની એનાયત થઈ હતી.

વલશાડ ડીવીઝનના શરકારી એનજીનીયર ખાનસાહેબ માણેકજી પાલણજી પોહો ૪૨ વરશની લાંબી સેવા બજાવીને રીટાયર થયાથી મીત્રોએ તીથલમાં શેઠ માણેકજી ધનભુરાના બંગલામાં ખાણાનો મેલાવડો કરી શેઠ માણેકજીને ચાંદીનો એક ફલાવર વાઝ અને એક ચાંદીના ખોલાંવાળી પેનસીલ તેમજ શેઠો અરદેશર અને જાલભાઇ પેશતનજી ધનભુરાએ ચાંદીનો બીજો ફલાવર વાઝ ભેટ આપયો હતો.

વલસાડના સ્ટેશન માસતર શેઠ ફરામજી એદલજી ધારવારની ગ્રાંટરોડના સટેશન માસતર તરીકે બદલી થવાથી તેમને તા૦ ૩૧ મી દીસેમબરે શેઠ કાવશજી ધનજીભાઇ ધનભુરાના પ્રમુખપણા હેઠળ મેલાવડો કરી શેઠ ફરામજીને માનપત્ર એનાયત કરી વલસાડના રહીશોએ એક ચાંદીનો ફલાવર વાઝ, જશને હોરમઝદની મંડલીએ ચાંદીનું જગ, રેલવે ત્રાફીક સ્ટાફે સોનાનું ઘડીયાલ, લોકો મોટીવ સ્ટાફે ચાંદીનું જગ, અને સ્ટેશના પોટરોએ એક શીયાલ એનાયત કીધી હતાં.

સીંધની જેલના સુપરીનટેનડંટ ડા૦ રૂશતમજી જમશેદજી પેટીગરાની બદલી થવાથી કરાંચી ખાતે શેઠ પીરોજશાહ ગોળવાળાના મકાનમાં તા૦ ૧ લી જાનેવારીએ તયાંના જરથોશતીઓએ એક ચાંદીનો ટીસટ તથા એક ચાંદીનો ઇનકસટેનડ ભેટ આપયાં હતા.

ખાન શાહેબ બેહરામજી સોરાબજી કારડ માશતર રાહદુરગા સટેટના એડમીનીસ્ત્રેટર નેમાયાથી તા૦ ૨૮ મી નવેમબરે અહમદનગરના જરથોશતીઓએ મેશરસ ખરશેદજી એન્ડ સન્સના હોલમાં શેઠ નવરોજી ફરામજી અરદેશરના પરમુખપણું હેઠળ મેલાવડો કરી એવણને એક માનપત્ર ચાંદીના ટી સટ સાથે એનાયત કીધું હતું. વળી તા૦ ૨૬ મીએ ત્યાંની જાહેર પ્રજાએ ચાંદીના કાસકેટમાં એક માનપત્ર શેઠ બેરામજીને આપયું હતું. એ ઉપરાંત જુદે જુદે ઠેકાણેથી મેલાવડાઓ કરી માનપાન એવણને આપવામાં આવયા હતા.

ભરૂચ મ્યુનીસીપાલીટીના સેકરેટરી શેઠ દારાશાહ સેરીઆરજી હોમાજી રીટાયર થવાથી ત્યાના વેપારીઓએ ઓ. સરદાર રા૦ બા૦ મોતીલાલ ચુનીલાલના પ્રમુખપણા હેઠળ તા૦ ૨૪ મી જુને શેઠ દારાશાહને રૂપાના કાસકેટમાં માનપત્ર સાથે ચાંદીનો ટી સટ અને સોનાનું ઘડીયાળ ભેટ આપયા હતા.

પુણાવાલા શેઠ કેખશરૂ આદરજી ઘાસવાલા બેરીશટરે અહમદનગરની પારસી અંજુમનની ગયે શાલ બજાવેલી સેવાની પીછાનમાં તા૦ ૩૦ મી એપરીલે તયાની દરેમેહેરમાં ડા૦ સોરાબજી ખરશેદજી મેહતાના પ્રમુખપણા હેઠળ એક મેલાવડો કરી તયાની અંજુમને શેઠ કેખશરૂને એક ચાંદીની ફલાવરવાઝ સાથની કફલેટ શટેંડ એનાયત કરવા બાદ પુણાવાલા દસ્તુર આદરજી મીનોચેહરજી

હોજદારને, અહમદનગરની દરેહમેહરના પંથકી ફરામજી બેરામજી નવઘરને તથા મોબેદ દીનશાહજી ઉનવાલાને અંજુમને અકેકી શીયાલો એનાયત કીધી હતી.

જુબીલી મીલના એનજીનીયર શેઠ કાવશજી શોરાબજી અમરોલીવાળા મોટા ઓધાપર જતા હોવાથી, એ મીલના સટાફે તા૦ ૩ જી જુને મી૦ એન. એન. કુપર એનજીનીયરના પ્રમુખપણા હેઠળ એવણને માનપત્ર સાથ એક ચાંદીનો ફુલાવરવાઝ ભેટ આપયો હતો.

કરાંચીની ઝોરાસ્ત્રીયન કલબના એમેચયુઅરસોએ તા૦ ૧ લી એપ્રીલે કરેલા ખેલની આવક ખરચ બાદ જતે ત્યાની વીરબાઈજી સકુલને તથા ડા૦ કેખશરૂ કંતરાકટરવાળી મેટરનીટી હસપીટાલમાં આપવાથી એ બંને ખાતાઓ તરફથી મોટું રૂપાનું કપ કલબના વાઇસ પ્રેસીડંટ શેઠ ધનજીશાહ જ. માસ્તરને સંપુરદ કરવામાં આવ્યું હતું.

કસટમસ ખાતાનાં એપ્રાઇઝર શેઠ એરચજી એદલજી માદન પેનશન ઉપર જવાથી તેઓના માનમાં તેઓના ભાઇબંધ એપ્રાઇઝરોએ ચાંદીનું એક કપ તા૦ ૧૦ મી ફેબરવારીએ એનાયત કરયું હતું.

બમનજી પીટીટ મીલના મેનેજર શેઠ ડોશાભાઈ માણેકજી વહાડયા ચદતા ઓધા ઉપર જવાથી મીલવાલાઓએ તા૦ ૨૬ મી નવેમબરે માનપત્ર સાથ એક ઘડીયાળ તથા મુસાફરીના સરંજામને લગતી એક ત્રંક ભેટ આપી હતી.

આંટ રોડના સ્ટેશન માસતર શેઠ ડોશાભાઈ દાદાભાઇ વહેરાવજીર વડોદરા રેલ્વેની નોકરી ૪૭ વરસ સુધી બજાવી નોકરીથી ફારેગ થવાથી તેમને ગારડો, કલારકો વગેરે તા૦ ૨ જી જાનેવારીએ એક મેળાવડો કરી માનપત્ર તથા પરસ ભેટ કીધી હતી.

ભરૂચની નરબદા મીલના મેનેજર શેઠ ખરશેદજી કાવશજી ફોજદાર મીલ સાથનો સંબંધ છોડી જવાથી એ મીલના કામદારોએ એવણને માનપત્ર, એક શીયાલ તથા વીટી એનાયત કીધી હતી.

શેઠ સોરાબજી શાપુરજી અડાજણીયા ડરબન ખાતેથી પોતાને દેશ જવાથી તા૦ ૧૫ મી જુને એવણને સોનાનું ઘડીયાળ તથા સોનાનો છેડો અને એક માનપત્ર એનાયત કરવામાં આવયું હતું.

કવેતાની ત્રેઝરીનાં હેડ ત્રેઝરર શેઠ રતનજી સોરાબજી અને શેઠ હોરમજી એદલજી કાપડયાને તા૦ ૨૮ મી જાનેવારીએ ગવરનર જેનરલ એજનટ ઓ. સર હેનરી મેકમાહને ભરેલી દરબારમાં સનદો અને સોનાનું ઘડીયાલ ભેટ આપયાં હતાં.

શેઠ પીરોશાહ રૂશતમજી વખારીયાએ ભરૂચ મયુનીસીપાલીટીનાં કાઉનસીલર તરીકે બજાવેલી બીનસવારથી સેવા માટે તા૦ ૪ થી નવેમબરે કલેકટર મી૦ રોથરીલ્ડે ભરેલી દરબારમાં એક શીયાલ એનાયત કરી હતી.

હાંગકાંગની ઝોરાસ્ત્રીયન કલબના પ્રેસીડંટ શેઠ ફરામરોજ પી. શરાફ વીદાય થવાથી તા૦ ૧૮ મી એપ્રીલે એ કલબના મેમબરોએ ખાણું આપી સોનાના બટનનો સટ અને એક રૂપેરી ફોટો ફરેમ ભેટ આપી હતી.

સીવીલ સરજયન ડા૦ ઇરાનીએ રતનાગીરીવાળા શ્રીમંત બાબા સાહેબ ફડકેના પતનીની સીકનેસમાં કરેલી સારી સારવાર માટે શ્રીમંત સાહેબે પોતાને મકાને ચા પાણીનો મેલાવડો કરી ડા૦ ઈરાનીને સોનાની મુઠવાળી લાકડી ભેટ આપી હતી.

શેઠ બેરામજી જાહાંગીર દાદાભાઇ થાણા જીલ્લાના આનરરી મેજીસ્ત્રેટ નેમવાથી તા૦ ૧૯ મી સપટેમબરે તારાપોરની અંજુમને ચાંદીના ડાબરા સાથ એક માનપત્ર એનાયત કીધુ હતું.

નીચલા ગ્રહસથોને જુદાં જુદાં કારણોસર માન પત્રો મલ્યા હતા તેમાં:—ઇગત પુરીના મામલતદાર શેઠ પીરોશાહ રતનજી કાપડયાને, પારસી એસોસીએશનના નાઈટ-કલાસનાં શીક્ષક શેઠ

પેસતનજી હોરમસજી બલસારાને, કુરલા મીલના વીવીંગ માસતર શેઠ અરદેશર દોરાબજી કાપડયાને, અને જુબીલી મીલના મેનેજર શેઠ દાદાભાઇ રૂ. માદનને માનપત્રો મળ્યાં હતાં.

આપણા જાણીતા નાયબ દસ્તુરજી રૂસ્તમજી એદલજી સંજાણા બી. એ. આ વરસે દખણ તરફ જુદા જુદા દેશાવરો ખાતે ભાશણો કરવા તા૦ ૩જી ડીસેમબરે પેહલવેહેલા પુણા ખાતે ગયા હતા. તયાં તા૦ ૬ ઠીએ એવણના માનમાં શેઠ નવરોજી દોરાબજી ખંદાલાવાલાએ મેલાવડો કીધો હતો. હયાથી નીકલેલા સોલાપુર ખાતે ગયા ત્યાં તા૦ ૯ મીએ અંજુમને એક શીયાલ તથા પરસ તેમજ શેઠ જમશેદજી દારૂખાનાવાળાએ એક પરસ અને શેઠ દો. મે. લાલકાકાએ રૂપાનો વાઝ એનાયત કીધા હતા. સીકંદરાબાદ ખાતે જરથોશતીઓએ ખા૦ બા૦ શાપુરજી એદલજી ચીનાઇ તથા બીજા ગ્રહસથોએ દસ્તુરજી રૂશતમજીને શીયાલો વગેરે એનાયત કીધું હતું. તા૦ ૨૦ મીએ એવણે અહમદનગર ખાતે કરેલા ભાશાણ વખતે તેમજ તા૦ ૨૯ મીએ મઉ ખાતે આપેલા ભાષાણ વખતે તયાંની અનજુમનો તરફથી એ શીયાલ એવણને ઓઢાડવામાં આવી હતી. તા૦ ૨ જી જાનેવારીએ નાગપોરમાં શેઠ બેરામજી રાયપુરવાળાના પ્રમુખપણા હેઠળ આપેલા ભાશણ વખતે એક શીયાલ અને શેઠ જમશેદજી બીલીમોરીયાએ એક શીયાલ એનાયત કીધી હતી. તેમજ તા૦ ૧૦ મી જાનેવારીએ કલકતાની અંજુમને એક શીયાલ તથા પરસ, તથા તા૦ ૧૦ મી ફેબરવારીએ લાહોર ખાતે એવણે આપેલા ભાષાણ વખતે એક પરસ, અને તા૦ ૧૭ મીએ કરાંચીના જરથોશતીઓએ એક પરસ તથા ચોપડીઓ દસ્તુરજીને એનાયત કીધી હતી.

પારસી પંચાયતના સેકરેટરી સમશુલઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી તા૦ ૧૩ મી એપ્રીલે ઇરાનના પ્રવાસે જતા હોવાથી તેવણને સફળ સફર ઇચ્છવાને તથા તેવણે હમકોમની બજાવેલી સેવાની પીછાનમાં તેવણના મીત્રો તથા વખાણનારાઓએ માનપત્ર આપવાનો એક મેળાવડો તા૦ ૧૨ મી એપ્રીલે નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટના પ્રમુખપણા હેઠળ સર જમશેદજી સ્કુલના મકાનમાં કીધો હતો. પ્રમુખે પ્રસંગોપાત વીવેચન કરી શમશુલઓલમાની કોમ હીતારથી જીંદગીની તારીફ કરી એવણે સેકરેટરી તરીકે ૧૮ વરસ સુધી પારસી પંચાયતની બજાવેલી સેવા અને તેમાં મુખ્ય કરી મરકીના હીંગામમાં જે તારીફ લાયક સેવા બજાવી હતી તેની સ્તુતી કીધી હતી. એ પછી માનપત્ર નાયબ દસતુર રૂસતમજી એદલજી સંજાનાએ વાચ્યા બાદ તે રૂપાની કાસકેટમાં મુકી પ્રમુખે એનાયત કરવા પછી કેટલાક ગ્રહસથોએ એરવદ જીવણજીના કોમ હીતકારીક સેવાની સ્તુતી કરનારાં વીવેચનો કીધા બાદ એરવદ જીવણજીએ પોતાને આપવામાં આવેલા માન માટે ઉપકાર માની જણાવયું કે મારી ફરજ સીવાય વધુ કાંઇ કીધું નથી. એરવદ જીવણજીની તબીયત મારગમાં ઠીક નહી રહેવાથી આગળ નહી વધતા કરાંચીથી એવણ પાછા થોડા વખતમાં મુંબઈ આવયા હતા.

આપણા જાણીતા શ્રીમંત પારસી શેહેરી અને બરોકરસ એસોસીએશનના પરમુખ શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાની નામદાર મુંબઈ સરકારે સને ૧૯૧૧ના વરસ માટે મુંબઇના નવા શેરીફ દાખલ નેમણુંક કરી હતી તેને માટે તેમને જાહેર માન મલયું હતું તેમાં સર દીનશાહ પીટીટ નેટીવ બરોકરસ એક્ષચેંજ હોલમાં નેટીવ શેર અને સટોક બરોકરસ એસોસીએશન તરફથી એક માનપત્ર એનાયત કરવાનો મેલાવડો મી૦ પરભુદાસ જીવણદાસના પરમુખપણા હેઠળ તા૦ ૨૩મી ફેબરવારીએ મલયો હતો. પ્રમુખે શેઠ શાપુરજીને મલેલા આ મોટા માન માટે મુબારકબાદી આપી બોલયા કે ગયે વરસે એવણની સખી ખુલ્લી મેલતા આશા બતાવી હતી કે સરકાર તરફથી મોટું માન મલે તે ઇચ્છા બર આવી છે—અને સરકારે લાયક નેમણુંક કરી છે. કેટલાક ગ્રહસ્થોએ પ્રસંગને અનુસરતાં ભાષણો કરવા બાદ એક માનપત્ર ચાંદીના દાબડા સાથે એનાયત કીધું હતું. વળી એવણ ઉપર સુરતની મદીરાનીશેધક, જીવદયાપ્રબોધક અને નીતીવરધક સભા તરફથી ડાકટર દીનશાહ જીવાજી એદલબેહેરામે, તેમજ ભરૂચની અનજુમને મુબારકબાદીના સંદેશા મોકલયા હતા.

જાણીતા ક્રીકેટર ડા૦ મેહલ્લાશાહ ઇ. પાવરીએ નજદીક ૨૫ વરસતેર પારસી ક્રીકેટરની સેવા બજાવવાથી અને પારસીઓનું નામ ક્રીકેટમાં જાણીતું કરવાથી એવણુની સીલવર જુબીલી પાલવા માટે એક ફંડ ઉભું કરવામાં આવયું હતું. એ ફંડ માટે શેઠ ખરશેદજી મેરવાનજી બાળીવાલાની નાટક મંડલીએ તા૦ ૨૩ મી નવેમબરની રાતે કરેલા ખેલ વખતે ફ્લોરીસ્ટ શેઠ હોરમસજી દુબાશે બનાવેલું ફ્લોરલ બેટ તથા બોલ ડા૦ પાવરીને એનાયત કીધું હતું. વલી ડા૦ પાવરીના માનમાં, બેરોનેટ ક્રીકેટ કલબે કલબના મકાનમાં એક મેળાવડો તા૦ ૧૦ મી ફેબરવારીએ કરી એક સુનાનું ઘડીયાલ તથા છેડો ભેટ આપયા હતા. એ ઉપરાંત ડા૦ પાવરીની સીલવર ક્રીકેટ જુબીલીનો મહોસતવ ઉજવવા માટે તા૦ ૫ મી મારચે પારસી જીમખાનામાં શેઠ બમનજી દીનશાહ પીટીટના પ્રમુખપણા હેઠળ એક મેલાવડો કરવામાં આવયો હતો, ઉજાં કીધેલાં ફંડમાંથી મી૦ પાવરીની એક છબી જીમખાનામાં મેલી હતી. તેમ બે લાયક પારસી ક્રીકેટરોને ડા૦ પાવરીના નામે દરેકને ૨૫૦ની કીંમતના ઇનામો દર વરશે આપવા માટેની રકમ પારસી જીમખાનાના ટરશટીઓને સપુરદ કરી હતી. શેઠ બમનજી પીટીટે પાવરીની ક્રીકેટર તરીકેની તારીફ કરવા સાથે તેમની તસવીર ખુલ્લી મુકી એવણુને એક સોનાનો ચાંદ એનાયત કીધો હતો, ડા૦ પાવરીએ પોતાને આપવામાં આવેલા મોટા માન માટે સરવેનો ઉપકાર માનવા પછી રીફ્રેશમેન્ટ લઇ વીખેરાઇ ગયા હતા.

સર મનચેરજી મેરવાનજી ભાવનગરી ગયા મારચ માસમાં ઇંગલંડથી મુંબઇ આવી ભાવનગર ખાતે ગયા હતા તયાં તેવોનું ઘણું સારૂં આદરમાન આપી તા૦ ૩૧ મી મારચે ખાણું આપવામાં આવયું હતું. વળી ભાવનગરના જુદા જુદા ગ્રહસ્થોએ એવણુના માનમાં માનપાન, ખાના વગેરેના મેલાવડાઓ કીધા હતા. જે પછી એવણ પાછા વીલાયત ગયા હતા.

ખાન સાહેબ રતનજી જમશેદજી દુબાશને તેમને મલેલા ખાન સાહેબના ખેતાબની સનદ એનાયત કરવાની કીયા તા૦ ૪ થી આગસ્ટે અત્રેની કામીશરીયત ઓફીસમાં એ ખાતાંના વડા અમલદાર કરનલ એલ૦ મેથાયસ કરી હતી. કરનલ મેથાયસે ખાનસાહેબની સેવાની સ્તુતી કરતાં જણાવયું કે એવણે આજ ત્રીસ વરસ થયાં સરકારની ઘણી નીમકહલાલીથી અને ઉપયોગી સેવા બજાવી છે, અને સરકારનો ઘણો વીશવાસ મેળવયો છે, છેવટે શેઠ રતનજીને ભલી દુવા ઇચ્છી સનદ અરપણ કરી હતી. ખાનસાહેબ તરફથી એમના બેટા શેઠ જહાંગીરજીએ ઘટતા શબદોમાં કરનલ મેથાયસનો અને સરકારનો આભાર માનયો હતો.

હીંદના બુઝોરગ દાદા શેઠ દાદાભાઇ નવરોજીની ૮૭ મી વરસગાંઠનો મુબારક દીવસ તા૦ ૪થી સપટેમબરે પડવાથી મુંબઇમાં તેમજ બાહેર દેશાવરો ખાતે ઘણી ધામધુમથી ઉજવવામાં આવયો હતો. સઉ. જમનાબાઇ નગીનદાસ સકકઇના વડપણ હેઠળ વેસાવે ખાતેનાં શેઠ દાદાભાઇનાં બંગલામાં તેઓને વરશગાંઠની મુબારકબાદી આપવાને બાનુઓનું એક ડેપયુટેશન ગયું હતું. એ દીને સાંજે ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળ તરફથી ફરામજી કાવશજી ઇનસટીટયુટમાં શેઠ દાદાભાઇની જયંતી અને વારસીક ઉતસવ ઉજવવાને બાનુઓનો એક જાહેર મેળાવડો ગોંડળના યુવરાણી અ૦ સઉ૦ રાજકુવરબા સાહેબના પ્રમુખપણા હેઠળ કરવામાં આવયો હતો.

જરથોસ્તીઓના મહાન પેગમબર સાહેબના અશો જરથોસતનો દીસો અથવા મરણ દીવસ શેહેનશાહી રોજ ૧૧ મો માહ ૧૦ માને દીને પડવાથી એ દીવસ એક જાહેર તેહવાર તરીકે મુંબઇમાં કેટલેક ઠેકાણેની દરેમેહરોમાં તેમજ જુદે જુદે દેશાવરો ખાતે પાલવામાં આવ્યો હતો.

લાનોલી ખાતે મરહુમ શેઠ જમશેદજી તાતાની જંગી યોજના કે જે તાતા હાઇડ્રો ઇલેકટ્રીક સકીમ તરીકે લેખાય છે, તેના બાંધકામનો પાયો નાંખવાની કીયા તા૦ ૮મી ફેબરવારીએ બપોરે નામદાર ગવરનર સર જયોરજ કલારકે કીધી હતી.

માઇસોરના નામદાર મહારાજાએ તાતા ઇનસ્ટીટયુટ ઓફ સાયનસની લાયબરેરીનો પાયો નાખવાની ક્રીયા બેંગલોર ખાતે એક મોટા મેલાવડા સનમુખ કરતા મરહુમ શેઠ જમશેદજી તાતાની સાહસીક બુધીના જાબજા વખાણુ કીધા હતા.

આ વરસે વરસાદ પુરતો નહી પડેયાથી કુદરતી રીતે મુશકેલી અને ચીંતા હીંદુસતાનની સઘળી કોમોમાં ઉભી થવા પામી હતી. તેથી મુંબઇની પંચાયતના નામદાર ત્રસટી સાહેબો તરફથી તા૦ ૩૦મી જુલાઇએ સાંજે મરહુમ શેઠ એદલજી ફરામજી કરાંણીના ઓલબલેસ બાગમાં એક જાહેર બંદગી તેમજ દાદાર અહુરમઝદની અરજ ગુજારી માટે એક જાહેર જશન કરાવવામાં આવયું હતું.

પુણાવાળા પબલીક પરોશીકયુટર ખા૦ બા૦ શીયાવક્ષ કાવસજી દાવરે છેલ્લા નાસક કેસમાં સરકારની ભારે સેવા, અતીઘણી રંજ ખેંચીને બજાવયાથી ખાસ ઉપકારનો એક પત્ર નામદાર મુંબઇની સરકાર તરફથી એમને મળયો હતો. તેમજ એવણુને તેના બદલા દાખલ રૂ૫૧૦૦૦ની મોટી રકમ આપવામાં આવી છે.

અતરેના જાણીતા શેહેરી શેઠ બેરામજી જીજીભાઇએ પોતાના ખંડાલા કેસટલમાં ગયા મે માસમાં ત્યાંની મરાઠી સકુલનાં બાળકોને મીઠાઈની મેજબાની માટે તેમના માસતરો સાથે નોતરીયાં હતાં. પંચાસી બાળકો તેમના માસતરો સાથ હાજર થઈ કવીતા અને ગાણું ગાયા પછી શેઠ બેરામજીએ માસતરોને રૂપાં નાણાંની અને બાળકોને અકેક મીઠાઇનાં પડીકાંની ભેટ કીધી હતી.

નામદાર શેહેનશાહ જયોરજે તા૦ ૯મી જુને લંડન ખાતે ભરેલી લેવીમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠ કાત્રશજી રૂશતમજી અને મેજર કે. એમ. મીસતરી હાજર થયા હતા. એવોને નામદાર શેહેનશાહ આગલ રજુ કરવામાં આવ્યા હતા.

નવસારીવાલા શેઠ નશરવાનજી નવરોજી મુનશીએ એક પોસટ કારડ ઉપર મુંબઇના નામદાર ગવરનર સર જયોરજ કલારકનું જીવન ચરીત્ર કોઈપણ યંત્રની મદદ વગર વાંચી શકાય તેવું ૯૮૫૮ ઇંગરેજી અક્ષરોમાં લખયું છે. નામદાર ગવરનરે તે કારડ સ્વીકારી મી૦ મુનસીનો ઉપકાર માન્યો હતો.

ઇંગલંડ ખાતે ક્રીકેટ મેચો ખેલવા માટે ઓલ ઇનડીઆ ક્રીકેટ ટીમ તા૦ ૫મી મેને દીને આપણા બારાંમાંથી ઉપડી ગયો હતો તેમાં પારસીઓમાં મેસરસ ડા૦ હોમી કાંગા (વાઇસ કેપટન) મેજર કેકી મીસતરી-પતયાલા, આર૦ પી૦ મેહેરહોમજી, એમ૦ ડી૦ બલસારા-દીલ્લી, હોમી ડી૦ મુલ્લાં, જે૦ એસ૦ વોરડન હતા. આ હીંદી ટીમ પોતાના ફીક્ષચર મુજબ ઇંગલંડ ખાતે સઘળી ૨૩ મેચ રમી છે જેમાં તેણે ૬ મેચમાં જીત મેલવી છે, ૧૫ મેચ હારી ગઈ છે તથા ૨ મેચ ડરો થઇ છે. આ ટીમમાં ગયલા મેસરસ મેહેરહોમજી અને મુલ્લાંનાં માનમાં તા૦ ૪થી મેને દીને પારસી બેરોનેટ ક્રીકેટ કલબે એક મેળાવડો કીધો હતો જયાના સભાસદ મી૦ શીયાવક્ષ અરદેશર કનફેકસનરે અકેક ઘડીયાળ એ બંને બીરાદરોને ભેટ આપયું હતું.

દખણુ હેદરાબાદના નામદાર નીઝામ તા૦ ૨૯ મી આગસટે મરણ પામવાથી તા૦ ૧ લી સપટેમબરે સાંજે જરથોસતી બાનુઓ અને અહસયોનો મેળાવડો ચંદરઘાટની બાઇ માણેકબાઈ ચીનાઈની દરેમેહેરમાં દસતુરજી ખુરશેદજી બેહેરામજીની આગેવાની હેઠળ મરહુમના અશો રૂહને શાંતી બખશવા પ્રારથના કરવા ભેગો મળ્યો હતો. ત્યાં મરહુમનાં કુટુંબ ઉપર આવી પડેલાં દુઃખમાં જરથોસતી કોમ ભાગ લે છે તે જાહેર કરનારો દીલાસાપત્ર સરકારના પોલીટીકલ સેકરેટરી નવાબ ફરીદુનજંગ મારફતે મોકલવાની દરખાસ્ત પસાર થઇ હતી. નવાબ ફરીદુન જંગની સુચનાથી એ દરેમેહેરમાંથી પરબારા સરવે બાનુઓ અને અહસ્યો મકકા મસજીદમાં નામદાર નીઝામના રૂવાનને સેજદો કરવા ગયાં હતાં, અને સરવેએ ફુલપાન અને અગરબતીઓ ચઢાવી હતી.

ડા૦ કાવસ લાલકાકા મેમોરીઅલ ફંડમાં ભરાયલા કુલે રૂ. ૨૦૭૦૬ માંથી ખરચ જતાં બાકી રૂ૨૦૯૨ રોકડા અને રૂ૧૮૦૦૦ ની સરકારી નોટો છે. એમાંથી ડા૦ લાલકાકાના બે બસ્ટનો ખરચ જતાં બાકી વધે તે રકમ કીંગ એડવરડ મેમોરીઅલ હોસ્પીટલ ફંડમાં આપવાનો ઠરાવ થયો હતો.

સુરત નજદીકના દુમસ ગામના પંથકી મરહુમ એરવદ મનચેરજી ફરદુનજીની તસવીર જે મુંબઈવાળા શેઠ સોરાબજી રતનજી કંટરાકટરે ભેટ આપી હતી, તે દુમસની દરેહમેહેરમાં રોજ ૬ઠો માહા ૩ જાને દીને, મરહુમ શેઠ રૂસતમજી મેરવાનજી પટેલની સબી ધી જમશેદજી નશરવાનજી પીટીટ ઇનસટીટયુટમાં તા૦ ૩૧ મી મારચે, મરહુમ શેઠ બરજોરજી રૂશતમજી ગારડાની સબી નવસારીના લક્ષ્મણ હોલમાં તા૦ ૨૯ મી દીસેમબરે, કરાંચીના જાણીતા શેહરી શેઠ એદલજી દીનશાહ સી. આઈ. ઈ. ની સબી ત્યાંની શેઠ હીરજીભાઇ બેહરાની અગીયારીમાં ડા૦ માણેકજી ન. ધાલાએ તા૦ ૧૯ મી એપ્રેલે, અમદાવાદની લેડીઝ કલબના આગલા મરહુમ સેકરેટરી મીસીસ ફરામજી પેસતનજી વકીલની સબી એ કલબના મકાનમાં તા૦ ૧૭ મી ફેબરવારીએ, ધારવારના આબકારી કંટરાકટર શેઠ બરજોરજી માણેકજી પટેલની તથા એવણના ધણીયાણી બાઇ રૂપાબાઈની સબીઓ અંજુમને ભેટ આપી હતી, તે હોરમઝદ બાગમાં તા૦ ૧૮ મી અકટોબરે ખુલ્લી મુકી હતી.

નારગોલના જરથોસતીઓએ પોત પોતામાં એક હેવી એશોસીએશન ઉભી કીધી છેકે નારગોલ અને આશપાશના જરથોસતીઓને હરેક વાતમાં કંઇ વર વાંધો પડતાં કોરટ દરબારે જવું નહી પણ ઉપલી એશોશીએશનની મારફતે તેનો ફડચો કરાવવો—તેને માટે તેવોએ કેટલાક કાયદા કાનુનો ઘડેઆ છે.

કલકતાની શરકારી ધારાસભામાં ઓનરેબલ મી૦ બાશુ નામના એક બંગાલીએ કંઇ હેવું બીલ ઉભું કરવા માંગેઉ છે કે જેથી ગમે તે ધરમવાલો બીજા ગમે તે ધરમવાલી સાથે લગન કરી શકે. આ એક નાપસંદ કરવા જેવો ધારો કદાચ શરકારથી પસાર થાય તો તેને માટે ઘણી તરફથી નાપસંદગીના ઠેઠાવો હીંદુ વીગેરેની કોમે કીધા છે—તેમ વલી કદાચ પારશી કોમનેબી એવો કોઇ ધારો લાગુ પડી જાએ તો તે તદન નામુનાશેબ છે, હેવી મતલબની ચરચા શમજુ પારસીઓમાં થઇ લાગી છે. અને તેને માટે જરથોશતી કોમના લાભ સાચવનારી મંડલીએ એક માયાકુળ અરજી કરીને આપણા સતાવાલાઓપર મોકલીબી દીધી છે. તેમ બીજી જાહેર મંડળીઓ તરફથીબી એ ધારાની સાંએ અરજી થનાર છે. તેમ વખતે જરૂર પડશે તો પારસી અનજુમનની સભા બોલાવીનેબી જાહેર અરજી કરવાની હીલચાલબી આપણા ટોલામાં થતી જણાય છે અને તેમ થાય તો ઘણું સારૂં કેમકે પારસી કોમને હેવા એક નાપસંદ ધારાની કશી જરૂરજ નથી, હેવું નામદાર સરકારને બતલાવી આપવું જોઇએ છે.

**ગયે વરસે નીચે મુજબ પારસીઓ તરફનાં પેટંટ નોધાવ્યા છેઃ—**શેઠ ડોસાભાઇ માણેકજી વહાડયા કોટન મીલ મેનેજરે કોટન રીંગ સપીનીંગ ફરેમમાં સુધારા કરવાની શોધ માટે, કરાંચીની લોટની મીલના ચીફ ઇજનેર શેઠ કાવશજી ખરશેદજી ભપુએ સુધારેલા ઢપની તેલ પીલવાની ઘાણી માટે, શેઠ હોરમજી ખરશેદજી બનાએ હાઇડરોલીક પમપમાં કરેલા સુધારા માટે, મધય હીંદુસતાનમાં આવેલા જાવરાવાળા શેઠ હોરમસજી મેરવાનજી જાવરાવાળાએ સટેશનોની હદમાં રેલવે અકસમાતો થતા અટકાવવા માટે વીજળીના સેફ ગારડ કેબીનની શોધ માટે, શેઠ દીનશાજી હીરજીભાઇ તાડીવાલા નામના મીકેનીકલ એનજીનીયરે અનાજ દળવાની ઘંટીમાં કરેલા સુધારા માટે, પુનાવાળા શેઠ ફરદુનજી દોરાબજી પદમજીએ ગ્રેમોફોન રેકરડ ઉપર અવાજ ઉતારવાને લગતું નવા પ્રકારનું યંત્રની શોધ માટે, શેઠ પેસ્તનજી ખરશેદજી મેહેતાએ બળતણ તરીકે વાપરવા માટેનાં સુધારેલા પ્રકારના ચોસલાં માટે, અને શેઠ એદલજી ડોસાભાઇ તંબોલીએ સ્પીનીંગ ફરેમવાળું આરકું જોઇએ તેમ વધઘટ કરવાની શોધ માટે પેટંટ મેળવવાની હીંદી સરકારને અરજી કીધી હતી.

---

# છેલી વસતીની ગણુતરી ઉપરથી મલેલી જાણુવા જોગ વીગતો.

નામદાર અંગ્રેજ સરકાર પોતાના તાબેના મુલકોની વસતીની ગણુતરી દર દશ વરશને અંતરે લીએ છે. તેમાંથી ઘણી શરશ વીગતો મલી આવે છે. દર ગણુતરીની વખતે આ કાલેંડરને માટે ખાસ ગોઠવણુથી મેળવેલી વીગતો જણાવામાં આવે છે જેમાં અગત કરીને પારસી વસતીની વીગત આ કાલેંડરના વાંચનારાઓને માટે ઘણી ઉપીઓગી થઇ પડી છે, જેમાં મુંબઈ અને દેશાવરોમાં પારસીની વસતી કેટલી છે, તેમાં પરણેલા, કુવારા, અને રંડાયલા કેટલા છે, શીખેલા, અભણુ, આંધલા–લુલા–અને બીજી ખોરખાપણવાલા કેટલા છે, તથા કીઆ કીઆ લતાપર કેટલા માંણુશો વશે છે અને તેમાં ઓરતો અને મરદોની સંખેઆ કેટલી છે–એ સંઘુ દર વખતે વીગતવારે જણાવેલું હોવાથી તે પારસી કોમને ઘણું ઉપઓગી અને જાણુવાજોગ થઈ પડે છે. પણુ હવડાં છેલી લેવાયલી ગણુતરી જે તા૦ ૧૦ મી મારચ શને ૧૯૧૧ ને દીને લેવાઈ છે તે દીનેનો હેવો સતાવાર રીપોરટ હજુર ઘડાઇને તઇઆર થયો નથી અને તેથી હેવી કુલ વીશતારેલી વીગત બાહાર પડી નથી–પણુ તેટલાં જે થોડી ઘણી જાણુવાજોગ વીગતો મલી આવી છે, તેજ માતર હાલ તુરત અતરે પરગટ કરીએ છે.

ખુદ મુંબઈની કુલે વસતી ૯૭૨૯૩૦ માણુસોની છે, જેમાં ૬૩૩૮૮૪ મરદો અને ૩૩૯૦૪૬ સ્ત્રીઓ છે. છેલી ગણુત્રી જે સને ૧૯૦૧ ના સાલમાં કરવામાં આવી હતી, તે વેળા ગણુત્રી ૭૭૬૦૦૬ ની હતી, પણુ પાંચ વરસ ઉપર મયુનીસીપેલીટી તરફથી જે વચગાલેની ગણુત્રી કરવામાં આવી હતી, ત્યારે તે ૯૭૭૮૨૨ ની ઉતરી હતી, તે સાથ સરખાવતાં હાલની ગણુત્રીમાં ૪૮૯૨ ની સંખયા ઓછી ઉતરી છે. એ ઉપરાંત આખા હીંદુસ્થાન અથવા કુલે ભરતખંડની વસતી શાડી એકતીશ કરોડ માંણુસોની ગણાઈ છે. હેમાં મુંબઇની ૯૭૨૮૯૨, કલકતાની ૧૨૧૭૦૦૦, મદરાશની આખાઇલાકા શાથે ગણુતાં ૪૧૪૦૧૮૩૯. માં ૨૦૩૮૬૧૭૫ મરદો અને ૨૧૦૧૫૬૬૪, ઓરતો છે સુરતની વસતીમાં ૫૨૯૪૬ ઓરતો અને ૫૫૭૪૭ મરદો મલીને ૧૦૮૬૯૩ માણુશો છે. અમદાબાદની વસતી ૮૭૦૮૬ મરદો. અને ૭૭૯૦૦ ઓરતો મલી. ૨૧૨૬૫૩ તથા અમદાવાદનાં પરાંની વસતી ૪૭૬૬૭ મલીને કુલે ૨૬૦૩૨૦ ની છે. કરાચીની વસતી ૧૪૯૦૦૦ માણુસની નોંધાઈ છે. છેલા દસ વરસમાં ૩૯૦૦૦ માણુસો વધયાં છે. સીંધ હેદરાબાદની વસતી ૭૬૮૮૯ ની ગણાઇ છે. પુના શેહેર કેનટોંનમેંટ અને સબરબની વસતી ૮૪૨૯૪ મરદો, અને ૭૩૩૭૨ ઓરતો મળીને ૧૫૭૬૬૬ થઈ છે. છેલ્લાં દશ વરસની વાતપર ૧૯૦૧ માં એ વસતી ૧૫૩૩૨૦ માણુસની હતી, જેથી હાલમાં ૪૩૪૬ માણુસોનો વધારો થયો છે. પુના ડીસ્ત્રીકટમાં છેલ્લી ગણુત્રી મુજબ વસતી ૧૦૭૨૬૯૨ ની થઇ છે. ૧૯૦૧ માં તે ૯૯૫૩૩૦ ની હતી, યાને છેલ્લાં દસ વરસમાં ૭૭૩૬૩ આદમીઓનો, વધારો થયો છે. એડનની પારસી વસતી ૩૮૪ આસામીઓની માલમ પડી છે, જેમાં ૨૬૮ મરદો અને ૧૧૬ સ્ત્રીઓ છે. છેલ્લાં દસ વરસમાં એડનની પારસી વસતીમાં ૫૬ નો વધારો થયો છે. દશ વરસની વાત ઉપર એડનમાં ૨૫૪ મરદો અને ૭૪ સ્ત્રીઓ મળી ૩૨૮ માણુસોની પારસી વસતી હતી. એડનના પારસીઓમાં હાલ ૧૩૩ મરદો પરણુયા વગરના, ૧૨૮ મરદો પરણેલા અને ૭ રંડાયલા છે, જયારે સ્ત્રીઓમાં ૬૦ પરણુયા વગરની, ૪૮ પરણેલી અને ૮ રંડાયલી છે. વડોદરાના રાજયની એકંદર વસતી ૨૦૩૧૪૫૩ માણુસની છે જેમાં ૧૦૫૫૩૬૬ પુરૂશ અને ૯૭૬૦૮૭ સ્ત્રીઓ છે. ૧૯૦૧ પછી વસતીમાં ૭૮૭૬૧ માણુસોનો ઘટાડો થયલો જણાય છે. વડોદરા શેહેરમાં ૯૯૩૭૬ માણુસનીવસતી છે ને ૪૪૧૪ જેટલો ઘટાડો દેખાડે છે. વડોદરા શેહેરમાં દર એક હજાર સ્ત્રીએ ૧૦૧૪૮ પુરૂશોની સરાસરી આવે છે.

આખાં હીંદુસતાનની વસતી ૩૧૫૦૦૧૦૯૯ ની એટલે આગલી વસતી કરતાં સેંકડે ૭ ટકા વધારો બતાવે છે. આમાં બ્રીટીશ રાજયોમાં ૨૪૪૧૭૨૩૭૧ ની એટલે સેંકડે ૫-૪ ટકાનો વધારો અને દેશી રાજયો અને એજનસીઓમાં ૭૦૮૨૮૭૨૮ અથવા તો ૧૨-૯ ટકાનો વધારો બતાવે છે. બ્રીટીશ રાજયોમાં મોટો વધારો મધય પ્રાંતો અને બીરારમાં ૧૬-૩ ટકા, બરમાહમાં ૧૪.૯ ટકા, પુરવ બંગાળ અને આસામમાં ૧૧-૪ ટકા, મધરાસમાં ૮. ૩ ટકા, મુંબઇમાં ૬ ટકાં, અને બંગાળમાં ૩.૮ ટકા વધારો બતાવે છે. મરકી અને મેલેરીયાને લીધે પંજાબમાં ૧૦૮ નો અને જોડીયા પ્રાંતમાં ૧ ટકાનો ઘટાડો થયો છે.

આખી બ્રીટીશ શેહેનશાહતમાં લંડન મધે સરવેથી મોટી વસતી છે અને તેથી ઉતરતી મુંબઇમાં છે જેથી શેહેનશાહતનાં બીજાં શેહેર તરીકેનું નામ મુંબઇને વાજબી રીતે લાગુ પડી શકે છે. મુંબઇના કેટલાક ભાગોમાં વસતી ઘણી વધી છે. દાખલા તરીકે જેકબ સરકલથી વરલી શુધીના ભાગને વરલી વીભાગનું નામ આપવામાં આવયું છે જયાં ૧૯૦૬ માં ૬૧૪૮૮ માણસની વસતી હતી, તે વધીને હમણા ૮૫૬૯૦ ની થઇ છે. શહેરના બીજા લતાઓ ઉપરના માણશો તે ભાગમાં જઇને વસેલાં ધારવામાં આવે છે. કોલાબાની પુરણીવાળી જગાએ વસતી થવાને સબબે કોલાબા વીભાગમાં વસતી વધી છે. કોટ વીભાગમાં વસતીમાં સેહેજ ઘટાડો થયો છે. શેહેર સુધારાના ત્રસટ તરફથી ઘરો તોડી પાડવામાં આવયાથી અબદુલ રહેમાન સ્ત્રીટ અને પરેલ રોડની વચેના જે. જે. આસપીટલ સુધીના ભાગમાં યાને માંડવી, ચકલા, ઉમરખાડી, ડુંગરી, મારકીટ જીલ્લાઓમાં ગયા પાંચ વરસ દરમયાન ૨૮૫૧૮ જેટલી વસતી ઘટી છે. તેજ મુજબ ઉપલા લતાની પશચીમે આવેલા ધોબીતળાવ, ફનસવાડી, ભુલેશવર, કુંભારવાડા અને ખારા તળાવની વસતીમાં ૧૦૦૦૦ જેટલો ઘટાડો થયો છે. એ પાંચ વરસમાં ૪૦ હજાર માણુસો ગીચ વસતીવાળા ભાગમાંથી દક્ષીણ છેડા તરફ જઇ વસયાં હતાં અને ૨૦૦૦૦ માણુસો મહાલક્ષમી, દાદર અને વરલી તરફના ખુલ્લા ભાગોમાં જઇ વસયાં હતાં.

હાલની ગણત્રીનો ધયાન ખેંચનારો બનાવ સ્ત્રીઓની ઓછી સંખયા વાળો છે. ૧૯૦૬ માં ૯૭૭૮૨૨ માણુસની વસતી હતી જેમાં ૬૧૨૫૯૫ પુરૂશો અને ૩૬૪૮૧૧ સ્ત્રીઓ હતી. ૧૯૧૧ માં ૯૭૨૮૯૨ માણુસની વસતી માલમ પડી છે જેમાં ૬૩૩૮૫૬ પુરૂશ ૩૩૯૦૩૬ સ્ત્રીઓ છે. એટલે ૧૯૦૬ પછી પુરૂશોની સંખ્યામાં ૨૦૮૯૧ નો વધારો થયો છે અને ૨૫૭૭૫ સ્ત્રીઓનો ઘટાડો થયો છે.

આ બાબતમાં ખુલાસો કરવામાં આવે છે કે મરકીનું જોર વધવા માંડે છે, ત્યારે પુરૂશો પોતાને ગામ જવા અગાઉ પોતાની બાયડી છોકરાંઓને ગામ રવાના કરી દે છે, તેમજ મીલો બંધ પડે છે ત્યારે સ્ત્રીઓ ગામ જતી રહે છે અને વળી હોળીના તેહેવારપર પણ સ્ત્રીઓ ગામ જવાનું પસંદ કરે છે. પણ બીજા હાથ ઉપર ગયા ત્રણ મહીનામાં જનમોની સંખ્યા અસાધારણ મોટા પ્રમાણે મુંબઇમાં વધી હતી જેથી મુંબઇમાં સ્ત્રીઓની સંખ્યા ઘણી વધેલી ધારવામાં આવતી હતી. આ પ્રમાણે સામસામી જતી બાબતો વસતીની ગણત્રીની સંપુરણ વીગતો મળવા પછી નકી કરી શકાશે.

ગણત્રીના કામ ઉપર લાગેલાં માણુસોએ પોતપોતાના લખીત રીપોરટ મોકલી આપયા છે. કેટલાક હેવાલોમાં રમુજી બનાવો પણ સમાયલા છે એક અમલદાર ફરીઆદ કરે છે કે દેશીઓ ઘણી મેહેનત આપતા કહેવાય છે પણ યુરોપીયનો, જેમની તરફથી વધારે સારી આશા રાખી શકાય તેઓ તરફથી આપવામાં આવેલી મેહેનત સાથે સરખાવતાં દેશીઓવાળી મેહેનત કાંઇ બીસાતમાં નથી.

મુંબઇના જુદા જુદા લતાઓની વસતીની વીગત નીચે મુજબ છે:-

| લતાઓ | ૧૯૦૧ માં | ૧૯૦૬ માં | ૧૯૧૧ માં |
|---|---|---|---|
| અપર કોલાબા | ૩૯૭૬ | ૩૭૭૫ | ૪૧૭૭ |
| લોવર કોલાબા | ૧૩૦૨૩ | ૧૫૩૧૦ | ૨૦૫૬૭ |
| કોટ દક્ષીણ | ૩૩૦૯ | ૩૯૪૪ | ૩૪૬૨ |
| કોટ ઉતર | ૨૨૯૫૬ | ૨૮૭૭૮ | ૨૫૬૩૧ |
| મેદાન | ૧૦૩૯૩ | ૧૧૦૧૫ | ૧૮૬૮૧ |
| માંડવી | ૩૧૪૦૨ | ૩૮૧૫૮ | ૩૩૨૦૩ |
| ચકલા | ૨૪૩૮૪ | ૨૯૩૬૨ | ૨૪૩૬૭ |
| ઉમરખાડી | ૪૮૪૮૧ | ૫૩૬૧૦ | ૪૫૭૦૮ |
| ડુંગરી | ૨૫૭૭૮ | ૬૨૬૬૩ | ૨૭૧૮૩ |
| મારકીટ | ૨૮૪૧૫ | ૩૫૩૦૫ | ૩૦૨૧૯ |
| ધોબીતળાવ | ૨૯૫૫૩ | ૩૬૫૯૪ | ૩૯૧૨૨ |
| ફ્નસવાડી | ૧૬૩૫૪ | ૨૯૨૪૦ | ૨૭૩૯૦ |
| ભુલેશવર | ૩૦૨૨૯ | ૩૮૧૨૯ | ૩૬૪૪૭ |
| કુંભારવાડા | ૨૭૫૪૪ | ૩૨૭૮૪ | ૨૭૭૩૮ |
| ખારા તળાવ | ૨૩૧૬૮ | ૨૬૯૩૫ | ૨૨૯૮૬ |
| ખેતવાડી | ૨૭૧૬૦ | ૩૩૫૭૯ | ૩૧૯૧૮ |
| ગીરગામ | ૧૪૮૬૬ | ૨૮૪૪૯ | ૩૦૭૯૭ |
| ચોપાટી | ૬૭૨૯ | ૧૩૦૩૩ | ૧૧૩૮૭ |
| વાલકેશવર | ૧૦૫૬૩ | ૧૨૬૮૫ | ૧૦૬૩૪ |
| મહાલક્ષ્મી | ૧૮૦૯૨ | ૨૪૬૫૦ | ૨૭૩૦૯ |
| તારદેવ | ૨૦૯૫૮ | ૨૮૧૯૩ | ૨૭૯૪૦ |
| કામાટીપુરા | ૨૬૭૦૬ | ૩૬૪૮૪ | ૩૬૯૮૩ |
| ૧ લો નાગપાડા | ૧૦૫૭૭ | ૩૩૩૫ | ૬૪૮૮ |
| ૨ જો નાગપાડા | ૧૮૫૯૧ | ૨૨૦૧૬ | ૨૧૭૦૨ |
| ભાયખલા | ૫૭૬૪૬ | ૭૬૨૮૦ | ૭૫૬૮૪ |
| તારવાડી | ૧૮૪૬૦ | ૨૬૨૭૮ | ૨૭૮૯૬ |
| મજગામ | ૨૭૯૩૩ | ૩૦૮૭૨ | ૩૦૧૦૯ |
| પરેલ | ૩૩૩૯૦ | ૪૬૯૬૦ | ૪૫૪૨૨ |
| સીવરી | ૧૯૨૯૪ | ૧૫૯૮૫ | ૧૯૦૬૭ |
| સાયન | ૨૫૪૪૩ | ૩૦૭૧૫ | ૩૦૬૯૩ |
| માહીમ | ૨૭૩૮૬ | ૩૧૧૭૮ | ૩૦૪૭૯ |
| વરલી | ૪૫૫૮૮ | ૬૯૪૮૮ | ૮૯૬૯૦ |
| બારાંમાં, ગોદીઓમાં, રેલવેઓ ઉપર અને ઘરબાર વીનાના | ૩૭૬૮૧ | ૩૨૨૪૦ | ૩૨૯૫૧ |
| જુમલે | ૭૭૬૦૦૬ | ૯૭૭૮૨૨ | ૯૭૨૯૯૦ |

**ગણત્રાની આગલી તવારીખ** જોતાં માલમ પડે છે કે પોરચ્યુગીઝ અમલ દરમયાન વધુમાં વધુ વસતી ૧૦૦૦૦ હતી જે એક વખત ઉડતા બુરા રોગોને લીધે ૧૬૦૦ ઉપર આવી રહી હતી. ઇ૦ સ૦ ૧૫૭૫ માં ઇંગ્રેજ સરકારની પહેલી ગણત્રીમાં ૬૦૦૦૦ ની સંખ્યા નોંધાઇ હતી. જેમાં મોટે ભાગે પરદેશી રક્ષણ લેનારાઓ અને લફંગા સ્ત્રી પુરૂશો હતા. ઇ૦ સ૦ ૧૭૪૪ માં એ આંકડો વધીને ૭૦૦૦૦ ઉપર ગયો હતો. ઇ૦ સ૦ ૧૭૬૪ માં બરાબર બમણો આંક થયો હતો—એટલે ૧૪૦૦૦૦ ની સંખયા ગણાઇ હતી. જે સામે ઓછામાં ઓછો આંકડો ૬૦૦૦૦ નો છે. ૧૭૮૦ માં વસતી ૧૧૩૦૦૦ ની ગણાઇ હતી અને ૧૮૦૬ માં સર જેમસ મકીનતોશ તરફથી ૨૦૦૦૦૦ ની સંખયા જાહેર થઇ હતી.

બાદ વસતીની ગણત્રીઓ નીચે મુજબ વધારે ભરસેદાર આંકડા રજુ કરતી ગઇ છે.

| | | |
|---|---|---|
| ૧૮૧૨ માં | ૧૬૦૦૦૦ | ( ઓછામાં ઓછી ) |
| ૧૮૧૪ ,, | ૧૮૦૦૦૦ | ,, |
| ૧૮૩૦ ,, | ૨૨૯૦૦૦ | ,, |
| ૧૮૩૬ ,, | ૨૩૬૦૦૦ | ,, |
| ૧૮૪૮ ,, | ૫૬૬૧૧૯ | ,, |

૧૮૬૩ માં શેહેરનું ઘેલાપણું જ્યારે મોટા વીસતારામાં ફેલાયું હતું તયારે વસતીમાં પરદેસથી આવેલા કુટુંબોનો મોટો ઉછાળો માલમ પડયો હતો. તે વખતે વસતીની કુલે સંખયા ડૉ૦ લીથે ૮૧૬૫૬૨ રજુ કરી હતી. જે ૧૮૭૨ માં ૬૪૪૪૦૫ પર આવી હતી. બાદ ૧૮૮૧ માં ૭૭૩૧૯૬, ને ૧૮૯૧ માં ૮૨૧૭૬૪ નોંધાઇ હતી. પલેગ પછીની પહેલી ગણત્રી જે ૧૯૦૧ માં લેવાઇ હતી તે વખતે વસતીમાં ૪૫૭૫૮ નો ઘટાડો માલમ પડયો હતો, ૧૯૦૬ માં એ સંખયા વધીને ૯૭૭૮૨૨ થઇ હતી.

**વસતીનો વધારો**—હવે એતો ઉપર ટપકેની વસતીની ગણતરી મુખ્ય મકાનની મલી છે. પણ તેમાં વધારા ઘટાડાની વીગત જોતાં મોટી ખુશી સાથે હેતું માલમ પડે છે કે બધે બધ વસતી તો વધતીજ જાય છે. ને કુદરતી પરમાંણુ પરમાણે દીવશે દીવશ વધવીજ જોઈએ તેમ બને છે. જુઓ આખા હીંદની વસતીનો વધારો છેલાં દશ વરસમાં ૨૨૦૫૦૦૦૦ એટલે બે કરોડ વીશ લાખનો વધારો થયો છે. તેમ જુદાં જુદાં શેહરોમાં કેટલો વધારો થયો છે.તે ઉપલી વીગતની શરૂઆતમાં જણાંવલું છે.

**પારસી વસતીનો વધારો**—એ તો બધું થયું પણ કુદરતે એક બીજી અગતની બીના આ છેલી વસતીની ગણતરી ઉપરથી પુરી પાડી છે. તે પારસી કોમે ઘણી જાણવાજોગ છે. આ કાલેંડરના અને બીજા જાહેર વાંચનારા શાહેઓને શારી પેરે રોશન હશે કે પારશી વસતી વધે છે કે ઘટે છે એ શવાલ આપણા ટોળામાં ઘણો ચરવાય છે—અને કેટલાક વસવસતા જીવના શાહેબો કંઇ હેવાજ વમાશનમાં પડે છે કે પારશી વસતી તો ઘટતી ચાલે છે, તેનું કેમ થશે ! આ શકમંદોને કુદરતેજ જોઇતો જવાબ આપી દીધો છે. અને તે જવાબ શારાં ભાગયે હેવો છે કે, આ કાલેંડરના લેખક જે ઉપલું શકમંદ અને કોઈવાર તો જેમકે જુદદીન ઝઘડાની વખતે કે પેલી કાંનફરેશની વખતે કંઇક મતલબી જેવું અથવા ગફલતી જેવું લખાણ વાંચી ને મુછમાં હશીને તથા કાંમ પડવે બાહો બાહ લડીને જવાબ આપતા હતા કે પારસી વસતીના ઘટાડાનો ધખારો તદન ખોટો અને નકાંમો છે; તેજ ખરૂં પડયું છે. જુવો—શીમલાથી છેલા મલેલા વશતીની ગણતરીના અડસટાના સંદેસા ઉપરથી માલમ પડે છે કે મુંબઈ ઇલાકાની કુલે વસતી ૨૭૦૬૫૮૪૨ ની છે જે આગળ કરતાં ૬.૩ ટકા વધારે છે. તેમાં જે જ્ઞાતિવાર વધારામાં **પારસીઓમાં ૫.૬ ટકાનો વધારો,** ખરીશ્ટીઓમાં ૧૬.૯ ટકાનો, હીંદુઓમાં ૫.૩ અને મોહમેદનોમાં ૬. ૪ નો વધારો થયો છે. જોઇએ. હવે પેલા અધુરી ગણુતરીવાલા પારશી વસતીના ઘટાડાના ધખારાવાલા શું કેહ છે, તે જોવાનું છે ?

# પુસ્તકોની પોંહચ.

આ વરસમાં નીચલાં ચોપડી ચોપાન્યાં હમારા અભીપ્રાય અરથે મળેલાંની પોંહચ ઉપકાર સાથે અતરે સ્વીકારીએ છીએ :—

**શાહાનામું**—આ વરસનાં નીકલેલાં પુસ્તકોમાં એક ખુશી થવા જોગ બનાવ એ બન્યો છે કે મુંબઇના બે માનવંત અને વીદવાંન જરથોસતી કોમના નાયબ દસ્તુરો ગ્રંથકર્તા તરીકે બાહાર પડયા છે. અને તે બેઉ સાહેબોએ પોતાનાં નામ અને અધીકારની રૂહે ધરમગ્નાનનાં અગતનાં પુસ્તકો પ્રસીધ કીધાં છે. તેમાં એક દસ્તુરજી સાહેબ મીનોચેરજી જામાસપજી જામાસપઆશાનાએ શાહાનામું અસલ ફારસીમાંથી ગુજરાતી તરજુમો કરી બાહાર પાડયું છે. શાહાનામાનું પુસ્તક જરથોસતીઓને માટે કેટલું ઉપયોગી છે અને તેમાંનું લખાંણ પારસીઓનાં અસલ નેઆગાનોની તવારીખ જણાવનારૂં કેટલું સાબેત કદમ છે—અને તેના કરતા નામીચા શાહેર ફીરદોશીએ તે માટે કેટલી બધી તકલીફ ને જેહમત ખેંચી છે તે કોઇથી છુપું નથી. તેવાં એક માહા ઉપયોગી પુસતકને મજકુર દસ્તુરજીએ પરવરતાવામાં ખરૂં ડાહાપણ વાપરેલું જણાય છે. શાહાનામા જેવા ઉપયોગી કેતાબ આજ સુધી ઘણી રીતે પ્રગટ થવા પાંમી છે ખરી, પણ તે ઘણી અધુરી અને ટુક સારાંશ જેવી હોવાથી આ તો એક સંપુર્ણ અને તુલેતવીલ તરજુમો એવો સાહેબે કરવા માંડયો છે, જેનું આ પેહલા ભાગનું પુસતક છે, અને બીજા ભાગો હવે પછી પ્રગટ થતા જશે. આપણને સરવે જરથોસતીઓને ખાસ ભલાંમણ કરવાની કશી આંચકી લાગતી નથી કે આવાં કામમાં જોઇતું ઉતેજન અને ઘટતો આશરો ખચીતજ મલવો જોઇએ છે.

**પેગામબર સાહેબ જરથોસ્ત અને જરથોસ્તી દીન**—બીજા માનવંત દસ્તુરજી સાહેબ રૂસ્તમજી એદલજી પેશુતનજી સંજાણા બી. એ. એ આ નામનું એક નામીચુ પુસતક પ્રસીધ કીધું છે. જરથોસતનામાંબી આપણામાં ઘણાં નીકલેલાં છે, પણ તે સર્વેને ટકર મારે તેવું અવસતા પ્રમાણે રચાયલું આ જુદીજ જાતનું પુસ્તક છે. બાયાકુલ લખાંણ જરથોસતી કોમને ઘણું ઉપયોગી છે તેની સાબેતી આટલાજ ઉપરથી જણાશે કે આવાં એક નામચીન પુસતકની ભલાંમણમાં આપણી ટાપુના ત્રણ જાણીતા ગ્રહસ્થો પોતાને ખરે નામે બહાર પડયા છે જેમનાં નામ અને વીગત અમારાં કેલેનડરમાં જાહેર ખબરોની કટારોમાં છપાયલી એ પુસ્તકની મદેહનજર ઉપરથીજ જણાઇ આવે છે. આ ત્રણ જાહેર પુરૂશો એવા છે કે જયાં વેર તેમની ખાત્રી થાય નહી ત્યાં વેર એક પુસ્તકને માટે આશરો મેલવવાની જાહેર કોશેશ કરે નહિ. આટલી તેવો સાહેબોની સીફારસ પછી અમારે માટે એ પુસ્તકની તારીફ કરવાનું કશું બકાત રેહતું નથી, એટલુંજ જણાવવું બસ છે.

**મુંબઇનાં પારસી ધર્મખાતાંઓ:**—સખાવત કરવા ચાહનારાઓ માટે એક ભોમિઓ. લખનાર એરવદ જીવણજી જમશેદજી મોદી બી. એ.—એરવદ જીવણજી આપણી કોમમાં વીદવતાના બાબમાં જાણે હદ કરી રહયા છે. તેવો એક ગમથી દમ પર દમ આવાં અગતનાં પુસતકો પ્રસીધ કર્યા જાય છે. જયારે બીજી ગમથી જાહેર ભાષણોની તો હારમાલા ચાલુજ રહેલી છે. એક તો એવણનો હોધો પારસી પંચાયતના સેક્રેટરી જેવો બોહલાં કામકાજનો અને ભારે રોકાણનો હોવા છતાં આટલું બધું કેમ કરી શકે છે એ ખરેજ અચંબા જેવું છે. એવો સાહેબ એટલી બધી ફુરસદ કાંહાથી ધરાવતા હોશે અને આવી અહાગ મેહનત કરવામાં એવો તો જાણે એક સાધારણ માનસ કરતાં કંઇ જુદીજ જાતના ઇનસાન આપણામાં

ખુદરતે પેદા કરેલા માલમ પડે છે. એમનાં આ પુસતકની અગત્યતા તેનાં નામ ઉપરથીજ વાંચનારાઓને માલમ પડી આવશે કે તે એક ખરેખરોજ બોમ્બો છે.

**પારસી કોમની હાલની હાલત:**—તેની બહેતરી માટે અગતયની યોજના—કરતા મી० બહમન સોરાબજી જાંગીર બનાજી—એવોએ જામે જમશેદમાં "રયેસતાર" ના તખલુસ હેઠળ આ બાબદ કટકે કટકે ચારચી હતી, તેનું આ એક પુસતક બનાવ્યું છે. તે યોજના ખરેજ ઉપયોગી અને ધ્યાન પુગાડવા જેવી છે, પણ તે અમલમાં મેલવી સહેલ લાગતી નથી.

**પારસી પ્રકાશના બે માહાભારત વાલમો:**—એ પુસતકોનાં કદ અને તેની સુંદર બંધાઇ જેવોએ નજરે જોઇ હોય તેવોજ તેની કદર પીછાણી શકે; તેની સાથે તેમાં સમાયલાં કંઇ જહાબંધ લખાણો જેવોના વાંચવામાં આવે તેવોજ તે ઉતમ ખજાણાની કીમત કરી શકે છે. હા! મરહુમ ખાનબાહાદુર બમનજી બેરામજી પટેલનું મસતક અને ભેજું જેઓના જોવામાં આવ્યું હોય તેવોજ તેમની અઠાગ મહેનત અને જેહમતનું તોલ કરી શકે. એ ભલા મીત્રને ગોયા હાવાં કામને માટેજ ખુદરતે પેદા કીધા હોય એવું આબેહુબ જણાતું અને તેવો જોકે બે વરસના અતરેથી ગુજર પામેલા કહેવાય પણ તેવો પોતાનાં આ માહાભારત કામથી આપણા ટોલામાં ખરેખર અમરજ રહી ગયા છે. હાલમાં એવાં પારસી કોમની જાહોજલાલી ભરેલી તવારીખનાં પુસતકના બાબમાં શું બોલીએ ને શું બાકાત રાખીએ. બાકી તેવો કંઇબી રીતે પારસી કોમથી અંજાણ તો રહેલાજ નહી હતા. જેવો જરાબી એક વાર અમથી ઉડતી નજર આ વંદીદાદ કરતાંબી બેવડાં તેવડાં કદનાં પુસતક ઉપર કરી શકે તેવોની ખાતરી થયા વના રહે નહી કે મરહુમે એના પર કેટલી મેહનત લીધેલી હોવી જોઇએ. આખો વખત તેમનું ધક ધ્યાંન એના પરજ લાગેલું ને તેને માટેજ ચાલુ પુછપરછ કરતા રહેતા. એવું બન્યું કે તેમનું બીજું વાલમ લગભગ પુરૂં થવા આવેલું પણ તેનો થોડોક છેલો ભાગ બાકી રહી ગયલો તેટલાં તેમનું મરણ નીપજવાથી તે કેમ પુરૂં થશે તેના અંદેશામાં બધાઓ હતા પણ ખુદરતે મરહુમ શેઠ બમનજીની જોડેજોડ તેમનાં કુટુંબ ઉપરબી એવાં કામ બજાવવાની પોતાની મેહેરબાની ઉતારેલી જણાઈ છે. મરહુંમના એક ઘણાં ચાલાક અને સ્યાણાં બેહેન બાઇ દીનબાઇજીએ તરતજ આ અધુરૂં કામ પોતે ઉઠાવી લીધુ. મરહુમને હાથનાં જેમ્બી અધુરાં રીપાવેલાં લખાણો મલી આવેઆં તે જોઇ કાહડીને બીજાં વાલમની મુદતસરનું લખાણ બાઇ દીનબાઇજીએ ઘણી મેહનતે સંપુર્ણ કીધું—પણ એવાં એક માહાભારત પુસ્તકનું કંપલીટ અને જે જોઇએ તે મલી આવે તેવું સાંકલીયું બનાવાનું કામ તો ઘણુંજ બીકટ હતું, પણ શાબાશ બાઇ દીનબાઇ પટેલને! તે ગમે તેવું બીકટમાં બીકટ કામ તેવોએ આશાંનીથી પુરૂં કરી નાખ્યું અને તે બીજું વાલમ પેહલાં જેવુંજ તૈયાર થઇને બાહાર પડેલ છે. પારસી કોમમાં બાઇ માણુસોબી સાહીત્યનાં કામોમાં એવી ચપલતા બતાવે છે એ પારસી કોમને થોડું મગરૂર થવા જેવું નથી. આ પુસતકની યાદગારીમાં મરહુમ ખાનબાહાદુર પટેલની સાથે બાઇ દીનબાઇનું નામબી તેમનાં કામથી અમર રહી જવાનું એમાં કંઇ શક નથી લાગતો.

**પ્રાચીન ઇતિહાસની વાર્તાઓ**—ઈંગ્રેજી ઉપરથી ભાષાંતર કરનાર મી० જીજીભાઈ પેસતનજી મીસતરી, એમ. એ.—આ પુસતક એક ઓર જાતની તવારીખ આપણામાં રજુ કરે છે. આપણી પુરાતન ઇરાની માહાન શાહાનશાહાત તથા મીસર દેશ એસીરીઆ, મીદીઆ, બેબીલોનીઆ, ફીનીસીઆ વીગેરેના અસલ દેશોની હજારો વરસોની પુરાતમ તવારીખ જે આજના જમાનામાં કોઇ જાણતુંબી નથી, તેવી અગતયની ને ખરેખર આજના જવાંન વીદયારથીઓને જાંણવા જોગ થઇ પડે તેવી તવારીખ રજુ કરવા માટે આપણે આ એક

ઘણું બેહદ ઉપીઓગી, પ્રજાની આગેવાંની કરનારા અને જાહેર કામોમાં સારો હીસ્સો આપનારા વીદવાંન ગ્રહસથ અને આ લેખકના એક અસીલ મીત્રનો જેટલો ઉપકાર જાહેરમાં માંનીએ તેટલો થોડો કેહવાય. ખરેખર એ કામ ઘણું શાબાશી લાયકનું છે, અને આવા એક નવી તહરાંની તવારીખ બતાવનારા ગ્રંથને પ્રજાએ બને તેટલો આશરો અને ઉમંગ આપવાની જરૂર છે. એટલુંજ હમોને ટુંકમાં જણાવવું દરૂસ્ત લાગે છે.

**નવસારીવાલા બાના કંપનીના પરફ્યુમદ કારડો:**—ગયે વરસે આ કેલેંડરમાં ઉપલા મગમગતા કારડો વીગેરેની વીગત પરફ્યુમની સુગંધીના શોખીનોએ વાંચેલી યાદ તો હોશે. આપણી પારસી કંપનીઓ આવા જુદા જુદા હુનરોમાં જીપલાવે તે થોડું ખુશીકારક કેહવાય નહી. અંગ્રેજી કોલનવાટરો અને અંગ્રેજી સેન્ટોજ કાંય આપણા લોકોએ વાપડવાં જોઇએ ? છતુ ઘેરને આંગણે અંગ્રેજી બનાવતને ટકર મારે તેવો માલ મલી આવે તો એવા માલનો ઉપીઓગ કરનારાઓની ફરજ છે કે એવા દેશી માલનેજ જોઇતું ઉતેજન આપવું. હમોને એ કંપનીના મલેલા નમુનાઓથી મોટો આનંદ ઉપજ્યો છે, અને તેને માટે અમારો સંતોશ જાહેર કર્યા વગર રેહવાતું નથી. હમો પુરતી વકી રાખીએ છીએ કે હમારા તમામ વરણના દેશી લોકો પોતાના વપરાસ માટે એવા માલનો ઉપીઓગ કરવાને ચુકશે નહી.

**હાંગકાંગ** કનતાંન અને મકાઉના જરથોસતીઓનાં ધરમનાં ફંડો વીગરેના હીસાબની ચોપડી—આ ચોપડીની કંઇબી વીગત અતરે આપવાને બદલે આ કાલેંડરમાં પાછલા ભાગપર છપાયલી ચીનની હકીકતનો હવાલો આપેલો બસ થશે.

**કલકતાની** જરથોસતી અનજુમનનાં જુદાં જુદાં ફંડોનાં સને ૧૯૧૦ નાં વરસનાં હીસાબની ચોપડી જેની વીગત પણ આ કેલેંડરમાં પાછલા ભાગપર છપાયલી કલકતાની હકીકત ઉપરથી જણાઇ આવશે.

**ડા૦ માસીનાની ઇસપીટાલનો રીપોરટ**—સાતમો વારશીક રીપોરટ સને ૧૯૧૦ નાં શાલનો છે. આ ખાતું કેટલું ઉપીઓગી છે, કેટલાં દરદીઓનો આસીસ મેલવે છે તે હવે નવું જણાવાતું બાકી શું છે ? હેનીબી વધુ વીગત અને ભરાયલાં ફંડોની રકમ આગલ જોતાં વાંચનારાઓને કેલેંડરના પાછલા ભાગમાંથી મળી આવશે.

**શ્રી બીલીમોરાની** જરથોસતી અનજુમને ઉભા કીધેલાં ફંડનો હીસાબ—સવંત ૧૯૬૫ નાં ફંડનું સરવાયું છેલું રૂ. ૧૫૦૩૦) નું છે. ઘણાં પારસી ધરમખાતાંઓનો હીસાબ અસલથી હીંદુ વરસોથી રખાતો આવયાની રૂઢી વખત પ્રમાણે ફેરવાવી જોઇએ છે.

---

## ગયે વરસે જાણીતા જરથોસ્તીઓનાં નીપજેલાં મરણો નીચે મુજબનાં છે:—

ડા૦ રતનશા હોરમસજી ઉમરીગર રોજ ૨૬ મો માહા ૧ લાને દીને એડન ખાતે આપઘાત કરી મરણ પામ્યા હતા. મરહુમે ૧૯૦૩ માં એલ. એમ. એંડ એસ. ની સેવટની તબીબી પરીક્ષા પસાર કરી હતી. એવણ એડનમાં મરહુમ શેઠ કાવસજી દીનશાજી એડનવાળાએ પોતાનાં મરહુમ ધણીઆણી બાઇ જરબાઇનાં પુણ માટે બંધાવેલી બાઇ જરબાઇ ચેરીટેબલ ડીસપેનસરીના તબીબ હતા અને તે ઉપરાંત એડનમાં મોટી ખાનગી ઘરાકી ધરાવતા હતા.

શેઠ જીજીભાઇ મંચેરજી વાંદરેવાલા રોજ ૨૭ મો માહા ૧ લાને દીને ૪૬ વરસની

વયે મરણ પામ્યા હતા. એવણ અત્રેની એલાયનસ મીલ વગેરેમાં અને છેલ્લાં પીટીટ નાગપુરે મીલના મેનેજર હતા તેમજ મીલ ઉદ્યોગમાં બાહોશ ગણવઇયા હતા.

શેઠ નવરોજજી માણેકજી દમરી રોજ બીજે માહા બીજાને દીને ૩૬ વરસની વયે પોરબંદરમાં મરણ પામ્યા હતા. મરનાર સેકંડ કલાસ મીકેનીકલ એનજીનીયર હતા, અને ઘણાં વરસો સુધી કાઠીયાવાડ એજનસી એનજીનીયરીંગ ખાતાંમાં વોટર વરકસમાં કામ કરી પોતાના વડાઓનાં સારાં મત મેળવ્યાં હતાં. જેતલસર તથા વઢવાણમાં વોટર વરકસ ખોલવામાં મરહુમે મુખ્ય ભાગ લીધો હતો. મરનાર મોટર તથા ઇલેકટ્રીક કનસટ્રક્શનનું કામ પણ સારી રીતે જાણતા હતા. એવણ બરોડા રેલવેના એક વોલનટીયર હતા. મરહુમ ગરીબોની દાઝ હઇડે રાખતા હતા અને તેઓને પોતાનો હુનર મફત શીખવી, બનતી મદદ કરી ઠેકાણે પાડતા.

રાજપીપળા સટેટના નાંદોદના ચીફ મેડીકલ ઓફીસર ડા૦ એદલજી દોરાબજી પટેલ રોજ ૧૦ મો માહા ૨ જા ને દીને ૫૩ વરસની વયે મુંબઇમાં મરણ પામ્યા હતા. મરનાર એલાવના વતની હતા. એવણ વઇદાનો અભયાસ કરી ૧૮૭૯ માં વધુ તબીબી અભ્યાસ કરવાને વેલાત ગયા હતા. ડબલીન યુનીવરસીટીની કીંગ એંડ કવીનસ કોલેજની એલ. આર. સી. પી. ની પદવી મેળવવા ઉપરાંત ગલાસગો યુનીવરસીટીની પદવી મેળવી હતી. તે પછી તેવણ વધુ અભ્યાસ કરી ઇંડીયન મેડીકલ સરવીસની પરીક્ષામાં હાજર થયા હતા પણ તે વેળા ઓધાની સંખ્યા ઓછી હોવાથી તેવણુને પસંદ કરવામાં આવ્યા ન હતા. વીલાયતથી અત્રે આવી સુરત મધે ખાનગી તબીબી ધંધો ચલાવવા માંડયો અને ૧૮૮૫ માં તેવણ રાજપીપળા સટેટની તબીબી નોકરીમાં જોડાયા હતા. તેવણુને ૧૮૯૧ માં ઉપલા સટેટના પાટવીકુવર પોતાના તબીબ તરીકે વીલાયત લઇ ગયા હતા. તે વેળા તેવણુને મહારાણી વીકટોરીયાની લેવીમાં તેમનાં પાટવીકુવર, પ્રીનસ ઓફ વેલસ તે મરહુમ રાજા એડવરડ સાતમાની સાથ ઓળખાણુ થવાનું માન મળયું હતું. તેવણ વળી પાછા બીજી વેળા રાજા સાથ વીલાયત ગયા હતા. તેવણે એ રાજયની રઇયતની તેમજ રાજાની એક સરખી પ્રીતી મેળવી હતી.

શેઠ ફરામરોઝ પેસ્તનજી નશરવાનજી ઘોંડી રોજ ૧૨ મો માહા ૨ જાને દીને આશરે ૪૦ વરસની વયે આફરીકાના પોરટુગીઝ સંસ્થાન ડેલેગોઆબે મધેના લોરંસો મારકમાં મરણ પામ્યા હતા. મરનાર આશરે ૧૭ વરસ ઉપર દક્ષીણ આફરીકા ખાતે નોકરીએ ગયા હતા અને તે પછી એવણ કાપડ અને ખોરાકીનો વેપાર ચલાવતા હતા અને સરકારી કોનત્રાકટો લેતા હતા

સુરતના જાણીતા શેહેરી શેઠ એદલજી પાલનજી લાલકાકા રોજ ૧૩ મો માહા ૨ જાને દીને ૭૧ વરસની વયે સુરત ખાતે મરણ પામ્યા હતા. એવણ મરણની બે દીવસ અગાઉ શેહેનગાહીથી ૮ મી વારની મુસાફરીથી પાછા ફરીયા હતા. મરનારનો જનમ ૧૮૪૦ માં મુંબઇમાં થયો હતો. એવણ થોડીક કેળવણી લીધા પછી ૧૮૫૮ માં રેલ્વેની નોકરીએ જોડાયા અને તે પછી મુંબઇમાં એક લાયબરેરીયન તરીકે ત્રણ વરસ નોકરી કરી હતી. ૧૮૬૬ માં શેઠ ખરશેદજી ડોસાભાઇ લાલકાકા સાથે ભાગમાં દલાલીનો ધંધો કરવા શેંઘાહી ગયા અને બે વરસ રહી મુંબઇ આવી ભાગ છુટો કરયો હતો. ૧૮૬૮ માં પાછા દલાલીનો ધંધો કરવા માટે શેંઘાહી ગયા અને ૧૮૭૩ માં મુંબઇ આવ્યા પછી અવારનવાર સફરે ગયા હતા. વળી મરનારે જુદાં જુદાં શહેરોમાં મુસાફરી કરી હતી. ૧૮૮૭ માં શેહેંગાઇ છોડયું ત્યારે ત્યાંની રોયલ રીસેકસ નામની ફ્રીમેસન લોજના મેમબરોએ એક માનપત્ર અને ઇનાયત કરયા હતા. એવોએ મુંબઇની પારસી જનરલ આસપીટલનાં ફંડમાં રૂપીઆ

પાંચ હજાર એક બીજાના માટે આપવા ઉપરાંત સુરતમાં જરથોસતી સ્ત્રી છોકરાંઓ માટે ધમબારના નવાતનું જમણ કરવા માટે રૂ. ૧૦ હજાર આપેલા હતા તથા બીજી પણ કેટલીક સખાવતો કરી હતી. તેઓ હેમીલ્ટન લોડજના સભાસદ અને ગુજરાતના જરથોસતીઓની અરસપરસનાં ફંડની વરકીંગ કમીટીના એક સભાસદ તથા સુરતના પારસીઓના આંધળાં લુલાં, નસેસાલાર વીગેરેનાં ફંડના એક મેમબર હતા અને પોતે ફ્રીમેસન હતા. મરહુમનાં માનમાં સુરત ખાતે નાનપરા લાયબ્રેરી, મયુનીસીપલ તાબાની નં૦ ૨ ની નીશાળ, સર જે. જે. ની ઇંગ્રેજી તથા ગુજરાતી નીશાળો, પારસી પંચાયતની આફીસ તથા જરથોસતી ડેથ બેનીફીટ ફંડની આફીસો વીગેરે ખાતાં બંધ રહયાં હતાં.

શેઠ કાવસજી શાપુરજી વેલાતી આશરે ૮૦ વરસની ઉમરે રોજ ૧૫ મો માહા ૨ જા ને દીને સુરત રૂસતમપરા ખાતે મરણ પામયા હતા. મરનારે શરૂઆતમાં પારસી શેઠીયાઓને ત્યાં નોકરી બજાવી પાછળથી પોતે જાતે વેપાર ઉદયોગમાં પડયા હતા ને આગળ ચીન વીગેરેની મુસાફરીઓ પણ કરી હતી. ધરમનાં કેટલાંક કામ સરંજામ ઉતારવા પોતે આગેવાની ભરયો ભાગ લઇ મહેનત કરી જરથોસતીઓ પાસે સારી રકમો ભરાવતા હતા.

ડા૦ પેસતનજી દોરાબજી તલાતી રોજ ૨ જો માહા ૩ જાને દીને સીંધ હેદરાબાદમાં મરણ પામ્યા હતા. એવણ કરાંચીની કાંપની શેઠ એદલજી દીનશાહ ડીસપેનસરી તથા બંદર રોડની ડીસપેનસરીના ડાકટર હતા. ગયે વરસે એમની બદલી સકકર ડીસપેનસરીમાં થઇ હતી. બે મહીનાની રજા લઇ પોતાની તનદરોસતી માટે એવણ કવેટા ગયા હતા ને ત્યાંથી સીંધ હેદરાબાદ ગયા જયાં હક થયા હતા.

બાઇ શીરીનબાઇ તે નવસારીવાલા શેઠ જમશેદજી એરાંમજી વીમાદલાલનાં બેટી અને આપણી ટાપુના જાંણીતા વીદવાંન વકીલ શેઠ જાંગીર વીમાદલાલનાં બેહન ૩૩ વરસની જવાંન વયે રોજ ૮ મો માહા ૩ જા ને દીને નવસારી મધે ગુજરયાં હતાં. મરહુમ બાઇ ઘણાં ભલમણશાઇવાલાં અને ગરીબોની દાઝ ધરનારાં તેમ એક ચુસત થીઓસીસત હતાં. મરહુમ બાઇ થોડા વખતમાં પોતાના એક બેશી શેઠ ફરામજી જમશેદજી બીલીઆ જેવો મુંબઇની મ્યુનીસીપાલીટીમાં ઇજનેર છે તેવણ શાથે શેહાદી કરનાર હતાં પણ માઠાં ભાગ્યે તેવામાં તેમનું મરણ નીપજવાથી તેમનાં બેશીઓમાં ભારે દીલગીરી ફેલાઇ હતી.

શેઠ દોરાબજી પેસતનજી કામા રોજ ૧૨ મો માહા ૩ જાને દીને લગભગ ૭૫ વરસની વયે લંડન ખાતે મરણ પામ્યા હતા. મરનારે પોતાની જીંદગીનો લાંબો વખત વીલાતમાંજ ગુજારયો હતો. તેવણ વીલાયત મધે હીંદીવાનોના એક આગેવાન લેખાતા અને તેવણ સખાવતને માટે ત્યાં જાણીતા હતા. ૧૮૭૩ માં ઇરાનના શાહ નાસરદીન ઇંગલંડની સફરે ગયા તે તક લઇ અત્રેની એ દેશના જરથોસતીઓની હાલત સુધારવા માટેની મંડળીએ ઇરાન મધે બાકી વધેલા જરથોસતીઓ ઉપરનો જજીયાનો કર કાઢી નાખી તેમની ઉપર પડતા જુલમ ટાળવા માટે એક માનપત્ર ફારસી ભાષામાં લખાવીને ઇંગલંડ શાહને પહોંચાડવાને જે ગ્રહસથો ઉપર મોકલ્યું હતું તેઓમાં મરહુમ શેઠ દોરાબજી પણ હતા. તેજ વેળા ઇંગલંડ મધે વસનારા જરથોસતીઓએ એ બાબેની એક અરજી ઇંગ્રેજીમાં કરી તે જરથોસતી ડેપયુટેશન મારફતે શાહને પહોંચાડી હતી તેમાં પણ મરહુમ હતા. ૧૮૬૧ ની તા૦ ૩૧ મી અકટોબરે યુરપના જરથોસ્તીઓનું ધરમનું ફંડ સ્થાપવામાં આવ્યું તેના સેક્રેટરી તરીકે ૧૮૭૮ થી ૧૮૮૮ સુધી મરહુમ હતા અને મરણ સુધી તેના ત્રસ્તી હતા. તા૦ ૧૬ મી ડીસેમબર ૧૮૮૫ ને દીને લંડન ખાતે મરહુમનાં પ્રમુખપણાં હેઠળ ફ્રીમેસનોની એક નવી

લોડજ "કામા લોડજ નંબર ૨૧૦૫" ને નામે ઉઘાડવામાં આવી હતી. બીજે વરસ તેમ ઇંગ્લંડની ફ્રીમેસનોની ગ્રાંડ લોડજના ત્રેઝરર તરીકે ચુંટી કાઢયા હતા. એ ઉપરાંત બી જાહેર કામોમાં મરહુમ આગેવાની ભરીયો ભાગ લેતા હતા. ૧૮૬૬ માં અતરે સ્થપાય મેસરસ હોરમસજી મનચેરજી કામાના છોકરાઓની પેઢીમાં મરહુમ એક ભાગીઆ હત ૧૮૮૨માં શેઠ પેસતનજી હોરમજી કામાજીએ સરકારને આપેલા રૂ. ૧૨૦૦૦૦ માંથી અત કામા આસપીટાલનો પાયો નામદાર ડયુક ઓફ્ કોનાટે નાખ્યો તેની ખુશાલીમાં શેઠ પેસતનજી વડા દીકરા તે મરહુમ શેઠ દોરાબજીએ એજ દીને લંડનના લોરડ મેયરને ૧૦૦ ગી ત્યાંના ગરીબોમાં વહેંચવા આપી હતી. ૧૮૫૧ માં મરહુમે નોરથ કેનસીંગટન ખા પીવાનાં પાણીનો એક ફુવારો બંધાવવાને ૧૦૦ ગીની આપી હતી. અત્રેનાં કોટનાં ધરમન દવાખાનાનાં ફંડમાં રૂપ્યા બે હજારથી વધુ રકમ આપી હતી. તેમજ બીજાં કેટલાંક પરચુટ ફંડોમાં સારી રકમ ભરી હતી. મરહુમ દોરાબજીએ પોતાનાં ધણીઆણી બાઇ ભીખાઇજી બાજપર ૧૦૫ પાઉંડ, બાવાની બાજપર ૧૦૫ પાઉંડ અને માતાજીની બાજપર ૧૦૦ ગીન મળી આશરે રૂ. ૫૭૦૦ લંડનના પુઅર બોક્ષમાં ૧૮૯૫–૯૬ માં આપયા હતા. એ મીસાલ તેવણુ દર વરસ લંડનના ગરીબોના લાભ અરથે ત્યાંના લોરડ મેયર ઉપર નાણાંન રકમ મોકલતા હતા.

મોબેદ શાપુરજી કાવસજી કડીલા રોજ ૧૨ મો માહા ૩ જાને દીને ૭૧ વરસની વરૂ ઉમરે ઉડવાડા ખાતે મરણ પામ્યા હતા. મરનાર યોઝદાથરેગરીને લગતાં ક્રીયાકામમાં બાહો હતા. મરનાર વરૂધ હોવા છતાં ઘણી અદભુત યાદદાસત ધરાવતા હતા. જનમ, લગન મરણ વગેરે ઘણા પુરાણા બનાવોની નોધ તારીખ વાર સંવત સાથે તેવણુનાં મોઢાંપર હતી એવણુ ત્રીસ વરસ સુધી પારડી ગામમાં પંથકી હતા.

સીકંદરાબાદના એક જુના અને આગેવાન રહીશ શેઠ દારાબજી ડોસાભાઇ દોટીવાળ રોજ ૨૩ મો માહા ૩ જાને દીને ૮૫ વરસની વૃદ્ધ વયે સીકંદરાબાદ ખાતે હક થયા હતા મરહુમે નામદાર નીઝામનાં રાજયમાં કસટમ્સ કમીશનરનો ઘણો મોટો અને જોખમભર્યો ઓધો ભારે જાહોજલાલી અને માનમરતબા સહીત પચીસથી વધુ વરસ સુધી ભોગવ્યે હતો. તેવણુ એટલા બધા તો મક્કમ વીચારના હતા કે ચોકસ સંજોગોસર તેવણે માસી રૂ. ૧૨૦૦ ના દરમાયાના એ મોટા ઓધાનું રાજીનામું નામદાર નીઝામની ભા નામરજી છતાં આપ્યું હતું. રાજીનામું આપવાનું કારણ એ હતું કે તે વખતના વડ વજીરે કસટમ સુપ્રીનટેનડંટની ખાલી પડેલી એક જગાપર પોતાના એક ઓળખીતા માણુસન નેમણુક કરવાને મીο દોટીવાળાને કહેવડાવયું, પણ તે માણુસ કસટમ્સ ડીપારટમેંટન કામકાજથી બીલકુલ નાવાકેફ હોવાથી તેમજ એ ખાતાંના બીજા જુના અનુભવીઓને ગેર ઇનસાફ થતો હોવાથી તેવણે સાફ ના પાડી. તેથી નામદાર નીઝામ પાસે આ બાબદ લઇ જવામાં આવી. તે નામદારે મીο દોટીવાળાની સઘળી હકીકત સાંભળી તેવણુની તારીફ કીધી પણ વડા વજીરના ટેકને ખાતર તે નામદારે પેલા નવા માણુસને આ ઓધો આપવ ફરમાવ્યું, જેથી એવણે તુરતજ પોતાના ઓધાનું રાજીનામું આપ્યું. નામદાર નીઝામે તેવણે બજાવેલી ઉમદા સેવાની પીછાનમાં મરહુમને રૂ. ૮૦૦ નું માસીક પેનશન આપ્ હતું તેમજ ૧૨ સીપાહોને તેવણુનાં મકાને સરકારી ખરચે તેવણુની ખીદમતમાં આપ્યા હતા કસટમ્સ ડીપાર્ટમેંટને નવેસરથી ગોઠવવાનું કામ મરહુમને સોંપ્યું હતું, જે કામ તેવણે ઘણીજ બાહોશી અને દુરઅંદેશીથી સર્વેના પુરતા સંતોશ વચ્ચે પાર ઉતાર્યું હતું.

શેઠ પેસતનજી હોરમજી પાટક રોજ ૪ થે માહા ૪ થાને દીને ઉતાકામંદ ખાતે મરણ પામ્યા હતા. એવણે ૧૮૬૭ માં મેટ્રીકની અને ૧૮૭૪ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી પુનાની સાયનસ કોલેજમાં જોડાઈ એલ. સી. ઈ. ની પરીક્ષા ચડતે નંબરે પસાર કરવાથી એવણને જેમસ બરકલી પ્રાઇઝ મળ્યું હતું. એ પછી ૧૮૭૭ માં જાહેર બાંધકામખાતાં મધે સરકારી નોકરીમાં જોડાયા હતા. તેવણ કનેરા ખાતે ત્રીજા ગ્રેડના એસીસટંટ એનજીનીઅર અને ૧૮૭૮ માં મરાઠી પરીક્ષા પસાર કરયા પછી અહમદનગર ખાતે બીજા ગ્રેડના મદદનીસ એનજીનીયર નેમાયા હતા. ૧૮૮૪ થી ૧૮૮૬ સુધી મરહુમ ઈંગલંડ ખાતે ખાસ ડયુટી ઉપર ગયા હતા. જ્યાંથી પાછા ફરતાં પહેલી ગ્રેડના મદદનીસ એનજીનીયર તરીકે અહમદનગર, રતનાગીરી, કનેરા, પુના, નાશીક, હેદરાબાદ અને ખાનદેશ ડીસ્ટ્રીકટોમાં ૧૮૯૧ સુધી એવણની નેમણુંક થઇ હતી, જે દરમયાન તેવણ થોડી મુદત માટે કામચલાઉ એકઝીક્યુટીવ એનજીનીયર નેમાયા હતા. ૧૮૯૧ માં મરહુમ ચોથા ગ્રેડના, ૧૮૯૩ માં ત્રીજા ગ્રેડના અને ૧૮૯૫ માં બીજા ગ્રેડના અને ૧૮૯૮ માં પહેલી પાયરીના એકઝીક્યુટીવ એનજીનીયર નેમાયા હતા. એ ઓધાની ફરજો તેવણે ખાનદેશ, રતનાગીરી અને થાણા ડીસ્ટ્રીકટોમાં ઘણી બાહોશીથી બજાવયા બાદ ૧૯૦૬ માં તેવણ રીટાયર થયા હતા. બાદ તેવણ ઈંગલાંડ ગયા હતા જ્યાંથી ઉતાકામંદ ખાતે વસવાટ કરવા માટે પાછા ફરયા હતા. ૧૮૯૧ માં એવણ મુંબઇની યુનીવરસીટીના એક ફેલો અને ૧૯૦૨-૩ અને ૪ નાં સાલોના યુનીવરસીટીની પરીક્ષાઓના એવણ એક પરીક્ષક નેમાયા હતા.

એરવદ અરદેશર જમશેદજી નાલ્લાદારૂ તે કલકતાની શેઠ બનાજીની દરેહમેહેરના મોબેદ રોજ ૫ મે માહા ૪ થા ને દીને ૫૨ વરસની વયે કલકત્તા ખાતે અચાનક મરણ પામ્યા હતા. મરહુમે તે રાતે ૧૨ વાગતેની બોય દીધી હતી અને પાછલી રાતે ગુંબજ સાફ કરયા પછી છાતીમાં દુખારો થવાની ફરીઆદ કરી હતી. પડોશમાં રહેતા ડાકટરની મદદ મળે તે અગાઉ મરહુમનો જાન તે કીરતારને સવાધીન થયો હતો.

ઇનદોરના એક જાણીતા શેહેરી શેઠ શાપુરજી આંટીયા રોજ ૧૫ મે માહા ૪ થા ને દીને ઇનદોર મધે હક થયા હતા. મરહુમે ઇનદોરના ઇજનેર તરીકે લાંબી સરકારી નોકરી કીધી હતી અને તે નોકરીથી પેનશનપર ફારેગ થયા પછી ઇનદોરનાં રાજ્યના ઇજનેર નેમાયા હતા.

ડા૦ કાવસજી નવરોજી મેહેતા રોજ ૧૭ મે માહા ૪ થાને દીને ૭૬ વરસની બુઝરગ વયે મરણ પામ્યા હતા. શરૂઆતમાં તેવણ સર જે. જે. સ્કુલમાં એક શીક્ષક તરીકે રહયા હતા. તે પછી તેવણ ગ્રાંટ મેડીકલ કોલેજમાં જોડાઇ સરસ અભ્યાસ માટે એનડરસન તથા હેરીસ સ્કોલરશીપ મેલવી. ૧૮૫૧ માં મેડીકલ કોલેજમાં તબીબો અને વીદયારથીઓ સનમુખ તેવણે "મરદોના હીસટીરીયા" તથા "ટાઇફોઈડ તાવ" ના કેસો વીશે એક નીબંધ વાંચ્યો હતો. સને ૧૮૫૭ માં તેવણે જી. જી. એમ. સી. નો ડીપલોમા મેળવયો હતો. તેવણને મુંબઇ સરકારે પોતાનાં તબીબી ખાતાંમાં ઓધો આપવાની માગણી કરી હતી, પણ તે આભાર સહીત ના પાડી, તેવણ ખાનગી ધંધામાં પડયા હતા. કોટનાં ધરમનાં દવાખાનાના ઓનરરી તબીબ તરીકે ૧૮૬૦ માં કામ ચલાવયું હતું. ૧૮૭૪ માં "હુલડ બાબે નોધો અને વીચારો" એ વીશય ઉપર તથા ૧૮૭૭ માં "કોલેરા વીશે નોધ—તેને કેમ તજવો તથા અટકાવવો" એ બાબદ ઉપર તેવણે ઈંગ્રેજી ચોપાન્યાં છપાવયાં હતાં. ૧૮૮૦ માં તેવણે "હીંદુસતાનમાં દુકાળથી જાહેર સુખાકારી ઉપર અસર" એ બાબે સઉથી સરસ રેસાલો લખવા માટે શેઠ ડોસાભાઇ હોરમસજી કામાવાળું પ્રાઇઝ

મેળવયું હતું. વળી એજ સાલમાં તેવણે જ્ઞાન પ્રસારક મંડળી તરફથી "દવાદારૂ વીશે સાધારણ ભુલો" અને ૧૮૮૪ માં "બહીનો રોગ, તેનો અટકાવ તથા ઇલાજ" એ વીશે તેમજ મરકીની શરૂઆતમાં મરકી વીષે ડા. હેચનાં પ્રમુખપણાં હેઠળ ભાશણો આપ્યાં હતાં. તેવણ મુંબઇની યુનીવરસીટીના એક ફેલો અને સુલેહના એક અમલદાર હતા. ૧૮૫૦ માં સ્થાપાયલી ગ્રાંટ કોલેજ મેડીકલ સોસાયટી" તરફથી મરહુમે ૧૮૫૯ નાં સાલમાં મુંબઇની "રીમીટંટ" યાને આંતરીયા તાવના ઉપાયો વીશે, ૧૮૬૧ માં "ઘણો દારૂ પીધાથી થયલાં કલેજાનાં દરદનો એક દાખલો" એ વીશે તથા ૧૮૬૫ માં "કલેજું પાકીને ફેફસાંમાં ફુટવાનો એક દાખલો" એ વીશે ઈંગ્રેજી ભાશામાં નીબંધો રજુ કીધા હતા.

મરહુમ શેઠ રૂસતમજી ધનજીભાઇ તલાટી ૫૮ વરસની વયે રોજ ૧૯ મો માહા ૪ થા ને દીને મોમબાસામાં મરણ પામ્યા હતા. એવણ પેહલવહેલા જંગબારમાં ૧૮૭૫ માં ગયા હતા અને ૧૮૭૭ સુધી બરીટીસ ઇનદીઆ સ્તીમ નેવીગેસન કું. ના એજન્ટને ત્યાં કલારક તરીકે રહયા હતા. તાર બાદ એવણના ભાઇ શેઠ પેસતનજીની સાથે વેપારમાં જોડાયા હતા. ૧૮૮૮ માં જનજીબારની કાઉનસલ જનરલની ઓફીસમાં જડજની કોરટમાં ઇનટરપીતરનું કામ તથા કોરટનું કામ કેવી રીતે ચાલે છે તે જોવા રાખ્યા હતા. એ પછી મરહુમને સર જીઓરજ મેકેનજી મોમબાસામાં લેઇ ગયા ને પોસટ ઓફીસનો ચારજ આપીયો ને સરકારી કાગજ પતરનાં રેજીસટર કરવા રાખીઆ હતા. ૧૮૯૦ માં બરીટીસ કોરટના કલારક તરીકે અને જુદીસીઅલ દીપારટમેન્ટમાં મરણ સુધી રહયા હતા. મરહુમનાં મરણ વીસે નાઇરોબી ખાતે પ્રગટ થતા ગવરમેન્ટ ગેજેટ ઓફ ધી ઇસટ આફ્રીકાના તા૦ ૧૫ મી જાનેવારીના અંકમાં નોંધ લઇ દલગીરી દેખાડવામાં આવી હતી. મોમબાસામાં પારસી વસ્તી વધવાથી આરામગાહની જગાની જરૂર જણાવાથી મરહુમ શેઠ રૂસતમજીએ પોતાની જગા અંજુમનને ભેટ આપી હતી તથા ધરમનાં મકાન તથા સામબામાં એવણે બનતી મદદ આપી હતી. મરહુમનાં મરણથી મોમબાસાની પારસી અનજુમને એક અકાબર ખોયો છે. ઇસટ આફ્રીકાના જંગબાર તથા મોમબાસામાં પેહેલવેહેલાંજ તલાટી ખાનદાનનાં બાનુઓ આવી રહયાં હતાં.

ડા૦ જમશેદજી ફરામજી કોલાપુરવાલા રોજ ૨૦ મો માહા ૪ થા ને દીને ૫૬ વરસની વયે પુણા ખાતે મરણ પામ્યા હતા. એવણનો જનમ કોલાપુરમાં મારચ ૧૮૫૪ માં થયો હતો. એવણે ૧૮૬૮ માં પુણા હાઇ સ્કુલમાં દાખલ થઇ ૧૮૭૨ માં મેટ્રીકયુલેશનમાં પાસ થઇ ૧૮૭૭ માં એલ. એમ. એંડ એસ. ની છેહલી પરીક્ષા પસાર કીધી હતી. જાનેવારી ૧૮૭૮ માં પુનામાં તબીબી પ્રેકટીસ કરવાની શરૂ કરવા પછી સપ્ટેમ્બર ૧૮૮૦ માં સધરન મરાઠા કનત્રીમાં કુરૂંદવાડના ચીફ તબીબી સલાહકાર તથા કુરૂંદવાડ સટેટ મેડીકલ ડીસપેનસરીના મેડીકલ ઓફીસર નેમાયા હતા. ૧૮૮૩ માં એઓના ભાઇ શેઠ નશરવાનજી ફરામજી કયાની સાથે યુરોપના કોનટીનેનટમાં પ્રવાસ કરી ઈંગલંડ ગયા હતા. ૧૮૮૪ માં એડીનબરગની એલ. આર. સી. એસ. ની તથા લંડનની એલ. આર. સી. પી. ની પરીક્ષાઓ પસાર કરી બંને ડીપલોમાં મેળવ્યા હતા. અકટોબર ૧૮૮૪ માં કુરૂંદવાડ પાછા પોતાના ઓધા ઉપર આવ્યા હતા. ૧૮૮૯ માં કુરૂંદવાડના ચીફ તથા કોલાપોર અને સધરન મરાઠા કંત્રીના પોલીટીકલ એજંટોની ઉંચી સરટીફીકેટો મેળવીને પોતાનો ઓધો છોડી પુનામાં પાછી તબીબી પ્રેકટીસ કરવા માંડી હતી. ૧૮૯૭-૯૮ માં બીજા પારસી ડાકટરો જોડે પુનાની પારસી પલેગ હોસપીટલમાં પોતાની સેવા અરપણ કરી હતી, જેની પીછાનમાં પુનાના જરથોસતીઓએ એઓને એક રૂપાના કાસકેટમાં માનપત્ર આપયું હતું.

શેઠ રતનજી નાનાભાઈ બોઇસ રોજ ૩૦ મો માહા ૪ થા ને દીને ૪૫ વરસની વયે મરણ પામ્યા હતા. મરહુમે મુંબઇમાં મેત્રીક સુધીની કેળવણી લઇ ૧૮૮૬ માં પોતાના ભાઇઓ સાથ દારૂના તથા કંત્રાકટના વેપારમાં જોડાઇ ખાસ પેહેડીઓ બેલગામ, મુંબઇ તથા કલકત્તામાં સથાપી તેની શાખાઓ રાવલપીંડી, લાહોર, ઉપરાંત હીંદુસ્તાનના ઘણાં ખરાં મોટાં લશકરી મથકોએ કાહડી હતી. એવણ બેલગામની અંજુમનના સેક્રેટરી તથા ટ્રેઝરર હતા. એવણ ૧૯૦૩ માં યુરોપ ફરવા ગયા હતા, ત્યાં લગભગ તેર માસ રહયા હતા. તે પછી મરણની આસરે પાંચ દીવસ ઉપર મુંબઇ આવ્યા હતા અને મોટારકારનો અકસ્માત એવણને થવાથી એવણ કમનસીબ સંજોગ વચ્ચે મોતને શરણ થયા હતા. તેઓ ગરીબ પારસીઓ તરફ સગા સનેહીઓ તરફ હંમેશા માનની નજરથી જોતા હતા અને તેઓને પોતાથી બનતી દરેક મદદ ચુપચુપ પોતાના ભાઇઓ સાથ કરતા હતા.

આપણાં શહેરનાં જાણીતાં બાનુ બાઇ ડોસીબાઇ કાવસજી જસાવાલા રોજ ૧ લો માહા ૫ માને દીને ૭૮ વરસની વયે મરણ પામ્યાં હતાં. મરનારે આગલા વખતમાં પણ ઈંગ્રેજી કેળવણી સંપાદન કીધી હતી, તેમજ યુરોપની અને દુનયાની મુસાફરી કરનાર પહેલાંજ પારસી બાનુ તરીકે કીરતી મેલવી હતી. નામદાર મરહુમ શહેનશાહ એડવરડ તથા શહેનશાહ-બાનુની મુલાકાતનું માન મેળવી પોતાની છેલ્લી મુસાફરી વેળા એવણે ઝવાહીરથી મઢેલી એક કીંમતી તોપી તે નામદારને ભેટ કરી હતી. ૧૯૦૯ માં દુનયાની ચોથી વારની મુસાફરીએ તેઓ ગયાં હતાં. નામદાર મહારાણી વીકટોરીયા, રોમના પોપ તથા યુરોપના રાજકરતા-ઓની મુલાકાતનું માન મેલવ્યું હતું. તેઓએ પોતાની જીંદગીનું વરતાંત લખ્યું છે. પહેલું પેરીસ એકઝીબીશન થયું હતું તયારે બાઇ ડોસીબાઇ પેરીસ હતાં અને પ્રદરશનવાળી જમીનપરથી ઉરાડવામાં આવેલાં બલુનમાં બેસીને તેવણે મુસાફરી કીધી હતી. તેવી હીમત દેખાડવા માટે તેવણને પ્રદરશન કમીટીએ સોનાનો એક ચાંદ ભેટ આપયો હતો.

શેઠ સોરાબજી શાપુરજી તારાપોરવાળા રોજ ૨ જો માહા ૫ માને દીને ૭૭ વરસની વયે તારાપોર ખાતે મરણ પામ્યા હતા. એવણ જવહાર સંસથાનના માજી દીવાન મરહુમ શેઠ કુંવરજી શાપુરજી પ્રધાનના ભાઈ થતા હતા. મરનાર તારાપોરનાં " સીલોતરીયા " ખાનદાનના હતા. મરનારે તારાપોરનું હાલનું દોખમું બંધાયું તે વખતે તથા દોખમા તરફ જવાનો એદલજી આલબલેસ રોડ બંધાયો તે વખતે તેનાં કામકાજ ઉપર દેખરેખ રાખવામાં ઘણી ઉલટથી ભાગ લીધો હતો. ગુજરાતી ઉપરાંત ઉરદુ અને ફારસી ભાષાનું એમનું ગ્નાન સારૂં હતું.

શેઠ કાવસજી એદલજી મોદી રોજ ૪ થો માહા ૫ માને દીને ૬૩ વરસની વયે સુરત ખાતે મરણ પામ્યા હતા. મરનાર એક સ્વતંત્ર જાગીરદાર હતા અને યુનીવરસીટીના એક જુના એફ. એ. હતા. મરનાર ગ્રહસથ મોદી ખાનદાનના નબીરા હોવાથી સુરતની પારસી કોમમાં ઘણા જાણીતા હતા અને તેમનાં મરણથી તેઓમાં શોકની લાગણી ઉપજી હતી. મર-હુમનું ઉઠીયાણું ત્યાંની પંચાતની ધરમશાળામાં થયું હતું, જે વેળા બેહેદીનો તથા મોબેદોની મોટી મીજલસ ભેગી મલી હતી. વળી મોદીજી સાહેબનાં ઘર આગળ સુરતના જાણીતા હીંદુ શરાફો, વેપારીઓ, વકીલો વીગેરે પણ મોટી સંખ્યામાં હાજર હતા. બહારગામથી પણ કેટલાક સાહેબો મીજલસમાં ભાગ લેવા આવયા હતા જેમાં મુસલમાનો તથા વોરા ગ્રહસથો પણ હાજર હતા.

સેંટ ઝેવીઅર કોલેજના માજી ક્રીકેટ કેપટન ફરામરોજ દારબશા પ્રીનટર રોજ ૧૦ મે માહા ૫ માને દીને ૨૭ વરસની જવાન વયે ગુજર પામયા હતા. મરનારે ૧૯૦૯ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી મેસરસ જહાંગીર અને સીરવાઇ સોલીસીટરની આફીસમાં આરટીક્લ કલારક તરીકે કામ કરતા હતા. મરનારને છેલ્લો સેજદો કરવા એક ઘણી મોટી મીજલસ ભેગી મળી હતી કે જેમાં સેંટ ઝેવીઅર કોલેજના પ્રોફેસર ફાધર ડેગન પણ હાજર હતા.

ચીનના એક જાણીતા પારસી વેપારી શેઠ કેખશરૂ અરદેશર ચીનાઇ રોજ ૧૯ મે માહા ૫ માને દીને મુંબઇ ખાતે ૫૬ વરસની વયે હક થયા હતા. પોતાના પીતાની પહેડીમાં તેવણ તેમના એક ભાગ્યા હતા. શેઠ કેખશરૂએ ૧૮૭૨ માં અત્રેની મેત્રીકની પરીક્ષા પસાર કરવા પછી મરહુમ શેઠ નસરવાનજી માણેકજી પીટીટ હસ્તકની 'ઓરીયેનટલ મીલની ઓફીસમાં નોકરીએ રહયા હતા. એવણ ૧૮૮૫ માં પહેલ વહેલા ચીન ગયા હતા અને સુતરના તથા બીજા વેપારમાં પોતાના નાના ભાઇ શેઠ જમશેદજી સાથ વેપાર કરતા હતા. ત્યાંથી એવણ વખતો વખત અતરે પાછા ફરતા હતા. એ મુજબ ૧૯૦૬ સુધીમાં એવણે ચાર વખત ચીનની મુસાફરી કીધી હતી. મરનાર એક ચુસ્ત ફ્રીમેશન હતા અને હાંગકાંગની સધરન ચાયના લોડજના જુના મેસન તથા અત્રેની રાઇઝીંગ સન, ઇસટરન સ્ટાર, હીસલ વગેરે લોડજોના સભાસદ હતા. એવણ અત્રેની ફોરટ પ્રેસ કંપનીના એક ડાયરેકટર તથા કેટલીક જીનીંગ ફેકટરીઓના એજંટ હતા. છેલ્લાં ચાર વરસ થયાં તેવણ હાંગકાંગની પહેડીનો ચારજ પોતાના ભાઇ તથા બેટાઓને સોંપી રીટાયર થઇ અત્રે આવી એકાંત જીંદગી ગુજારતા હતા.

બાઇ પીરોજબાઇ તે સુરતના જાણીતા વકીલ ખા૦ બા૦ બરજોરજી નશરવાનજીનાં ધણીયાણી રોજ ૨૪ મે માહા ૫ માને દીને ૬૩ વરસની વયે સુરતમાં મરણ પામ્યાં હતાં. મરહુમ ત્યાંના એક આગલા વતની મરહુમ ડા૦ બરજોરજી દોરાબજી કુપરનાં વડાં બેટી થતાં હતાં. ડા૦ બરજોરજીએ કેટલાંક વરસો ઉપર પોતાના તબીબી ધંધામાંથી ફારેગ થઇ સહ કુટુંબ વીલાયત જઇ લાંબો વખત સુધી વેપાર માટે ત્યાં વસવાટ કીધો હતો અને પોતાનાં બચ્ચાંઓને એજ દેશની કેળવણી આપી હતી. મરહુમ પીરોજબાઇનો જનમ ઇંગલાંડમાંજ થયો હતો અને તેવણ ઇંગલીશ બાનુની કેળવણી અને તરબીએત પામ્યાં હતાં. તેઓ અંગ્રેજી ઉપરાંત ફ્રેંચ ભાષાનું જ્ઞાન ધરાવતાં હતાં.

શેઠ જમશેદજી કાવસજી મનીજેહ રોજ ૨ જો માહા ૬ ઠાને દીને સીકંદરાબાદ ખાતે મરણ પામ્યા હતા. મરહુમની ખરી અટક દાજી હતી પણ ૧૮૬૬ માં ઇરાની નાટક બેજન મનીજેહમાં એવણે બજવી બતાવેલો મનીજેહનો પારટ પછી મરનાર જમસુ મનીજેહનાં નામે ઓળખાતા હતા. મરનારની નાટકી શકતી ઘણી અસાધારણ તથા એકટીંગ ઘણી કોમીક અને ધ્યાન ખેંચનારી હતી. એવણ મળતાવડા સ્વભાવના તથા હસમુખા હતા. પણ એવણનાં ધણીયાણીનાં મરણ બાદ અને એવણના એકપુરા દીકરાના બેહસતનશીન થવા પછી મરનારને કોલાબાની દીવાનશાળામાં રાખવામાં આવ્યા હતા. ત્યાંથી થોડા વખતમાં સાજા થઇ મરહુમ બહાર આવ્યા હતા. એ પછી શેકસપીયર તથા જાણીતા નાટકોમાંથી ચોકસ "સોલીલોકવી" એ મોઢે કરી રાજાઓના તથા મોટા મેળાવડાઓમાં નાટકી ઢબે બોલવા લાગયા. આપણા માજી વાઇસરાય લોરડ કરઝને તો એવણે લોરડ કરઝનનીજ "સપીચ" માંથી એક લંબાણ અને અસરકારક ફકરો પુરતી અદાથી બોલી જવા માટે તેઓને પોતાની પાસે બોલાવી શેકહેંડ કરવાનું માન આપયું હતું.

નવસારીવાળા દેશાઇ પેસ્તનજી ખરશેદજી રોજ ૧૦ મે માહા ૬ થાને દીને ૯૦ વર સની બુઝર્ગ વયે નવસારી ખાતે મરણ પામ્યા હતા. મરહુમે ઘણી ઉંચી કેળવણી લીધી નહી હતી, તોપણ પોતાની બાહોશી તેમજ અદભુત યાદદાસ્ત શક્તીને લીધે સરકાર દરબારમાં તેમજ લોકોમાં ઘણું માન મેળવવા પામ્યા હતા. ત્યાંની પારસી અંજુમનને લગતા દરેક સવાલોમાં તેવણની હમેશાં સલાહ લેવામાં આવતી હતી. તેવણે અંજુમનની ઘણી સારી સેવા બજાવેલી હોવાથી છેલ્લાં ૧૦ વરસ થયાં મરહુમ તેના અકાબર હતા. વલી દસ્તુર મહેરજીરાણા ખાનદાનના ગાદીવારસ છેલા દસ્તુર કેકોબાદજીથી મરહુમ દસ્તુર દારાબજી સુધીના વડા દસ્તુરજીઓના એઓ ખાસ સલાહકાર હતા. મોગલ, મરાઠા તથા પેશવા વગેરેની તવારીખ તો ગોયા મોહોડે રમી રતી હતી. મરહુમ દેશાઇજી રાજદવારી બાબદમાં પણ ઘણા કુશલ હતા અને તેથી ગાયકવાડ સરકારના મોહોટા અમલદારો કે જાહેર પુરૂસોના સંબંધમાં આવતા તેઓને મરહુમને માટે ઘણો સારો વીચાર બેસ્તો હતો. નવસારીના કામચલાઉ દસ્તુરજી ફરામજી કેકોબાદજીની દરખાસ્ત પરથી મરહુમનાં ઉઠમણાંની ક્રિયામાં ભાગ લેવા મુંબઈથી દસ્તુરજી કેખશરૂ વગેરે ઘણા લોક ગયા હતા. ક્રિયા પુરી થવા પછી મરહુમનું નામ જાહેર ભણતરોમાં લેવાનો ઠરાવ ત્યાંની અંજુમને કરયો હતો. એ પછી દસ્તુરજી ફરામજીએ મરહુમ દેસાઇજી પેસ્તનજીની જગાએ વડા દેશાઇજી તરીકે દેશાઇજી નવરોજજી મનચેરજી હોરમસજીને અંજુમન તરફથી શાલ ઓઢાડતાં આગલા દેશાઇઓ જે રીતે અંજુમનની સેવા બજાવતા હતા તેજ પ્રમાણે બજાવવા જણાવયું હતું, જેના જવાબમાં દેશાઇજીએ અંજુમનની સેવા પોતાના નયાગાનોને પગલે ચાલી બજાવવાની ખાએશ દેખાડી હતી.

અમદાવાદના જાણીતા શેહેરી અને મીલ એજંટ શેઠ સોરાબજી દીનશાહજી કરાકા રોજ ૨૪ મો માહા ૬ ઠા ને દીને અમદાવાદ ખાતે મરણ પામ્યા હતા. મરનારે ગયાં બે વરસથી રૂના ભાવ ચહડી જવાથી મીલ મજુરોનું હીત હયડે ધરી કેટલોક વખત સુધી પોતાનું કમીશન પણ લીધું નહતું. એવણ દરેક જરથોસતી કામમાં સારો ફાળો આપતા અને છુપી સખાવતો પણ કરતા. કેટલાંક વરસો સુધી તેઓ જરથોસત સાહેબનો દીસો પોતાના મીત્ર મંડળ સાથે પોતાને ખરચે ઉજવતા. મરનાર હાડવઇદનું કામ મુફત કરતા હતા. તે ઉપરાંત અમદાવાદની સીવીલ આસપીટલમાં ઓઢવાના બીછાના અને હાથમાં પકડવાની ઘોડીઓ અને ખોરાક પુરો પાડતા અને દરદી આસપીટલમાંથી બહાર પડે તયારે તેને પઇસા અને કપડાંની પણ મદદ કરતા હતા. પોતાની મીલોમાં પારસી છોકરાઓને કામે લગાડી તેઓને પગાર આપી બપોરના પોતાની તરફથી ખવાડી મીલનું કામ શીખવતા, અને તેઓની મીલમાંથી કામ શીખી બહાર પડેલા પારસી છોકરાઓ આજે સારો પગાર મેળવે છે.

દસ્તુર મુલ્લાંફીરોઝ ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાના ગયા શેહેવર મહીનામાં અજમેર ખાતે મરણ પામ્યા હતા. એવણ મઉના બુઝોરગ દસ્તુરજી ખુરશેદજીના બેટા અને પુનાના વડા દસ્તુરજી સરદાર કેકોબાદના તેમજ સીકનદરાબાદના વડા દસતુરજી ખુરશેદજી બેહેરામજીના મામાના દીકરા થતા હતા. પોતાના બુઝોરગવાર સુરબીઓને રૂડે પગલે ચાલી ત્યાંની અંજુમન તેમજ સરવ ગ્નાતોમાં મોટું માન પામેલા હતા અને મરહુમનાં ઉઠમણાની મીજલસમાં અજમેર ઉપ્રાંત નસીરાબાદ, બીઆબર, કીસનગઢ વગેરે દુર વેરથી જરથોસતી સાહેબોએ હાજરી આપી હતી. કીયા પુરી થવા પછી શેઠ કુંવરજી નવરોજજી કલ્યાણીવાળાએ ઘટતા શબદોમાં મરહુમની સતુતી કરી હતી અને ત્યાં થતી ધારમીક કીયાઓમાં મરહુમનું નામ લેવાનો ઠરાવ થયો હતો.

શેઠ મેરવાનજી માણેકજી દીનશાહ ખંભાતા બી. એ. રોજ ૮ મે માહા ૭ માને દીને ૩૨ વરસની વયે સીંધ હેદરાબાદ ખાતે મરણ પામ્યા હતા. મરનાર સીંધ હેદરાબાદના મામલતદાર હતા. એવણ અચ્છા સપોરટસમેન હતા. બે વરસ આગમજ કરાંચીના આસીસટંટ સીટી માજીસ્ટ્રેટ તરીકે તેવણ નેમાયા હતા. તેવણ કેટલીક ભાષાઓ જાણતા હતા અને સીંધી ભાષા ઘણી સરસ બોલતા હતા.

બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ માણેકજી રતનજી પટેલ સીગણપોરીયાનાં ધણીઆણી રોજ ૧૨ મે માહા ૭ માને દીને ૮૧ વરસની ઉંમરે સુરત નજદીકના સીગણપોરમાં બેહેસતનશીન થયા હતાં. મરનાર બાઇ પોતાના મરહુમ ધણીના જેવીજ સખાવતની લાગણી પોતાની કોમ તરફ રાખનાર હતાં. તેઓ છુપી રીતે તંગીમાં આવી પડેલાંઓને મદદ કરતાં હતાં. મરનારે વેસુમાં એક અગીયારી બંધાવી તેમજ ગામમાં ઘણાજ સખાવતનાં કામો કરી ગરીબો પ્રતયેની દીલસોજી બતાવી પોતાની પાછળ સારી નેકનામી મેલી ગયાં છે.

શેઠ બેહેરામજી એચ. જે રૂસતમજી રોજ ૭ મે માહા ૮ માને દીને ૪૨ વરસની વયે મરણ પામ્યા હતા. કરાંચીના મરહુમ શાહ વેપારી શેઠ હોરમસજી જે. રૂસતમજીના આ બેટા દારૂના વેપારમાં પડેલા હતા. મુંબઇના દારૂવાળાઓની મંડળીના સેક્રેટરી તરીકે મરહુમે તેની અમુલ્ય સેવા બજાવી હતી. ગયા મારચની આખેરીએ નીકળેલા નવા સરકારી હુકમોના સંબંધમાં સરકારને અરજી કરવાનું મંડળીની સભાએ નકી કરેલું હોવાથી તેવણ તેના સંબંધમાં તપાસ કરવાને મોફસીલમાં ગયા હતા. ત્યાં તેવણને લુ લાગવાથી થોડાક દીવસની માંદગી ભોગવી મુંબઇ મધે મરણ પામ્યા હતા. મરહુમે બે વખત વેલાતની સફર કીધી હતી.

શેઠ હીરજીભાઇ પેસતનજી વાડયા રોજ ૭ મે માહા ૮ માને દીને ૫૬ વરસની વયે મુંબઇમાં મરણ પામ્યા હતા. મરહુમે ૧૮૭૨ માં મેટ્રીકયુલેશનની, તથા ૧૮૮૦ માં બી. એ. ની અને ૧૮૮૮ માં એલ. એલ. બી. ની પરીક્ષાઓ પસાર કીધી હતી. એજ વરસના મે મહીનામાં તેવણે હુરવતાત અને અમેરેતાત વીશેના પ્રોફેસર ડારમેસટેટરનાં ફ્રેંચ લખાણોનો ટીકા સહીત ઈંગ્રેજીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક બાહેર પાડયું હતું. તેવણે શરૂઆતમાં એક શીક્ષક તરીકે તથા અત્રેની સેક્રેટરીયેટમાં સરકારી નોકરી કરી હતી અને ત્યાર બાદ તેવણ નામદાર પહેલા ગાયકવાડ મહારાજાના ખાનગી નયુસપેપર રીડર તરીકે નેમાયા હતા. એ પછી એવણ ૧૮૯૮ ની તા૦ ૨૧ મી એપ્રેલે વડોદરાના સરકીટ જડજ અને ૧૯૦૦ ની તા૦ ૨૭ મી જાનેવારીએ વડોદરા રાજ્યના અમરેલીના જડજ નેમાયા હતા. એવણ એજ રાજ્યમાં મરણ સુધી નોકરીએ હતા. મરનાર એક અચ્છા અભયાસી તથા સકોલર હતા. મરણની થોડો વખત અગાઉ મુંબઇ આવી વેસાવા ખાતે હવા ફેરબદલ કરવા ગયા હતા જ્યાં મરણ પામ્યા હતા.

શેઠ અરદેશર ફરામજી ઉનવાળા સોલીસીટર રોજ ૨૧ મે માહા ૮ માને દીને ૪૫ વરસની વયે મરણ પામયા હતા. મરહુમે ૧૮૭૭ માં મેત્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી એલફીન્સ્ટન કોલેજમાં કેળવણી લઇને ૧૮૮૩ માં બી. એ. થયા હતા. તે પછી મેસરસ ક્રાઉન અને મેયર સોલીસીટરોની પેહેડીમાં આરટીકલ્ડ કલારક તરીકે રહી ૧૮૯૦ માં સોલીસીટરની પરીક્ષા પસાર કીધી હતી. શરૂઆતમાં થોડોક વખત સોલીસીટર તરીકે પોતે એકલો ધંધો ચલાવયા પછી એવણ મી૦ જનારધન સોલીસીટર સાથે જોડાયા હતા અને મી૦ જનારધન રીટાયર થવા પછી મી૦ પીરોજશાહ સોલીસીટર સાથે મરનારે એક નવી

પેહેડી કહાડી હતી, જે પેહેડી મેસર્સ ઉનવાળા અને ફીરોઝશાહનાં નામે ઓળખાતી હતી અને એવણ છેવટ સુધી એ પેહેડીના એક ભાગીયા હતા. ૧૮૯૪ થી મુંબઇની મ્યુનીસીપલ કારપોરેશનમાં કર ભરનારાઓ તરફથી અને પાછળથી ૧૯૦૪ માં સરકાર તરફથી નેમાઇને તેવણ કારપોરેશનમાં ૧૩ વરસ વેર બેઠક ધરાવતા હતા. કેટલોક વખત થયો મરનાર બીમાર ચાલ્યા કરતા હતા અને મરણને દીવસે છાતીમાં દુખારો થવાની ફરીયાદ કીધી. તુરતજ તબીબી મદદ લેવામાં આવી, પણ હરદય અચાનચ બંધ પડી જવાથી તેવણનું મરણ નીપજ્યું હતું. મરનાર ઘણા મોજીલા અને રમતગમતોના શોખીન હતા અને પોતાની જવાનીમાં શેકસપીયરના નાટકોમાં એમેચ્યુર એકટર તરીકે ભાગ લીધો હતો.

શેઠ રતનશાહ બરદેશર ચીનાઇ રોજ ૨૩ મો માહા ૮ મા ને દીને ૩૬ વરસની વયે આકોલા મધે મરણ પામ્યા હતા. એવણે અત્રેની વીલસન કોલેજમાં કેળવણી લઇ ૧૮૯૯ માં આપણી યુનીવરસીટીની પદવી બીજા વરગમાં મેળવી હતી અને તે સાથ રોમન લૉ હીસટરી અને જુરીસપરૂડનસની પસંદગીની બાબદો તરીકે લીધી હતી. તેવણ કાયદાનો અભ્યાસ કરી બીરારના મેહેસુલખાતાંમાં નોકરીએ જોડાયા હતા અને મરણ વેળા આકોલા ડીસ્ટ્રીકટ અને મેહેસુલખાતાંના સારા ઓધા ઉપર હતા અને વધુ ચહડતો ઓધો મળવાની આશા બતાવતા હતા. તેમને શરૂઆતમાં 'લુ' લાગ્યો હતો અને તેમાંથી પેટ વીકાર થઇ તેમનું મરણ નીપજ્યું હતું. મરનાર મીં૦ રતનશાહનાં લગન થોડા દીવસ પછીના બેહેરામ રોજે રાજકોટવાળા મીં૦ આંટીયાનાં બેટી સાથે ઠરાવ્યાં હતાં અને તે માટે અત્રેનો આલબલેસ બાગ પણ લખાવ્યો હતો અને તેવણ થોડુંકમાં રજા લઇ અત્રે શાદી માટે આવનાર હતા. તેટલાં માઠાં ભાગ્યે મરણ નીપજ્યું હતું.

અમદાવાદથી ૧૮ કોશ ઉપર આવેલાં સાદરા રાજ્યના પબલીક પ્રોસીક્યુટર શેઠ રૂસ્તમજી હોરમસજી માવજી રોજ ૨૬ મો માહા ૮ માને દીને ૫૭ વરસની વયે મરણ પામ્યા હતા. મરનારનો જન્મ મુંબઇમાં ૧૮૫૩ માં થયો હતો. મરનારે અત્રેની સર જમશેદજી જીજીભાઇની સ્કુલમાં મેત્રીક્યુલેશન સુધીની કેળવણી લીધી હતી. એવણ પ્રથમ શેઠો નશરવાનજી નાનજી તથા બરજોરજી સંજાનાની માલેકીની ચંદનવાડી હાઈ સ્કુલમાં એક શીક્ષક તરીકે જોડાયા હતા જે છોડી એવણે પોતાના ભાઇ શેઠ જમશેદજી સાથ કાલબાદેવી ઉપર ધી લીટન હાઇ સ્કુલ સ્થાપી હતી, જે ત્રણેક વરસ વેર ચાલ્યા પછી મજકુર શેઠ સોરાબજી તાવરનવાળાની "બોંબે હાઇ સ્કુલ" સાથે જોડાઇ ગઇ હતી તે વેળા મરહુમ શેઠ રૂસતમજી ખાનગી રીતે કાયદાનો અભ્યાસ કરતા હતા. તેવણ સાદરા ખાતે ડીસ્ટ્રીકટ પલીડર તરીકે ગયા હતા. એજ મથકે તેવણે વકીલ તરીકે ૨૮ વરસ વેર પોતાની જીંદગીના અંત સુધી ધંધો ચલાવ્યો અને સાથે સાથે ત્યાંના પબલીક પ્રોસીક્યુટર પણ હતા. તેવણ મહીકાંઠા ડીસ્ટ્રીકટમાં સારૂં માન ધરાવતા હતા. તેવણને અચાનક લકવાની અસર થવાથી હારટ બંધ પડતાં તેવણનું મરણ નીપજ્યું હતું અને તે વીશેની ખબર પડતાંજ સાદરાની સરકારી ઓફીસો તથા જાહેર ખાતાંઓ તેમનાં માનમાં બંધ રાખવામાં આવ્યાં હતાં. તેમની લાશને રાજાના હથીયારબંધ ચોકીદારો સાથ અમદાવાદ લાવી ત્યાંને દોખમે ચહાવવામાં આવી હતી.

એરવદ બેરામજી ખરશેદજી દોરડી રોજ ૩૦ મો માહા ૮ માને દીને ૮૬ વરસની વયે નવસારી ખાતે મરણ પામ્યા હતા. મરહુમ નવસારીમાં તેમજ મુંબઇ વગેરેના પારસીઓમાં પોતાની દીનદારી, જાહેર હીમત, સ્વતંત્ર ખવાસ, તથા કોમ સેવા માટે જાણીતા થયલા અથોરનાન હતા. મરનાર પોતાની જાતી બાહોશીથી આપ બલે વધી સારી નામના મેળવી

હતી. મરહુમનો જનમ નવસારીમાં થયો હતો અને ૧૩ વરસની વયે મુંબઇમાં આવી નાના વેપારથી વધી મોટાં કંટ્રાક્ટો બીજાઓ સાથ લેવા માંડયાં હતાં. તેમાં સારી પુંજી મેલવી તેનો સારો ભાગ કોમહીતકારી કારયોમાં ખરચ્યો હતો. પારસી ધરમ અને સંસારના સવાલોમાં પોતાના વિચારો દરસાવનારી ચોપડીઓ છપાવી મુફત વેંહચતા હતા. એવણે ૧૮૯૨ માં આજના પારસી, તેઓનો ધરમ અને સંસાર નામનું ચોપાન્યું બાહાર પાડયું હતું. એ પછી જરથોસતી કોમને એક અપીલ એ નામનું પુસતક લખ્યું હતું જે બઝમે રૂઝે અહુરમઝદની મંડળીએ પોતાને ખરચે ૧૯૦૩ માં પ્રગટ કીધું હતું. વળી મરહુમે જરથોસતી ધરમ વી. પુનરજનમ એ નામનું પુસતક અને પોતે એકઠી કીધેલી ગુજરાતી કહેવતોનો "કહેવત સંગ્રહ" એ નામે ચોપડી બાહેર પાડી હતી. નવસારીમાં સ્કુલ ઉઘડવા પછી ત્યાંની કેળવણીમાં મરનાર બહુ ઉલટ લેતા હતા અને ત્યાં લાયબ્રેરી સ્થાપવા માટે મરનારે મરહુમ દસતુર પેહેલા મહેરજીરાણાના ખાનદાનવાળા સાથે ઉલટભરયો ભાગ લઇ તેમાં પોતાના સંગરહમાંથી ૨૨૯ ચોપડીઓ ભેટ આપી હતી અને વખતો વખત ચોપડીઓની ભેટ આપતા હતા. થોડો વખત સુધી એ લાયબ્રેરીના નવસારીમાં સેક્રેટરી તરીકે હતા. મરનારની ચંચળ બુધી અને પ્રમાણીક નીશટાને લીધે ઓળખીતાઓના કજીઆ એઓની લવાદી ઉપર સોંપાતા અને બંને બાજુવાળા સંતોશ પામે એવો તોડ કહાડી આપતા હતા. નવસારીની જ્ઞાન પ્રસારક મંડળી તથા નવસારીની બઝમે રોઝે અહુરમઝદની સ્થાપનામાં મરહુમનો પણ હાથ હતો. મરનારે ભગર અંજુમનનાં કામોમાં બહુ ઉલટ લઇ તેને લગતા દરેક સવાલોમાં આખી જીંદગી સુધી ભાગ લીધો હતો.

સુરતનાં જાણીતાં ફ્રેઝર ખાનદાનનાં બાઇ પીરોજબાઇ રોજ ૫ મે માહા ૯ માને દીને ૮૯ વરસની વયે સુરતમાં મરણ પામ્યાં હતાં. મરહુમ બાઇના ધણી મરહુમ ખા૦ બા૦ બરજોરજી મેરવાનજી ફ્રેઝરે સુરતના તે વેળાના કલેકટર સર ટી. સી. હોપના અમલ વખતે ઝાંપા આગળ રૂ. ૧૪૦૦૦ ખરચી ફ્રેઝર કલોક—ટાવર બંધાવયો હતો. એ ઉપરાંત વીકટોરયા બાગમાં રૂ. ૮૦૦૦ ખરચી હવા ખાવા આવનારાઓ માટે એક પાળ મરનારે બંધાવી આપી હતી અને સુરતના મયુનીસીપલ હોલમાં મોટું ઘડીઆળ તથા હોપ સાહેબનું એક બસ્ટ ભેટ આપયું હતું. શેહેરમાં પધારતા યા વીદાય થતા જાણીતા આસામીઓ, અધીકારીઓ વગેરેને મોટા પાયા ઉપર પારટીઓ આપવા માટે પણ મરનાર જાણીતા હતા. સુરતવાસી મરહુમ શેઠ મેરવાનજી ફ્રેઝરના વખતથી સુરત શહેરમાં જે મોટો ઘંટ સવારના ૫ થી તે રાતના ૯ વાગા સુધી દર કલાકે વગાડવામાં આવે છે તે ઘંટ મરહુમ બાઇ પીરોજબાઇએ વગડાવવા જારી રાખ્યો હતો અને તેજ મુજબ શેઠ શાપુરજી બરજોરજી ફ્રેઝર પણ વગડાવવો જારી રાખશે.

બાઇ જરબાઇ તે કલકતાની જરથોસતી અનજુમનના ત્રસ્ટી શેઠ કાવશજી માણેકજી બનાજીનાં ધણીઆણી રોજ ૧૧ મે માહા ૯ માને દીને પુના ખાતે મરણ પામ્યાં હતાં. મરનાર બાઇ કલકતાના જરથોસ્તીઓમાં ઘણાં પલોટાયલાં હતાં. મરહુમના ખાવીંદ શેઠ કાવસજી ઉપર ઘણાક તારો તથા દીલસોજીનાં કાગજો આવ્યાં હતાં. શેઠ કાવસજી તરફ એ દલગીરીભરયા બનાવ માટે દલગીરી જાહેર કરવા તા૦ ૨૮ મી મે ને દીને કલકતાના શેઠ બનાજીના આદરયાનના મકાનમાં અંજુમનની એક સભા શેઠ નવરોજી જામાસજી આરજાનીનાં પ્રમુખપણાં હેઠલ ભેગી મળી હતી અને પ્રમુખ મારફતે તે મતલબના ઠરાવો શેઠ કાવસજી ઉપર મોકલવા માટે પસાર થયા હતા.

મુંબઇના દારૂના જાણીતા વેપારી અને ઉરનની ડીસટીલરીના માલેક શેઠ બેહેરામજી એદલજી ઉમરીગર રોજ ૨૩ મો માહા ૯ માને દીને ૭૮ વરસની વયે મરણ પામ્યા હતા. એવણ સુરતના ઉમરા ગામના વતની હતા અને શેઠો કુંવરજી અને બેહેરામજી એદલજી ઉમરીગરની કંપનીમાં એક ભાગયા હતા. ઉરનમાં સટીમથી માવડાંનો દારૂ ગાળવાનો પેહેલો સાહસ એ મરહુમ શેઠની પેઢીએ હાર પાડયો હતો. એ ઉપરાંત એવણની પેઢી કલયાણી, બીરાર વગેરે તાલુકામાં આબકારી ઇજારદાર તરીકે ઓહોલો રોજગાર ચલાવે છે. મરહુમ છુટે હાથે સખાવત કરતા હતા અને પોતાના ધરમ ઉપર મુસતકીમ હતા. મોરા ઉરન મધે દારૂનાં ફડ હોવાથી ત્યાં જરથોસતીઓની વસતી વધી જવાથી ૧૯૦૨ ની તારીખ ૫ મી જાનેવારીએ શેઠો કુંવરજી અને બેહેરામજી એદલજી ઉમરીગરે ત્યાં બંધાવેલી દરેહમેહેરનો પાયો નાખવામાં આવયો હતો. તે વેળા ખા૦ બા૦ હોરમસજી માણેકજી ભીમરડીવાળાએ મરહુમ શેઠ બેહેરામજીને શયાલ ઓઢાડી હતી. એ પાક મકાન બાંધવા મરહુમે પોતાના ભાઇઓનાં ઉઠમણા વખતે ભરાયલા રૂ. ૧૨ હજારની રકમમાં બીજા રૂ. ૧૦ હજાર ઉમેરી રૂ. ૨૨૦૦૦ નો ખરચ કરી બંધાવી આપી ૧૨૭૪ ના રોજ ૨૩ મો માહા ૨ જાને દીને એ દરેહમેહર ખુલ્લી મુકવામાં આવી હતી. એ દરેહમેહેરનાં મકાનોની જાથુકની મરામત વગેરે માટે તેજ દીને રૂ. ૫ હજારની રકમ એવો સાહેબે આપી હતી. એ પ્રસંગે ઉરનની અંજુમન તરફનું ઉમરીગર બીરાદરોનાં નામનું એક માનપત્ર મરહુમને એનાયત કરી એક શાલ ઓઢાડી હતી. મરહુમ શેઠ બેહેરામજીના પીતાના વખતથી નજદીક ૮૦ વરસ થયાં એ કુંટુંબનો સંબંધ વેપાર અરથે ભરૂચ શેહેર સાથે અને ત્યાંની પંચાયત સાથ જારી છે અને તેમની પેહેડી આજ સુધી ભરૂચમાં કાયમ છે. ભરૂચના ધ્વંબાર તથા ગરીબ જરથોસ્તીઓને મદદ કરવા પોષણ કરવા તથા કેળવણી આપવાનાં ધરમાદા ખાતાંઓમાં મરનારે મદદનો હીસસો આપયો હતો. વળી ભરૂચની પારસી પંચાયતને મોવડાંનો લાગો મળતો હોવાથી ભરૂચની અનજુમનને નામે પંચાયતના ત્રસટીઓ તરફથી એવણનાં કુંટુંબ ઉપર દિલાસા પત્ર મોકલાવી આપવામાં આવ્યો હતો. તેમજ એમનું પાછલા પહોરનું ઉઠમણું પણ પંચાયત તરફથી ભરૂચની બહાર કોટ ખાતેની ડુંગાજી દરેમહેરમાં કરવામાં આવ્યું હતું.

શેઠ નવરોજજી રૂસ્તમજી નગરવાળા રોજ ૨૫ મો માહા ૯ મા ને દીને ૭૬ વરસની વયે અહમદનગર ખાતે મરણ પામ્યા હતા. એવણ કમીશનરની આફીસમાં છેલ્લા હેડ કલારક તરીકે હતા. એવણે સરકારી નોકરી ૩૫ વરસ બજાવી હતી અને ત્યાર બાદ ૨૧ વરસ પેનશન મેળવી હતી. એવણ ત્યાંના જરથોસતીઓમાં લોકપ્રીય તથા જાણીતા હતા.

હોંગકોંગના શાહ સોદાગર સર હોરમજી નવરોજી મોદી નાઇટ રોજ ૭ મો માહા ૧૦ મા ને દીને ૭૨ વરસની વયે હાંગકાંગ ખાતે મરણ પામ્યા હતા. મરહુમ હાંગકાંગના એક જાણીતા સાહાસીક વેપારી તથા શ્રીમંત સખી શેહેરી તેમજ લખોની સખાવત માટે મશહુર થયલા હતા. એવણને ગયે વરસે મલેલા સર નાઇટના નામીચા ખેતાબ વખતે એવણની સખી સને ૧૨૮૦ ના આ ઝોરાસ્ત્રીઅન કેલેનડરમાં જીંદગીના હેવાલ સાથ લીધી હતી. મરહુમનાં મરણની ખબર અતરે તેમજ હાંગકાંગમાં ફેલાઇ કે સઘળે દલગીરી ફેલાઇ હતી. તુરતજ, ત્યાંની અંજુમનના ધારા મુજબ, ૮ વોલંટીયરો લાશ ઉપાડી લાવવા માટે એક કોફીન લોખંડની હાથની ગાડી ઉપર મેલી તે મરહુમને બંગલે પહાડ ઉપર ચહડાવી ગયા. ત્યાંથી માન સાથે લાશ કોફીનમાં મુકી તેને લોખંડની હાથ ગાડીમાં મુકીને ત્યાંની અંજુમનનાં મકાનમાં લઇ આવ્યા. ત્યાં ચાર સાહેબોએ નાહીને મરહુમની લાશને નહવાડી સચકીને પછી

ત્યાંના દસતુરજી માણેકજી બેહેરામજી ગોદાજીએ પવીત્ર અવસ્તાના કલામો ભણવા શરૂ કીધા. ૪ા વાગે ગેહસારણું ખલાસ થયું. સેઝદો કીધા બાદ લાશને કોફીનમાં મુકી ૮ પારસીઓ ગેહન ઉંચકીને બહાર લઇ આવ્યા અને અંજુમનની લોખંડની ગાડીમાં મુકીને હાથે ચલાવી. તેની પછવાડે પારસી અંજુમન તેમજ યાહુદી, ઇસલામી, ખ્રીસ્તી વીગેરે પરકોમના ઘણા લોકો સામેલ થયા હતા. મોનુમેંટ આગળ આવી પુગ્યા ત્યારે નામદાર ગવરનર, એડીકાંગ, લશ્કરી અમલદારો, બેંકોના મેનેજરો વગેરે તેમજ વેપારી ઓફીસોના સાહેબોની મોટી સંખ્યા જોડાઇ. પહેલે બે કાળા ઘોડાની ગાડી હતી, તેની પછવાડે ૮ પારસીઓ સુધ સફેદ કપડાંમાં લાશની ગાડી ચલાવતા હતા, તેની પછવાડે મરહુમના બે દીકરાઓ અને તેઓની પછવાડે નામદાર ગવરનર વગેરે સઘળાઓએ ધીમે કદમે ચાલવા માંડયું. દસ્તુરજીએ છેલ્લા અવસ્તાના કલામો ભણવા પછી ઉપલા ૮ પારસીઓએ ત્યાંના રીવાજ મુજબ તે લાશની પેટીને દોરડાંથી બાંધીને ધીમે ધીમે ખાડામાં ઉતારીયા બાદ મરહુમના દીકરાઓએ મુઠી ભરી ખાક નાખી. ત્યાર પછી નામદાર ગવરનર વગેરેએ મુઠી મુઠી ખાક નાખવા માંડી, જે ખલાસ થતાં સઘળાઓએ સીમેટરીમાંથી ચાલુ મુકયું. તા૦ ૧૬ મીએ મરનારના માનમાં સરકારી મેહલનો, સીયામીઝ કોનસુલેટ અને બીજા કોનસુલેટ તથા જોકી કલબ, હોંગકોંગ કલબ અને બીજાં મુખ્ય વેપારી મથકો ઉપરના વાવટા કાઠી ઉપરથી નીચે ઉતારી પાડવામાં આવ્યા હતા. એમતું ઉઠમણું હાંગકાંગ, કલકતે વીગેરે ઠેકાણે થયું હતું. મરહુમે કરેલી સખાવતોમાં હાંગકાંગની યુનીવરસીટીનાં મકાંન માટે સાડા ચાર લાખ રૂપીઆ ખરચ્યા હતા. તેથી એઓને "સર નાઇટ" નો માન ભરેલો ખેતાબ આપણી અંગ્રેજ સરકારથી મલ્યો હતો. વળી ખલાસીઓના વપડાસ માટે સીમેનસ ઇન્સ્ટીત્યુત અરધા લાખ દાલરથી બંધાવ્યું છે. વળી નામદાર પ્રીન્સ આફ વેલ્સનું બાવલું ભેટ મુકયુ હતું. એ શીવાય કેલવણી ખાતાંમાં હજારો ડાલર ખરચ્યા હતા. મરહુમ મહારાણી વીકટોરીવા તખતે બેઠાં તેને તા૦ ૨૧ મી જુન ૧૮૮૭ ને દીને ૫૦ વરસ પુરાં થયાં તે વેળા તયાંના જરથોસ્તીઓ સાથે 'વીકટોરીયા જુબીલી પારસી ચેરીટી ફંડ' ઉભું કરયું હતું. ૧૮૯૨ ના જુલાઇમાં ટાનકીનના ફરેંચ સંસ્થાનમાં હાથ લાગેલી કોલસાની મોટી ખાણોની વહીવટ કરનારી કંપનીના ડાયરેકટર તરીકે એ ઉદયોગ ખીલવવાને બહુ અગતયનો ભાગ લેવાથી ફરેંચ સરકારે 'સીવેલીયર ડી. આન૦ રલ'નો ફરેંચ નાઇટનો ખેતાબ તેમને આપયો હતો. ૧૯૦૨ ના જુનમાં એવણને હાંગકાંગ ખાતેના સીઆમના કામચલાઉ કોનસલ જનરલ નેમયા હતા. મરહુમ સર હોરમસજી હાંગકાંગની પારસી અંજુમનનાં ૨૫ વરસ સુધી ચેરમેન હતા. તેવણે પોતાનાં મહોરદાર લેડી માણેકબાઇનાં નામથી હાંગકાંગ ખાતે પારસી રવાનોને અવલ- મંજલ પુગાડવાની જગયા ઉપર એક મોટો ફુવારો તથા લોખંડનો દરવાજો બંધાવી આપયાં છે. તેવણુના વડા બેટા શેઠ મેરવાનજી ગયે વરસે ગુજરયા ત્યારે તેવણનાં પુન અરથે મરહુમ સર હોરમસજીએ મુંબઇમાં ગરીબ પારસીઓ માટે મકાનો બાંધવા વાસતે રૂ. ૨૨૦૦૦ ની સખાવત કરી હતી અને એ મકાનો ખા૦ બા૦ મનચેરજી મરઝબાનને હસતક હાલ બંધાઇને તૈયાર થવા આવયાં છે. મરનાર પોતાની પાછળ વીધવા અને ત્રણ છોકરા, એક છોકરી તથા બોહોળું કુંટુંબ છોડી ગયા છે. તેવણનાં વીધવા લેડી માણેકબાઇ સર હોરમજીનાં મરણ વખતે હાંગકાંગ ખાતેજ હતાં. મરનારે પોતાની બોહોળી ઉદારતા તથા ભલા ગુણોથી પોતાની આસપાસ એક મોટું મીત્ર મંડળ એકઠું કીધું હતું અને હાંગકાંગની પ્રજાનો બારે ચાહ ખેંચી લીધો હતો. હોંગકોંગ ખાતે તા૦ ૭ મી આગસ્ટે ત્યાંની જરથોસ્તી અંજુમનની મળેલી સભામાં મરહુમનાં મરણની નોંધ અંજુમનના દફતરમાં લેવાનો ઠરાવ થયો હતો.

શેઠ હીરજીભાઇ નવરોજી વાડયા રોજ ૧૩ મે માહ ૧૦ માને દીને ૫૦ વરસની વયે પોરબંદર ખાતે મરણ પામ્યા હતા. મરનાર ત્યાંની મયુનીસીપાલીટીના સભાસદ હતા અને બંદરખાતાંના વેપારી લાઇનમાં બહુ સારો માન મરતબો ધરાવતા હતા.

દસ્તુર અસપંડયારજી જમશેદજી દસ્તુર કામદીન રોજ ૨૭ મે માહા ૧૦ માને દીને ૭૫ વરસની વયે સુરત ખાતે મરણ પામ્યા હતા. એવણ ભરૂચવાળા દસ્તુર કામદીન બીન પદમના કુટુંબના હતા. તેવણ અસલ ભરૂચમાં વસતા ત્યાર બાદ ત્રણ દાયકા ઉપર વડોદરા શેહેરમાં આણંદપુરાની અગીયારીનું પંથક જાળવવા ઉપરાંત એ શેહેરના વડા દસતુર હતા અને પોતાની લાયકી, નમાનાપણું તેમજ પરહેજગારી માટે વખાણ પામતા. તેવણને બુઝરગ વયે અનેક કારી ઝખમો લાગયા હત જે તેવણે હીમતથી સહન કીધા હતા. લગભગ આંઠ વરસ થયાં વડોદરા છોડી તેવણ સુરત આવી એકાંત જીંદગી ભોગવતા હતા. વડોદરાથી સુરત આવયા તે વખતે ત્યાંની અંજુમને તેમને ઘટતું માનપાન આપી તેમની લાયકી અને ભલાઇની તારીફ કીધી હતી.

અતરેના જાણીતા શેહેરી અને ભગર સાથ મોબેદોનાં ફંડના ત્રસ્ટી શેઠ જાલભાઇ અરદેશર શેઠ રોજ ૩ જો માહ ૧૧ માને દીને ૫૨ વરસની વયે મરણ પામ્યા હતા. મરહુમનો જનમ તા૦ ૧૩ મી નવેમબર ૧૮૫૮ ના દીને થયો હતો. મરહુમ શેઠ જાલભાઇ તેમના ભાઇ શેઠ અરદેશર મેહેરવાનજી શેઠના પાલક થયા હતા અને તેવણને પણ તેવણના બાપદાદાની માફક ઘણાંક ભગર સાથ મોબેદોનાં ફંડના ત્રસ્ટી ઠેરવવામાં આવ્યા હતા. ૧૮૮૫ માં નામદાર સરકારે તેમને સુલેહના અમલદાર ઠરાવ્યા હતા. શેઠ માણેકજી શેઠની કોટની દરેમેહેર સને ૧૮૯૧ માં બીસમાર હાલતમાં આવી ગયાથી ધરમખાતાંનાં ફંડમાંથી રૂ. ૮૦૦૦૦ ખરચીને મરહુમે નવેસરથી "પરસીપોલીસ સ્ટાઇલ" માં બંધાવી હતી અને નવા આદરાનવાળા ઓરડામાં એક રોણકદાર મોટું રૂપાનું પાતરૂં રૂ. ૬૦૦૦ ની કીંમતનું મુકાવ્યું હતું. એ દરેમેહેરમાં ચાર ભાષામાં તખતી મારી છે. મજગામ તરફ આવેલી નવરોજી હીલની નીચેની અને ચીચબંદર રોડની પશ્ચીમ તરફની એમનીજ જગામાં વસતા મુસલમાન લાકડાંવાળાઓની દુકાનમાં જ્યારે ૧૮૯૪ માં આગ લાગી ત્યારે મરહુમે સઘળાઓનું સઘળું ચહડેલું ભાડું માફ કરયું હતું તથા એક બીજાં વરસ સુધી વગર ભાડે તેમને જગ્યા આપી હતી. એ ભાડાની રકમ લગભગ પચીસ હજાર રૂપ્યા જેટલી થવા ગઇ હતી. ૧૮૯૬ ના સાલમાં જ્યારે મરકી ફાટી નીકળી ત્યારે એવણે પોતાનાં સઘળાં ભાડુતોને દોઢ માસનું ભાડું માફ કરયું હતું. તે મરહુમની આવી રીતથી તેઓ પોતાનાં ભાડુતોના માનીતા થઇ પડયા હતા અને તેના બદલામાં એવણનાં સઘળાં ભાડુતોએ એવણને વગર માંગવે બબે વાર મ્યુનીસીપલ કોરપોરેશનના સભાસદ તરીકે ચુંટી કાહડયા હતા. કાંદાવાળા મોહલ્લાની જરથોસ્તી છોકરીઓની નીશાળ એવણ પોતાને ખરચે ચલાવતા હતા. મરહુમે ચાર વાર યુરોપ તથા અમેરીકાની સફર કરી હતી અને તેમાંથી સારો અનુભવ મેળવ્યો હતો. મરહુમે મુંબઇનાં અંજુમનના આતશબેહેરામ પરઠવામાં ૧૮૯૭ માં મોટો ભાગ લીધો હતો અને એજ આતશબેહેરામની કમીટીના તેઓ પ્રમુખ હતા. મરહુમ એક અચ્છા ઘોડેસ્વાર હતા અને એક વખત કોલાબે તેમને ઘોડેસ્વારીનો અકસમાત નડયો ત્યારથી તેઓ એકાંત જીંદગી ગુજારતા હતા. એવણની ત્રસ્ટની માલેકીની મીલકત જે નવરોજી હીલ તરીકે ઓળખાતી હતી તે શહેર સુધારાના ત્રસ્ટે રૂ. ૬૫ લાખે વેચાતી લીધી હતી. એમાંથી રૂ. ૩૦ લાખ મીલકતવાળાઓને મળ્યા હતા જ્યારે રૂ. ૩૫ લાખની રકમ એવણને પોતાની જગ્યાનાં વેચાણ

બહાલ મલી હતી. મરહુમે આપેરાન ખાતે એક જીમખાનું બાંધવા માટે રૂપીઆ સાડી સતાવીસ હજાર આપ્યા હતા. તેમજ બીજાં ફંડો તથા ધરમખાતાંઓમાં મરહુમે નાની મોટી રકમો આપી હતી. સને ૧૯૦૦ માં મરહુમે શેઠ ખાનદાનની વંશાવળી તથા ટુંકે હેવાલ નામની ચોપડી પ્રગટ કીધી હતી. મરહુમનાં ઉઠમણાની કીયા મુંબઇ તેમજ નવસારી ખાતેબી થઇ હતી અને નવસારી ખાતે ઉઠમણાની કીયા વખતે મરહુમનું નામ જાહેર કીબામાં લેવાનો ઠરાવ થયો હતો. મરહુમ શેઠ જાલભાઇ અંજુમનનાં આતશ બહેરામની કારોબાર મંડલીના ચરનશીન તથા ટ્રસ્ટી હોવાથી એવણનાં મરણની નોંધ લેવા તથા એવણનાં વીધવા બાઇ ઉપર દીલાસા પત્ર મોકલાવવા માટે આતશ બહેરામની કારોબાર મંડળીની એક સભા આતશ બહેરામના હોલમાં તા. ૨૫ મી જુલાઇએ મલી હતી જે વેળાએ દીલાસા પત્ર મોકલવાનો ઠરાવ થયો હતો. તેમજ મરહુમની જગાએ ટ્રસ્ટી તરીકે મરહુમના ભાઇ શેઠ કાવસજી મેરવાનજી શેઠ જેવણ મરહુમ શેઠ જાલભાઇના પાલક થયા છે તેવણની નેમણુંક કરવામાં આવી હતી. વળી તા૦ ૭ મી આગસ્ટે ઑ. સર પીરોજશા મેરવાનજી મહેતાનાં પ્રમુખપણાં હેઠળ મળેલી મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનની સભામાં દીલાસા પત્ર મોકલવાનો ઠરાવ થયો હતો.

શેઠ દોરાબજી ફરદુનજી વાછા રોજ ૮ મો માહા ૧૧ માને દીને ૬૧ વરસની વયે મરણ પામ્યા હતા. તેવણ વેલાતવાળા મરહુમ શેઠ દાદાભાઇ બેહેરામજીના જમાઇ થતા હતા અને લંડન, મેડેગાસકર, હોદહેડા તથા એડન મધે કાપડ કોરી વગેરેનો વેપાર મેસરસ દાદાભાઇ એંડ કુંપનીના એક ભાગયા તરીકે કરતા હતા. એવણ એડનમાં લાંબી મુદત કહાડી બે વરસ થયાં રીટાયર થઇ મુંબઇ આવી વસ્યા હતા. તેમનાં કુટુંબે વેલાત મધે લાંબો વખત વસવાંત કીધો હતો. તેવણના વડા દીકરા શેઠ બાપુજી પણ બેરીસટર થઇ મેડેગાસકર પોતાના પીતાની પેહેડીમાં જોડાઇ વેપાર ધંધો કરે છે. એડન મધે તેમના માનમાં ત્યાંની શેઠ કાવસજી દીનશાહ સી. આઇ. ઇ. ની દરેહમેહેરમાં ઉઠમણાની કીયા થઇ હતી.

શેઠ પેસતનજી એદલજી ખંબાતા રોજ ૧૨ મો માહા ૧૧ માંને દીને હોંગકોંગ મધે ૭૯ વરસની વયે મરણ પામ્યા હતા. એવણ ચીનની જરથોસ્તી અંજુમનનાં ફંડના ત્રસ્ટી હતા. એવણે એલફીનસટન ઇનસટીટયુશનમાંથી ૧૮૫૪ માં વેસટ સકોલરની પદવી અને ૧૮૫૬ માં નોરમલ સકોલરની ઉંચી પદવી મેળવી હતી. એવણ પેહેલવેહેલા ૧૮૫૮ માં હોંગકોંગ મધે મેસરસ કાવસજી પાલનજીની પેહેડી તરફથી ગયા હતા. એ અરસામાં ત્યાંની પારસી વોલંટીયર પલટણમાં એવણ જોડાયા હતા. એ પછી પી. એંડ ઓ. કંપનીવાળા સર થોમસ સધરલેંડના અંગત મદદનીશ તરીકે અને ચીનની શેઠ અહમદભાઇ હબીબભાઇની પેહેડીમાં મેનેજર થયા હતા. તે બાદ ત્યાંની સર કરીમભાઇ ઇબરાહીમની પેહેડીના દલાલ હતા. છેલ્લાં ૩૦ વરસના અરસામાં તેવણ હીંદુસ્તાન આવ્યા નહોતા. ચીનની અંજુમનનું ત્રસટ દીડ ઘડવામાં આવયું તેમાં એવણની પણ મદદ હતી. એવણના ઉઠમણાની કીયા મુંબઇમાં પણ થઇ હતી.

બાઇ સુનાબાઇ પેસતનજી હકીમજી રોજ ૧૬ મો માહા ૧૧ માને દીને ૭૭ વરસની વયે મરણ પામ્યાં હતાં. એવણ હકીમજીનાં સુનાબાઇને નામે જાણીતાં હતાં. એવણ ઘરગતુ ઇલાજ તથા નુસકાઓ જાણતાં હોવાથી ઘણાં બાઇઓ મરહુમની સલ્લા લેતાં હતાં. તેવણ ૩૫ વરસની જવાન વયે તેમના પતી—જેવણ ચીનનો વેપાર કરતા હતા—તેવણના ગુજરવાથી વીધવાપણામાં રહયાં હતાં. મરહુમનાં ધણીએ વસીયતનામામાં માહ્કસરની પુંજીમાંથી

જરથોસ્તીઓના ફાયદા માટે એક નાનો ભાગ અલાહેદો કાઢેલો હતો તેઓ વહીવટ કરી ધરમ ક્રીયાઓ તથા ખખાવતી કામોમાં ઉપયોગ કરવા છતાં તે અસલ રકમને ઘણી વધારેલી કહેવાય છે.

શેઠ જમશેદજી હોરાબજી ચીનાઈ રોજ ૨૬ મો માહા ૧૧ મા ને દીને ૬૪ વરસની વયે મરણ પામ્યા હતા. તેમનો જનમ ૧૮૪૮ માં સુરત મધે થયો હતો. તેવણ પોતાના પીતાની સાથે મુંબઇ આવી આશરે ૨૩ વરસની વયે માંડવીના એક મેમણ વેપારીને ત્યાં નોકરીએ રહયા હતા. તેજ વેળા એવણે ઘાણા બંદર, રૂના જોટા વગેરેની દલાલી સાથે કરવા માંડી. એ પછી શેઠો પાંડેવાળાઓની મીલનું કામ તેઓને મળવા લાગ્યું અને ત્યાં તેમની મરહુમ પહેલા સર દીનશાહજી પીટીટ સાથ ઓળખ થઇ અને તેથી તેવણનું નસીબ ફરી ગયું. ૧૮૮૫ માં શેઠો જીવનદાસ ધરમસીની કંપની જે વીમાની દલાલીનું કામ કરતી હતી તેમાં ભાગયા તરીકે અને પાછળથી એખલા તે કામ ઘણી કુશળતાથી બજાવતા હતા. એવણ એક ચુસત ફ્રીમેસન અને અત્રેની ચેપટર ઝોરાસટરના ફરસટ પ્રીનસીપલ હતા. એમની પાયદસત વેળા અત્રેની બે અંગ્રેજી વીમા કુંપનીઓના પ્રતીનીધીઓએ હાજરી આપી હતી.

શેઠ બેરામજી એદલજી કલેકટર રોજ ૨૭ મો માહા ૧૧ માને દીને કરાંચી ખાતે ૮૩ વરસની વયે મરણ પામયા હતા. મરહુમનો જન્મ સુરત ૧૮૨૮ માં થયો હતો. મરહુમ પોતાની ૨૧ વરસની ઉંમરે પોતાનાં ધણીઆણી સાથે ૧૮૪૯ માં કરાંચી ખાતે ધંધે ચાકરીએ આવી વસયા. ૧૮૬૪ થી કોમેસરીયટનાં કોનત્રાક લેવા માંડયાં અને તે ધંધો લગભગ નવ વરસ ચલાવયો. એવણ ત્યાંની મરહુમ શેઠ હીરજી કાકાની અગીઆરીના ત્રસતી હતા. મરહુમે પોતાની હયાતીમાં રૂ. ૨૦૦૦ મુંબઇની પંચાયતના ત્રસટીઓને આપ્યા કે તેનાં વયાજમાંથી સુરતનાં ગરીબ જરથોસતીઓને મુકતાદને ટાંકણે વેહંચણું કરવું. એવણે કરાંચીમાં તેમજ શહેરોમાં પાણીના હવાડા બંધાવ્યા હતા.

શેઠ દાદાભાઇ નવરોજજી મીસ્ત્રી ઉરફે ધણીદાદુના રોજ ૩૦ મો માહા ૧૧ મા ને દીને ૯૦ વરસની વયે મરણ પામ્યા હતા. તેત્રણનો જનમ સુરતની નજદીક ભાઠાંમાં યઝદેજરદી ૧૧૯૦ ની આખેરીને દીવસે થયો હતો. ખેતીના તથા તેલ પીલવાની ઘાણીના ધંધામાં તેવણ બચપણથી પડયા હતા અને દસ વરસની વયે મુંબઇ આવ્યા હતા. તેમના બનેવીઓ જેવણ અત્રે ઇંગ્રેજ બજારમાં શેઠો સોરાબજી અને નવરોજજીના નામે કેબીનેટ મેકરનો ધંધો કરતા હતા તેમની દુકાનમાં રહ્યા હતા. તે વેળાએ વડોદરાના મહારાજા ગાયકવાડ માટે એક નકસીનો પલંગ રૂપયા પાંચ હજારની કીમતનો બનાવવા માટે ગાયકવાડ સરકારે એક સોનાનો ચાંદ તથા એક તલવારની ભેટ આપી હતી. મરહુમે પોતાનાં વતન ભાઠામાં આસરે રૂ. ૧૫ હજારની કીમતે એક બંગલો બાંધયો છે અને એ મીલકત જરથોસતીઓને સેનીટેરીયમ માટે વાપરવા આપવાનું કહેવાય છે. તેવણે ૧૮૯૦ માં પોતાનાં વતન ખાતે ત્યાં રેતીના બેટ ઉપર તાપી નદીને કાંઠે એક બીર લોખંડનો કુવો બંધાવયો હતો જે કેટલાંક વરસ બાદ નદીની રેલમાં ખોદાઇ ગયો હતો. તે કુવા જેવો પાકો બીજી જગાએ કરવાને તેવણે ફરમાસ કીધી છે.

શેઠ નસરવાનજી માણેકજી કુપર રોજ ૬ ઠો માહા ૧૨ મા ને દીને ૪૦ વરસની વયે કુમારા વેલાત મધે આપઘાત કરી મરણ પામ્યા હતા. તેવણ અત્રેની ફોરટ હાઇ સકુલનાં મરહુમ માલેક શેઠ માણેકજી બેજનજી કુપરના બેટા થતા હતા. તેવણે અત્રેની મેત્રીકયુલેશન પરીક્ષા ૧૮૮૬ માં પોતાના પીતાનીજ શાળામાંથી પસાર કરી ત્યાંજ એક શીક્ષક તરીકે

ઓડાઇ ૧૮૯૫ સુધી રહયા હતા. બાર બાદ તેવણે અત્રે કુપર એંડ કુપર નામે સકુલો અને કાલેજોના વીદયારથીઓને ઉપયોગી ચોપડીઓ જાણીતા સકોલરો પાસ લખાવી તેના પ્રગટ કરનાર તરીકે ધંધો કરતા હતા. ૧૮૯૮ માં તેવણુ વીલાયત ગયા હતા, જ્યાંથી કેટલોક વખત અમેરીકામાં પણ કાઢયો હતો. "પારસી ક્રોનીકલ" નામનું અઠવાડીક નયુસપેપર લંડનમાં કહાડયું હતું જેનું નામ પાછળથી ફેરવી ઇંડીયન ક્રોનીકલ રાખયું હતું. તેવણે ઇંગલંડ મધે જરથોસતી ધરમ તથા તવારીખને લગતાં પુસતકો જાણીતા સકોલર પાસે તેમની "The wisdom of Zarthustra series" માં લખાવી પ્રગટ કરવા માંડી હતી. તેવણે પારસી અગતયના તેહેવારો ઉપર મેળાવડાઓ કરી જરથોસતી ધરમ વીશે વીદવાનો પાસે ભાષણો અપાવયાં હતાં અને "For God and Iran" નામે એક પુસતક પ્રગટ કરયું. જુન ૧૯૦૬માં બેલજીયમમાં આવેલાં લીજ ખાતેનાં પ્રદરશનમાં નમુનાઓ ઇનામને સારૂં પસંદ કરવા માટે નેમવામાં આવેલા જુરરોમાં મરહુમ પણ એક હતા. એ માટે બેલજીયમની સરકારે તેમનો ઉપકાર માની એક ડીપલોમાં આપયો હતો. તેવણુને મરણુની થોડાજ દીવસ અગાઉ સર મનચેરજી ભાવનગરી સાથે ખટપટ થવાથી સર મનચેરજી ઉપર અપમાન કરવાનો આરોપ મુકી સમન મેળવવાની અરજી કીધી હતી, જે ત્યાંના માજીસ્ત્રેટે નામંજુર કીધી હતી. તયાર બાદ તેવણે કોરોનર ઉપર પોતે આપઘાત કરનાર છે એવું કાગજ લખયું હતું અને સેવટે તેમની લાશ પીમલીકો નજદીક મલી આવી હતી.

ડાક્ટર મેહેરજીભાઈ રૂસતમજી શેઠના રોજ ૯ મે માહા ૧૨ માને દીને પર વરસની વયે મરણ પામ્યા હતા. તેવણે ૧૮૭૮ માં મેત્રીકયુલેશન પરીક્ષા પસાર કરી ૧૮૮૩ માં તબીબી પરીક્ષા પહેલા વરગમાં પસાર કીધી હતી. ત્યાર બાદ તેવણે ખેતવાડીમાં દવાખાનું કાઢયું હતું અને સારી ઘરાકી મેળવી હતી. તા૦ ૧૩ મી નવેમબર ૧૮૮૪ ને દીને અતરે આંખ તથા કાનનાં દરદીઓ માટે સ્થાપવામાં આવેલાં ધરમનાં દવાખાનાના આનરરી તબીબોમાં મરહુમ એક હતા. મરહુમને ૧૮૮૬ માં સુલેહના અમલદાર અને ૧૯૦૬ માં ઓનરરી મેજીસ્ત્રેટ નામદાર સરકારે નેમયા હતા. તેમજ ૧૮૮૮ અને ૧૮૯૨ માં મુંબઈની મ્યુનીસીપાલીટીના સભાસદ મરહુમ નેમાયા હતા. મરહુમ એક અછા લખનાર હતા અને ૧૮૮૯ના જુલાઇમાં તેવણે "આંખ, તેની જતન કેમ કરવી" એ ઉપર ઇંગ્રેજી તથા ગુજરાતીમાં એક ચોપાનીયું છપાવી પ્રગટ કીધું હતું. તેઓએ બે વાર ઇંગલંદની સફર કરી હતી, જે દરમયાન આંખનાં દરદોનો તેઓએ પોતાનો અભયાસ બહુ આગળ વધારયો હતો. એવણુને ગાયનનો શોખ બહુ હોવાથી તેઓએ ગાયન મંડળીના સભાસદ તરીકે ઘણો ઉપયોગી ભાગ બજાવ્યો હતો. એવણુ દેશી હકીમાની વીરૂધ હતા તેમજ દરદીઓને ઘણી જાતની દવાથી ફાયદો નથી થતો એમ માનતા હતા. સાદા ઉપાયો અને જાણીતી દવાઓથી ફાયદો થાય છે એમ કહેતા હતા અને એ વીશે જાહેરમાં લખાણોબી કરતા હતા. વળી ૧૮૯૦ માં અત્રે પહેલવહેલો 'ઇનફલુએનઝા' નો રોગ ફાટી નીકલયો ત્યારે પ્રજાને ચેતવણી આપનારાઓમાં મરહુમ એક હતા. તેવણુ ઉતર હીંદુસતાનની મુસાફરીએ ગયા હતા, તે વેળા ત્યાં ઘણાં ગરીબ લોકો આંખનાં દરદથી પીડાતાં જોયાં અને તેમને લાગયું કે તે સેહેજ તબીબી મદદ તથા ઇંગ્રેજી દવાથી સાજાં થઇ શકે તેથી તેવણે પોતાની 'ઓકયુલાઇન' નામની દવા હુંક ભાવે વેચવા કહાડી હતી, જેમાં તેવણે કશો પણ નફો કરયો ન હતો, એમ જણાવતાં એજ સબબે તેવણે કાનનાં દરદ માટે પણ દવા કહાડી તેની શીશીઓ થોડે ભાવે વેચવા મેલી હતી. તેઓ એક ચુસ્ત કોનગ્રેસવાળા હતા અને સ્વતંત્ર સ્વભાવના

પણ માયાલુ હતા અને પોતાનાં ઘણાં ગરાકોને મુદ્દત દઇ આપતા હતા. તા૦ ૭ મી સપટેમબરે ઓ૦ સર ફીરોઝશાહ મેરવાનજી મેહતાનાં પ્રમુખપણાં હેઠલ મળેલી મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનની સભામાં મરહુમનાં મરણ માટે દલગીરી જાહેર કરવાનો અને એવણનાં કુટુંબીઓ ઉપર દીલાસાનો પત્ર મોકલવાનો ઠરાવ થયો હતો.

શેઠ મેહેરવાનજી ફરામજી વકીલ રોજ ૧૪ મો માહા ૧૨ માને દીને ૭૦ વરસની વયે પુણા ખાતે ગુજરયા હતા. તેવણ કાયદાનો અભયાસ કરી અત્રે સોલીસીટરોની એક પેહેડીમાં આરટીકલ થયા હતા, પણ સોલીસીટરની પરીક્ષામાં નીશફળ નીવડયા હતા. તેવણ ડીસ્ત્રીકટ પલીડરની પરીક્ષા પસાર કરી ૧૮૮૯ ના એપ્રેલમાં પુનાના વકીલ મંડળમાં જોડાયા હતા અને પોતાની જીંદગીના અંત સુધી એજ ધંધામાં ચાલુ હતા. તા૦ ૨૨ મી આગસ્ટે પુનાની સમોલકોઝ કોરટમાં મી૦ આપટે વકીલે એવણનાં મરણ વીશે દલગીરી બતાવી હતી તેમાં એ કોરટના જડજોએ ભાગ લઇ પોતાની કોરટ મરનારનાં માનમાં બંધ રાખી હતી.

હાંગકાંગના એક જુના રહીશ શેઠ ધનજીભાઇ દોરાબજી ચીનાઇ રોજ ૧૪ મો માહા ૧૨ માને દીને હાંગકાંગ મધે ગુજરયા હતા. એવો ૪૩ વરસની લાંબી મુદતના સરકારી નેવખાતાનાં કંટરાકટર હતા. અસલ ચીનાઓના હાથમાં પાઉં, કેક, બીશકીટ બનાવાનું કંટરાકટ હતું. તેમાં કંઇ એક વખતે તેઓએ દગો કરવાથી ચીનાઇ સરકારે શેઠ દોરાબજીને તે કામ સોંપેલું તેઓએ મનમાનીતી રીતે બજાવેઉં ઉતું. મરહુમને પેટે બચાં નહી થયલાં પણ તેમના ગુજરેગ માતાજી અને વીધવા વીલાપ કરતાં રહી ગયાં છે, કેમકે મરહુમ થોડા વખતમાં ચીનથી ઉઠાંગરી કરી મુંબઇ જનાર હતા, તેવામાં મરણ નીપજ્યું હતું. મરહુમના ઉઠમણામાં તેમના ખેશીઓએ ડા૦ ૫૦૦) ધરમખાતે આપયા હતા અને ડા૦ ૨૫૦) દોશત આશનાઓએ આપેઆ હતા.

ભરૂચ ખાતેના મી૦ શેરીઆરજી નશરવાનજી ડુંગાજી બારીસટર ૨૫ વરસની ઉંમરે એકાએક વેલાત ખાતે ગાથા ૩ જા ને દીને મરણ પામ્યા છે. મરનાર નહાણી મધે ફીફરૂં થઇ આવ્યાથી મરણ પામેલા મલી આવયા હતા. તેવણ મુંબઇ યુનીવરસીટીની બી. એ. ડીગ્રી ધરાવતા હતા અને શકાલરશીપ મેલવેલી હતી. છેલ્લી સીવીલ સરવીસ પરીક્ષામાં તેવણે હાજરી આપી હતી પણ તે પરીક્ષામાં તેત્રણ નીશફળ નીવડયા હતા. તા૦ ૧૭ મી સપટેમબરને દીને મરનાર મુંબઇ આવવા સારૂ લંડનથી રવાના થનાર હતા, પણ તેવામાં ગુજરી જવાથી તેવણની જવાન વયે અને અચયુચ મરણથી તથા પોતે એકપુરા બેટા હોવાથી લોકોને ભારે ગમગીની ઉપજી હતી. તેઓએ વેલાતનીબી બી. એ. ની ડીગરી પાછી મેલવીને બેરીસ્ટર થયા હતા.



# જીવન.

આ જીવન ઉત્તમ વનસ્પતિઓમાંથી બનાવવામાં આવે છે. એમાં એકપણ નુકશાનકારક પદાર્થ આવતો નથી. તમામ પદાર્થો જીવનીયગણ આવેછે. ખાવામાં સ્વાદીષ્ટ છે રોગી અને નીરોગી બંન્નેએ વાપરવા યોગ્ય છે. આ જીવન પુરૂષો, સ્ત્રીઓ, બાલકો અને વૃધ્ધોએ સેવન કરવા યોગ્ય છે. આ જીવન શરીરમાં નિરોગીપણાનાં તત્વો વધારવાને, પ્રકૃતીને સમાન યોગમાં લાવવાને, લોહી વીર્ય, શક્તિ વધારવાને અને સરીર સુધારવાને અમૃત સમાન છે. કરી, પરેહુજી પાલવાની નથી. આ જીવન કેમીકલ ફુડ અથવા મેલીન્સ ફુડ જેવો ખોરાક છે. એના હમેશના સેવનથી અનહદ ફાયદા થાયછે. આ દવા દેશી દવાઓમાં સર્વોત્તમ ગણાય છે. ક્ષય, ઉધરસ, જીર્ણજવર આદી મટાડે છે. અને વિર્યના તથા લોહીના અનેક દોષો દૂર કરેછે. દરેક ત્રીસ તોલાના ડબાનો રૂપીઓ એક. પેકીંગ, પોષ્ટેજ અને કષ્ટમ ડયુટી મંગાવનારને શીર છે.

# નયનામ્રત.

રોગી અને નિરોગી આંખોમાં આ અંજન આંજવાથી અનેક ફાયદા થાય છો. આંખે થતાં ફુલાં, ડાળ, વેલ, મોતીઆ, સુવા, આંજણીઓ, ઝામરવા, તાપોડીય., ખીલ, છારી અને ઝાંખ મટી જાય છે. આંખમાથી પાણીનું નીકળવું, ચીપીઆનું વળવું, લોહી અને ગરમીનું ચઢવું બંધ થાય છે. આંખની શક્તિ અને તેજ વધે છે. દુઃખવા આવેલી આંખો મટી જાય છે અને ઠંડક વલે છે. સવા તોલાની શીશી એકની કીંમત રૂપીઓ એક. પેકીંગ, પોષ્ટેજ અને કષ્ટમ ડયુટી મંગાવનારને શીર છે.

# કેશ કલપ.

આ કલપ લગાડવાથી વાળ અસલ કાળા થાય છે. ચામડીને કાલો દાઘ પડતે નથી. ત્રીસ તોલા કલપથી ભરેલી એક ડબીના બાર આના. પેકીંગ, પોષ્ટેજ અને કષ્ટમ ડયુટી મંગવનારને શીર છે.

# બ્લ્યુ બ્લેક શાહી.

આ શાહીના ગુણ ઈગ્રેજી શાહીના જેવા છે. છતાં કીંમતમાં ઘણીજ સસ્તી છે, આ શાહીથી લખતાં કલમ બઝાઈ જતી નથી. ટાંક ખરાબ થઈ જતી નથી. અક્ષરો, હવા, પાણી, ગરમી અને ઠંડીથી બગડતા નથી. પણ હમેશને માટે કાયમ રહે છે, દરેક પડીકામાંથી વીસ આંઉસ શાહી થાય એવાં ડઝન પડીકાંના રૂપીઆ બે. પેકીંગ, પોષ્ટેજ અને કષ્ટમ ડયુટી મંગાવનારને શીર છે.

**એજંટો જોઇએ છીએ. અરજ કરવાથી સરતો પુરી પાડીશું.**

## શાહ નારણજી અમરસીની કું.

**વઢવાણ શહેર—કાઠીઆવાડ.**

જાહેર ખબરો.

# NATIONAL INSURANCE Co., Ld.

## Head Office:—CALCUTTA.

**Capital Rs. 10,00,000 (Fully Subscribed)**



**Annual Premium for Rs. 1,000 With Profits.**

| Age. | Whole Life. | | Endowment payable at Death or at | | | |
|---|---|---|---|---|---|---|
| | | | Age 50 | | Age 55 | |
| | Rs. | a. | Rs. | a. | Rs. | a. |
| 20 | 21 | 9 | 31 | 9 | 27 | 9 |
| 25 | 24 | 1 | 38 | 6 | 32 | 8 |
| 30 | 27 | 4 | 49 | 0 | 39 | 11 |
| 35 | 31 | 6 | 66 | 14 | 50 | 9 |
| 40 | 36 | 13 | 102 | 13 | 68 | 13 |
| 45 | 44 | 1 | ......... | | 105 | 3 |

The rates are generally as low as the Without Profits rates of most other Companies.

No extra charge for Half-yearly Quarterly, Bimonthly or Monthly premiums.

The "National" Rates and Conditions challenge comparison.

Policies Non-forfeitable.

**For full particulars please write to,**

**HORMUSJEE EDULJEE DAWUR & SONS.**

*Chief Agents—Bombay Presidency.*

*No. 35, Church Gate Street, Fort, BOMBAY.*

**Wanted Agents throughout the Presidency.**

# મરહુમ શેઠ મેહેરવાનજી ફરદુનજી મરઝબાનનું જન્મ ચરીત્ર.

"રાસ્ત ગોફતાર" તથા "દફતર આશકારા" છાપાખાનાના આ બુઝર્ગ માલેક ૮૪ વરસની વયે રોજ ૫ મે માહા ૧૧ મે સને ૧૨૮૦—તારીખ ૧૪ મી જુલાઇને દીને હક થયા હતા. તેવો મુંબઇનાં છાપા મંડલના એક પુરાણા મેમબર હતા અને એક વેળાના આ કેલેંડરના લેખકના ઉસ્તાદ જેવા હતા—તેવા એક માંનવંત જાંણીતા છાપગરનું જનમચરીત્ર જરા લંબાણથી લેવા જોગ છે. એ આખું જનમચરીત્ર આપણા એક જાહેર લેખક અને પારસી પ્રકાશનું ઉપયોગી કામ ઉઠાવી લેનાર ઉમંગી શેઠ રૂસતમજી બરજોરજી પેમાસતર કે જેવો પોતાનાં આ કામની રૂહે અતરેના ઘણા ખરા જાહેર પુરૂષોનાં મરતીઉક અને જન્મવૃતાંતો લખતા આવે છે—તેવોએ લંબાનથી ઉપજાવેલું અમોને મલ્યુંછે તે અતરે પ્રગટ કરીએ છીએ.

પ્રખ્યાત નેરીઓસંગ ધવલના કાકા રામયાર કુટુંબના મોવેદ બીન જરથોસ્ત નામના નબીરા તરફથી તેમના બપાવા મરઝબાનજીનો વંશ ઉતરી આવ્યો હતો. મજકુર મોવેદની તોખમ ધરાવનાર એક કાએલ દસ્તુર નામે બહેરામ ફરામરોઝ આસરે ૨૫૦ વરસ ઉપર સુરતમાં દસ્તુરી કરી ગયલા. તેવણ આ મરઝબાન કુટુંબના પહેલા જાણીતા થયલા વડવા હતા.

તેમની ઓલાદના દસ્તુર કાઉસ મુનજજમ હતા જેવણ પોતાની પાછળ બે દીકરા મુકી ૧૭૭૯ નાં સાલમાં સુરત ખાતે ગુજરયા હતા. તેમનો વડો બેટો મરઝબાનજી નામે હતા. તેમના બેટા ફરદુનજી મરઝબાનજી ૧૮૦૫ નાં સાલમાં સુરતથી મુંબઇ આવ્યા હતા. તેવણે ૧૮૧૨ નાં સાલમાં પોતાને હાથેજ ટાઇપ મોલ્ડ વગેરે અસબાબ બનાવી એક ગુજરાતી છાપખાનું ઉઘાડયું હતું અને ૧૮૪૭ નાં સાલની તા૦ ૨૩ મી મારચને દીને દમણ મધે ગુજરયા હતા.

મોબેદ ફરદુનજી મરઝબાનજી છાપગરને નામે ઓળખાતા હતા. તેવણ પહેલાં "મુંબઇ સમાચાર" ના માલેક હતા અને ઘણા આલેમ વ ફાજલ તથા "ગરીબોના લોકમાન" લેખાતા હતા. તેવણ દસ્તુર મુલ્લાં ફીરોઝના શાગેર્દ હતા અને વીદ્યા સંપાદન કરી આગળ વધ્યા હતા અને ફારસી તેમજ દીન આઇન વગેરેની ચોપડીઓ છપાવી અત્રે એલમનો ફેલાવો કીધો હતો. તેવણે પહેલું અત્રે છાપખાનું કાઢયું હતું. તેવણના ત્રણ બેટા મરહુમ શેઠો કાવસજી, બહેરામજી તથા મહેરવાનજી હતા. આ શેઠ મહેરવાનજી મરઝબાને ૧૮૨૮ નાં સાલમાં અત્રે જન્મ લીધો હતો અને શરૂઆતની કેળવણી દમણ નજદીક બગવાડા તરફની સરકારી નીશાળમાં લઇ પોતાના વડા ભાઇ શેઠ કાવસજી (તે ખા. બા. મનચેરજી મરઝબાનના પીતા) એ કાઢેલાં "દફતર આશકારા છાપખાના" માં જોડાયા હતા અને અત્રે સાથે સાથે અભયાસ વધારયો હતો. તેવણે કેટલોક વખત સુધી શેઠ રતનજી કામાની પહેડીમાં કામ કરયું હતું.

૧૮૫૦ નાં સાલમાં મરહુમ શેઠ મેહેરવાનજીએ અત્રેની સ્ટુડંટસ લીટરરી એન્ડ સાયંનટીફીક સોસાયટી તરફથી "ગામડીઓનાં છોકરાંઓને સહીઅડ કહડાવવા વીષે" ગુજરાતી ભાષામાં ભાષણ આપ્યું હતું. તા૦ ૧૫ મી નવેમ્બર ૧૮૫૧ ને દીનથી અત્રે પ્રોફેસર દાદાભાઇ નવરોજીએ "રાસ્ત ગોફતાર" દર પખવાડયે પ્રગટ કરવા માંડયું અને તેના ખરચની

મદદ મરહુમ શેઠ ખરશેદજી નસરવાનજી કામાજીએ કરી હતી. એ પત્ર બીજે વરસે અઠવાડીક થયું હતું અને તે તા૦ ૮ મી સપટેમ્બર ૧૮૫૯ થી "દફતર આશકારા" છાપખાનાના માલેકો શેઠ બહેરામજી ફરદુનજીની કંપનીને સ્વાધીન કીધું હતું, જે આજ સુધી એજ છાપખાનામાં નીકળે છે અને એક વેળા મરહુમ શેઠ કેખુશરો કાબ્રાજીનાં અધીપતીપણાં હેઠળ આખા મુંબઇ ઇલાકાનાં સઘળાં દેશી વર્તમાનપત્રોમાં એ પત્રનો ફેલાવો સર્વથી વધુ હતો.

૧૮૫૧ નાં સાલમાં અત્રેની રાહનુમાય માઝદીયસ્નાન સભા ઉભી થઇ તેના મરનાર શેઠ મહેરવાનજી એક કારોબારી હતા અને એ ઓધ્ધો પોતાનાં મરણની ઘડી સુધી તેવણે ભોગવ્યો હતો. છેલ્લાં કેટલાંક વરસો વેર એ સભાની કમીટીની સભાઓ તેમના "દફતર આશકારા" પ્રેસમાં દર અઠવાડયે ભરવાની પરવાનગી આપી તેનાં કામમાં ભારે દીલસોજી બતાવી હતી.

૧૮૪૨ નાં સાલમાં અત્રે મુલ્લાં ફીરોજ કેતાબખાનું ખોલ્લું મેલાયું તેના પણ પાછળથી મરનાર શેઠ મેરવાનજી એક કારોબારી હતા. કદીમ પંથના મરહુમ વડા દસ્તુર અરદેશર રૂસ્તમજી મુલ્લાંફીરોઝનાં ઉઠમણા મધે તેમની જગા ઉપર નવો દસ્તુર નેમવા માટે તા૦ ૫ મી જાનેવારી ૧૮૬૪ ને દીને અત્રેની કદમી અનજુમનની એક જાહેર સભા કોટ મધે મળી હતી તે સભામાં એક ફંડ ઉભું થયું હતું જેમાં અનજુમનના દસ્તુરને તથા તેવણની પછાડે હવે પછી થનારા દસ્તુરોને ચોકસ રકમ પગાર આપતો કરી શકાય. એ ફંડમાં રૂ. ૧૫૧૫૫ ભરાયા હતા, અને તેની પુંજી સાચવવા માટે તા૦ ૩૦ મી મારચ ૧૮૮૬ ને દીને એક ત્રસ્ટડીડ કરવામાં આવ્યું હતું. તે મધે ત્રસ્ટીઓમાંના એક તરીકે મરહુમ શેઠ મહેરવાનજી મરઝબાનને નેમ્યા હતા. મરહુમ મી૦ મહેરવાનજીએ પોતાના વડા ભાઇ શેઠ બહેરામજીની સાથે મળી રૂ. ૧૦૦ એ ફંડમાં ભરયા હતા. વળી ૧૮૬૪ નાં સાલમાં મરહુમ શેઠ નવરોજજી ફરદુનજીની પ્રજા ઉપયોગી સેવાઓની પીછાન કરવા માટે એક ફંડ ઉભું કીધું હતું, તેમાં પણ મજકુર બંને ભાઇઓએ મળી એટલીજ રકમ ભરી હતી. અત્રેની જ્ઞાન પ્રસારક મંડળીનું કામ કેટલીક મુદત થઇ ચાલતું બંધ પડવાથી તા૦ ૧૨ મી એપ્રીલ ૧૮૭૦ ને દીને કેટલાક ગ્રહસ્થોએ લવાજમ આપવાને કબુલ કરવાથી તેઓની સભા મળી હતી. તે મધે કારોબાર મંડળી નેમાઇ હતી તેની અવાર નવાર ખાલી પડેલી જગા ઉપર મરહુમ શેઠ મહેરવાનજી એક કારોબારી નેમાયા હતા. અત્રેની "ગાયન ઉતેજક મંડળી" જે તા૦ ૧ લી અકટોબર ૧૮૭૦ ને દીને સ્થાપવામાં આવી હતી તેના પણ મરનાર એક કારોબારી હતા. ૧૮૭૨ નાં સાલમાં દમણમાં મરહુમ માણેકજી શેઠના ભાઇ મરહુમ શેઠ દાદાભાઇ કાવસજી દમણવાળા ગુજરી ગયા હતા તેમનાં ઉઠમણામાં મરહુમ શેઠ મહેરવાનજીએ પોતાના ભાઇ શેઠ બહેરામજી સાથ મળી પોતાના આ બનેવીનાં ઉઠમણામાં રૂ. એકસો ભરેલા નોંધાયલા છે. અત્રેની પારસી નાટક ઉતેજક મંડળીના માલેકો શેઠો કાવસજી નસરવાનજી કોહીદાર, ફરામજી ગુસ્તાદજી અને હોરમજજી ધનજીભાઈએ તા૦ ૧૨ મી ઓગસ્ટ ૧૮૮૨ ને દીને મી૦ એશબરનરને પોતાની મેદાન માંડેલી નાટકશાળામાં બોલાવી હરીશ્ચંદ્રનો નાટક કરી બતાવ્યો હતો તે વીષેની ગોઠવણ કરવાને નેમાયલી કારોબાર મંડળીમાં પ્રમુખ સર જમશેદજી જીજીભાઇ સાથ મરહુમ શેઠ મહેરવાનજી કારોબાર મંડળીના એક મેમ્બર હતા. એ સાથ તેવણ જરથોસ્તી ફસલી સાલ મંડળના તથા મુલ્લાંફીરોઝ કેતાબખાનું (જેમાં તેવણના મરહુમ પીતા એક લાયબ્રેરીઅન હતા) તેના એક કારોબારી હતા. ૧૮૧૧ માં મોબેદ ફરદુનજી મરઝબાનજીએ પહેલવહેલું ગુજરાતી છાપખાનું કાઢયું હતું. ત્યાર પછી તેમના વડા બેટા મી૦ કાવસજીએ અત્રે એક નાનું છાપખાનું કાઢયું, જેનું નામ "દફતર આશકારા છાપખાનું" આપ્યું હતું જે આજે વીસ વરસ અગાઉ સુંદર છપામણી માટે

જાણીતું હતું. એજ છાપાખાનાના માલેકોએ "તંદરેસ્તી" નામનું માહવારી ૧૮૬૭ નાં સાલમાં પરવરતાવવા માંડયું હતું. એ ચોપાન્યું ૭ વરસ સુધી ચાલ્યું હતું અને તેના પહેલા અધીપતી મરહુમ ખરશેદજી ફરામજી ખોરી અને છેલ્લાં દોઢ વરસ વેર ભાવનગરવાળા ડા० બરજોરજી બેહેરામજી હતા. ૧૮૬૭નાં સાલમાં પેરીસ મધે ભરાયલાં દેશ પ્રદેશનાં મોટાં પ્રદર્શનોમાં અત્રેના યુનીઅન પ્રેસના માલેક મરહુમ શેઠ નાનાભાઇ રૂ. રાણીનાને તથા દફતર આશકારના માલેકો મેસરસ બેહેરામજી ફરદુનજી મરઝબાનની કું० ને તેમના ઇંગ્રેજી, ગુજરાતી, મરાઠી અને બીજી ભાષાઓમાં સરસ ચોપડી ચોપાન્યાની સફાઇ માટે કાંસાના ચાંદોનાં ઇનામો મળ્યાં હતાં. એ છાપખાના મધે દર વરસ જે કેલેન્ડર નીકળતું તે તેની સુંદર છપાઇ માટે શરૂઆતનાં ઘણા વરસો વેર વખણાતું હતું. એજ માફક આકોલાનાં પ્રદર્શન મધે તેમને ૧૮૬૮ નાં સાલમાં સર્વથી સારી છપાઇને માટે સરટીફીકેટ ઓફ મેરીટ મળી હતી. વળી સરસ કોતરકામને માટે તેમની કંપનીને એજ સાલમાં ભરૂચ ખાતેના ઉદ્યોગ અને ખેતીવાડીનાં પ્રદરશનમાં રૂપાંનો ચાંદ મળ્યો હતો. ૧૮૭૧ નાં સાલથી એજ છાપાખાનાના માલેકોએ "નુરે-એલ્મ" નામનું સાધારણ ગ્નાન, વીધા, કેળવણી, સંસારી વારતા, તવારીખ, હુન્નર, રમુજ વીગેરેનું દર માસ પ્રગટ થતું એક ગુજરાતી ચોપાન્યું પરવરતાવવા માડયું હતુ, જેના પ્રથમ શરૂઆતથી ૧૮૮૦ સુધી મી० જેહાંગીર બે. મરઝબાન અધીપતી હતા. એજ છાપખાનાના માલેકોએ તા० ૨૮ મી જુલાઇ ૧૮૭૧ ને દીને ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લડાઇની તવારીખ ગુજરાતી ભાષામાં શેઠ એદલજી મંચેરજી ખોરી પાસે લખાવી તેનું પુસ્તક ચીત્રો સાથ છુટા ભાગોમાં પ્રગટ કરવા માંડયું હતું. આ પુસ્તક ૧૦ ભાગોમાં ૩૪૬ મોટા સફાનું ૧૫૪ ચીત્રો સાથે ૧૮૭૫ માં પુરૂં થયું હતું. ૧૮૮૧ નાં સાલથી મરહુમ શેઠ બેરામજી એ છાપખાનાની માલેકી સાથ છુટા પડયા હતા, અને મરહુમ શેઠ મહેરવાનજી એકલા માલેક થયા હતા.

મરનાર શેઠ મહેરવાનજીને એક જાહેર છાપાવાળા તરીકે પોતાની જીંદગીમાં કેટલાક જંજાલ્યત ભરયા મુકદમાઓ લડવા પડયા હતા જે પાછળ તેમને ભારે ખરચ વારંવાર થતો હતો. એ મુકદમાઓમાં ઘણાખરામાં તેમના અધીપતી શેઠ કે. ન. કાબ્રાજી પણ શરીક હતા અને તેઓ ઘણાખરા મુકદમાઓમાં જીત પામ્યા હતા. પારસી પંચના માલેક તથા અધીપતી શેઠ નસરવાનજી દોરાબજી આપઅખત્યારે "રાસ્ત ગોફતાર" ના માલેકો શેઠો બેહેરામજી તથા મહેરવાનજી ફરદુનજી મરઝબાન અને અધીપતી શેઠ કેખસરો કાબ્રાજી ઉપર પોતાની બદનક્ષી કરવાનો વાંક મેલી સમન્સ લીધા હતા. તે મુકદમો વડા મેજીસ્ટ્રેટ મી० કાનનની હજુરમાં ત્રણ વખત સાંભળયા બાદ ૨૯ મી જાનેવારી ૧૮૭૪ ને દીને ઉરાડી નાખ્યો હતો. 'કયસરે હીંદ' પત્રના માલેક તથા અધિપતી મી० ફરામજી કાવસજી મહેતાએ પોતાની બદનક્ષી કરવાનો આરોપ 'રાસ્ત ગોફતાર' ના અધીપતી મી० કેખશરૂ નવરોજજી કાબ્રાજી તથા માલેક તરીકે મરહુમ મહેરવાનજી ફ. મરઝબાન ઉપર મેલી વડા મેજીસ્ટ્રેટ મી० કુપર આગળ ફર્યાદી માંડી હતી, તેનો ચુકાદો તા० ૨૪ મી સપટેમ્બર ૧૮૫૦ ને દીને આપ્યો હતો. મેજીસ્ટ્રેટે દરેક પ્રતીવાદીને રૂ. ૨૦૧ નો દંડ કરી દરેક દંડમાંથી રૂ. ૧૫૦ ની રકમ ફર્યાદીને અપાવવાનો હુકમ કીધો હતો. આ ઉપરથી રાસ્ત ગોફતારના મજકુર અધીપતી તથા માલેક તરફ કદરદાન લોકલાગણીનો જુસ્સો ઉભરી નીકળયો હતો અને લોકોએ તેમના તરફ દીલસોજી બતાવવા માટે એક ફંડ ઉભું કીધું હતું, જેમાં મુંબઇ તથા દેશાવરના પારસીઓએ રકમો ભરી હતી. આ ફંડમાં તે સાલ રૂ. ૫૬૬૪ ભરાયા હતા, જેનો ઉપયોગ એ મુકદમાના ખરચ પાછળ કરવાને અરજ કીધી હતી.

અત્રેની નેશનલ કોંગ્રેસ ભીકઝાયા પછી થોડાં વરસ રહીને એઓના પત્રે સુજરાતી લખાણ બદલી શેઠ દાદાભાઇ નવરોજજીની પક્ષ છોડી સર મંચેરજી ભાવનગરી જેમના મરહુમ તથા તેમના અધીપતી મી૦ કાબાજી મોદી મીત્ર હતા તેમની પક્ષ ખેંચી. સેવટે એ પત્ર સામે "ધી ચેમપીઅન" નામનો કોંગ્રેસનો એક છાપો જે મી૦ ચેમબર્સ ચલાવતો હતો તેણે હાઇ કોરટમાં મરનારની સામે નુકસાનીનો દાવો લગભગ ૧૫ વરસ ઉપર માંડયો હતો, જેમાં મરનારની સામે ખરચ સાથનું હુકમનામું થયું હતું. ૧૯૦૧ નાં સાલના નવેમ્બર માસમાં તેમનાં પત્ર "રાસ્ત ગોફ્તાર" ને કાઢવાને પચાસ વરસની જુબીલી થવાનો પ્રસંગ હતો. તે ઘણી ધામધુમથી પાળવામાં આવ્યો હતો. તે વેળા ગુજરાતનાં મુખ્ય શહેરો ખાતેથી તથા મુંબઇની કેટલીક સભાઓ તરફથી આવેલાં માનપત્રો વંચાવાં હતાં. તથા માજી અધીપતી મી૦ કેખુશરો નવરોજજી કાબ્રાજીએ એ પત્રનો કેટલોક હેવાલ કહી સંભળાવતાં આ માનપત્રોનો જુદો જુદો ઉતર વાળયો હતો. વળી એજ દીને રાસ્ત ગોફ્તારના માલેક તરીકે મરહુમ શેઠ મેરવાનજીને તેમના પત્ર તથા કારખાનાના કામદારોએ એક સોનાની દાબડી સાથ એક માનપત્ર એનાયત કીધું હતું, જેનો તેવણે જવાબ દીધો હતો. રાત્રે શેઠ મેરવાનજીએ એક ખાણું આપ્યું હતું તથા દફતર આશકારા છાપખાનાને ફુલ પાનથી શણુગારીને યાદગાર રોશની કરી હતી. એજ દીને મરહુમ શેઠે રાસ્ત ગોફ્તારના ગ્રાહકોને એ પત્રની તવારીખની એક ચીત્રયુક્ત ચોપડી નામે "હેવાલ રાસ્ત ગોફ્તાર" ની ભેટ આપી હતી. આ જ્યુબીલીના સંબંધમાં રાસ્ત ગોફ્તારના સ્ટાફને જાહેર ઉપરાણાથી એક ખાણું આપવામાં આવ્યું હતું, જે વેળા સર જમશેદજી જીજીભાઇ ઉપર વાઇસરાય લોર્ડ કરઝન તરફનો આવેલો મુબારકબાદીનો સંદેશો વાંચી સંભળાવવામાં આવ્યો હતો. વળી નોવેલટી થીએટરમાં મી૦ બાલીવાલાએ આ પ્રસંગે એક ખાસ નાટક કીધો હતો. શેઠ દાદાભાઇ નવરોજજી છેલ્લાં આ દેશમાં પધારયા તે વેળા તેમને અત્રેના કેટલાક તેમને હાથનાં જાહેર ખાતાંઓએ માનપત્રો આપ્યાં હતાં. તે વેળા મરહુમ શેઠ મહેરવાનજીએ "રાસ્ત ગોફ્તાર" ના કાઢનાર એક તરીકે તેમને અત્રેની ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટ મધે માનપત્ર આપ્યું હતું. મરહુમ મી૦ મહેરવાનજીની કાઠી તથા બાંધો બહુ સારો હતો. તેવણનો દેખાવ એક કદીમ ઘરાની જેવો લાગતો અને સેવટ સુધી પહેરવાસ પણ અસલી ઘરાનીના જેવોજ હતો. તેવણ અસલી ફેંટોજ મરણના છેલ્લા દીન સુધી પહેરતા. ઍંસી વરસની વધુ ઉમર છતાં તેવણ છેક ગયાં વરસ સુધી સારી તબીયત અને તીક્ષણ પાચન શકતી ધરાવતા હતા. તેવણ ક્લબના શોખીન હતા અને અત્રેની તેમની માનીતી "ફીનીક્ષ ક્લબ" માં નીયમીત હાજરી આપતા તથા તેને ટકાવી રાખવાની કાળજી બતાવતા.

અત્રેના વીદ્યા હુન્નરનાં પ્રદરશનમાં તેવણે "રાસ્ત ગોફ્તાર" તરફથી ઘણાંક વરસ લગી વાર્ષીક ઇનામો છાપાના હુન્નરનાં ઉતેજન માટે આપ્યાં હતાં. તેવણ પોતાની પાછળ એક બેટા શેઠ પીરોજશાહ મેલી ગયા છે જેઓ રૂના મુકાદમીના ધંધામાં મચી ગયા છે. તેમનો બીજો બેટો જવાન વયે ગુજરી ગયો હતો. મરહુમ મી૦ મહેરવાનજીએ તેમના ભાઇ શેઠ બહેરામજી જેટલું ગ્યાન મેળવયું ન હતું. મી૦ બેહેરામજી ઉર્દુ જબાનના તથા ખાસ કરી સાહીત્યના શોકીન હતા અને તેવણ બાકી બુદ્ધીના જબરા વહેવારૂ ગ્યાન ધરાવનારા હતા. શેઠ મેહેરવાનજી ભોલા હતા, જેવણ પોતાનાં છાપખાનાના માણસો તરફ સારો ભાવ ધરાવતા હતા. "રાસ્ત ગોફ્તાર" જેવાં એક આગળ વધેલાં સુધારાનાં પત્રને ચલાવી સુધારા વધારાનાં કામમાં તેવણ પોતાનો ટેકો ઘણીક વેળા આપજશ ને દરબાર કરવા વીના આપતા.

---

## મરહુમ મીસ શીરીનબાઇ પીરોજશાહ માણેકજી ડમરી

**ઉમર વરસ ૨૪.**



**પુણા મધે જનમ**—રોજ ૪ થો શરેવર માહા ૧ લો ફરવરદીન સને ૧૨૫૬ યઝદેજરદી, તા૦ ૨૨ મી સપટેમબર સને ૧૮૮૬.

**મરણ**--રોજ ૨૩ મો દેપદીન માહા ૫ મો અમરદાદ સને ૧૨૮૦ યઝદેજરદી, તારીખ ૨ જી ફેબરવારી સને ૧૯૧૧.

# મરહુમ મીસ શીરીનબાઇ પીરોજશાહ માણેકજી ડમરી.

ઉપલાં બાઈ ગોંડલના પોલીસ સુપ્રીનટેનડંટ મી૰ પીરોજશાહ માણેકજી ડમરીના વડાં બેટી થતાં હતાં. તેવણ ૨૪) વરસની ભર જવાન વયે રોજ ૨૩ મો માહા ૫ મો શેહેનશાહી સને ૧૨૮૦, તા૰ ૨ જી ફેબરવારી સને ૧૯૧૧ ને દીને ગોંડલમાં બેહેસ્તનશીન થયાં હતાં. મરહુમ બાઇએ ગુજરાતી તથા અંગ્રેજી ભાષાની ઉંચી કેળવણી લીધી હતી અને એ ઉપરાંત સંગીત, ચીત્રકળા, ભરતકામ વીગેરે હુન્નરોમાં સારી કુશળતા બતાવી હતી. તેવણને છેહલાં ભરૂચના સ્ત્રી હુન્નરના પ્રદરશનમાં પીકચરો માટે સરટીફીકેટ ઓફ મેરીટ મલ્યું હતું. તેવણ બુદ્ધીશાળી તથા ઘણુંજ ઉદ્યોગી હતાં અને રેશમના કીડા ઉછેરી રેશમ બનાવવાનો હુન્નર હાથ-લીધો હતો. તેવણ સ્વભાવે ઘણું માયાળુ અને મીળનસાર હતાં. તેમનાં નાહાની વયે ગુજરવાથી તેવણના દુખી માત પીતા તેમજ તેવણના ત્રણ ભાઈ અને એક બેહેન તરફ લોક લાગણી ઘણી ફેલાઈ હતી અને પોતાની દીલસોજી બતાવનારા ઘણાક સંદેસા તાર અને ટપાલ દવારાએ આવ્યા હતા. ગોંડલના નામદાર માહારાજા સાહેબ તરફથી પણ એક લાગણી ભરેલો તારનો સંદેસો આવ્યો હતો. મરહુમના સબને રાજકોટ લઈ જઈ અવલમંજલ પોહોંચાડવામાં આવ્યું હતું.

આશરે એક સદીકા પેહેલાં નામદાર બ્રીટીશ સરકારે કાઠીઆવાડમાં કોઠી નાંખી ત્યારે મરહુમ બાનુના પીતા મી૰ પીરોજશાહ માણેકજીના વડવાઓ સરકારના લશકર સાથે આવી વેપાર અરથે રાજકોટમાં વસ્યા હતા. મી૰ પીરોજશાહ મુંબઈ ઈલાકા પોલીસના ડેપ્યુટી સુપ્રીનટેનડંટની પદવી ધરાવે છે અને તેવોની નોકરી નામદાર બ્રીટીસ સરકારે સ્વસ્થાન ગોંડલને ઉછીની આપેલી છે જ્યાં તેવો પોલીસ સુપ્રીનટેનડંટના ઓદ્ધા ઉપર છે.

પરવરદેગાર એ બેહેસ્તનશીન બાઈના પાક આત્માને બેહેસ્તમાં વાસો આપે—અને તેમના વીયોગથી તેમના માત-પીતા તથા ભાઇઓ અને બેહેન ઉપર જે દુઃખ આવી પડ્યું છે તે સહન કરવાની તેમને શકતી આપે.

# છાપામાં છપાતી દવાઓની જાહેર ખબરો વિષે અનુભવ.

પેંઠ—જીલ્લા નાસીક. તા૦ ૩-૧-૧૯૧૧.

**મહેરબાન ડાકટર અને દેશી વૈદ કાલીદાસ મોતીરામ—**

આપ સાહેબની બનાવેલી દેશી વનસ્પતીની **બાદશાહી યાકુતી અનંગ વિલાસ** તથા **લેપ** બંને દવા વાપરવાથી અત્યંત ફાયદો થયો છે. એ દવા દરેક રીતે ગુણકારી તેમજ સ્વાદિષ્ટ માલમ પડી છે.

જો કે એક વખત દરેક પેપરોમાં શક્તિની દવા વગેરે અનેક લાંબી લચક જાહેર ખબરો વાંચી તેવી દવાથી દુર રહેવા અને તેના બાબમાં એક મુંબાઇના જાણીતા પત્રમાં ચર્ચાપત્ર લખ્યું હતું. પણ આપની દવાની અતી તારીફ થવાથી અને ભલા જલા વીદ્વાનોના તેમજ મોટા માણસોના અભિપ્રાય વાંચવાથી વિશ્વાસ રાખી દવા મંગાવવે તેનો ખરો ભાસ થયો છે અને તમારી દવાની તારીફ કરૂં તેટલી થોડી છે.....

સેવક **ફરામજી જમશેદજી**—આબકારી કોન્ટ્રેકટર.

## બાદશાહી યાકુતી અનંગ વિલાસ.

(આ દવાનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે.)

આ દવા શક્તિની દવાનો રાજા છે. રાજા રજવાડા તથા પૈસાદાર લોકો આ રાજવંશી દવા બહુજ પસંદ કરે છે. આ દવા ઉમદા દેશી વનસ્પતીની બનાવટ છે. તાકાત માટે ઉંચામાં ઉંચી દેશી દવા જોઈએ તો બાદશાહી યાકુતી અનંગ વિલાસ છે. આ દવા વાપરવામાં કોઈ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

## બાદશાહી ચુનાની લેપ.

(આ દવાનો સરકારી રજીસ્ટર નંબર ૧૯૫ છે.)

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે અને તે શરીરની નસોને પુરતી તાકાત આપે છે. નબળી પડી ગયેલ નસોને પુરતું જોર આપી ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઈલાજ છે. આઊંસ એકની ડબીના રૂપીયા આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાલીદાસ મોતીરામ,

રાજકોટ—કાઠીયાવાડ.

## રાવલપીંડીવાલા નવાબ

## ખાન બાહાદુર ધનજીભાઇ ફકીરજી કામાડોર

સી. આઈ. ઈ., કે. ઇ. એચ.

ઉમર વરશ ૬૬.



**સુરતમાં જનમ**—રોજ ૮ મો માહા ૨ જે શેહનશાહી સને ૧૨૧૫ યઝદેઝરદી,
તા૦ ૪ થી નવેમબર સને ૧૮૪૫ ઇસ્વી.
સવંત ૧૯૦૨ ના કારતક સુદ ૫ ને વાર મંગલવાર

**મરીહીલ ખાતે મરણ**—રોજ ૨૩ મો દેપદીન માહા ૧૦ મો દેહે સને ૧૨૮૦
યઝદેઝરદી, તા૦ ૨ જી જુલાઇ ૧૯૧૧ ઇસ્વી.

# રાવલપીંડીવાલા ખાનબહાદુર ધનજીભાઈ ફકીરજી કામાડોર સી. આઇ. ઇ., કે. ઈ. એચ. નું મરણ— અને તેમની જીંદગીનું વૃતાંત.

———(०)———

નવાબ ખાનબહાદુર ધનજીભાઇ ફકીરજી કામાડોર સી. આઇ. ઇ. કે. ઇ. એચ. ના મરણથી જરથોસ્તી કોમમાંથી એક ઝલઝલતો તારો—જાણેમ દેવ મોહતે બુજાવી દીધો છે. મધ્યમ સ્થિતીમાંથી થોડીક કેળવણી લઈ, જાતી મહેનત, ખંત અને પ્રમાણીકપણાંથી મરહુમે જે સાહસો ઉંચકી લઇ ફતેહમંદી મેલવી હતી તે માટે પંજાબના તો શું પણ કુલે જરથોસ્તીઓને મગરૂર થવાનું હતું. મોટી કીર્તી અને માનપાન મેલવી જરથોસ્તી કોમની નામના મરહુમે ઘણી વધારી હતી.

આપ મેહેનતથી વધી માણસ શું શું કીર્તી મેલવી શકે છે તેનો દાખલો પોતાનાં કુતુંબીઓનેજ માટે નહીં પણ દરેક જરથોસ્તી માટે એ મરહુમ નર મુકી ગયા છે.

મરીની સીતલ ટેકડીપર તા૦ ૨ જી જુલાઇ ૧૯૧૧ (રોજ દેપદીન, માહ દે, શેહેનશાહી સને ૧૨૮૦) ને દીને ૬૬ વરસની વયે મરહુમ હક થયા હતા, ત્યાંથી એઓની લાસને રાવલપીંડી લાવી ત્યાંનાં ફરવનદીઆનમાં બીજે દીને ઝુમીકા કરવામાં આવી હતી. મરહુમનાં હક થવાની ખબર મલતાંજ એઓનાં માનમાં મરીનું બજાર વેપારીઓએ બંધ કરી નાખ્યું હતું, અને તેમની લાશ સાથે દરેક કોમના મુખીઓ વગેરેની એક મોહટી ઠઠ લગભગ એક માઈલ સુધી પાયદલે આવી હતી. લાશને અવલમંજલ પોંહચાડવામાં આવી તે દીને રાવલપીંડીની દરેક સરકારી ઓફીસ મરહુમનાં માનમાં બંધ કીધી હતી.

ઈંગ્રેજ સરકારે કેટલાંક કામોમાં એઓની કીધેલી ચુંટણી અને એઓપર મુકેલો વિશ્વાસ સારી અને સંતોશકારક રીતે મરહુમ કામાડોરે પુરવાર કરી આપ્યો હતો. ઈંગ્રેજ સરકારની જે કીમતી સેવાઓ બજાવી મરહુમ શેઠ તેઓને કેટલા મદદગાર થઇ પડયા હતા તે નીચલી વીગતોપરથી જણાશેઃ—

નવાબ ખાનબાહાદુર ધનજીભાઇ ફકીરજી કામાદોર સી. આઇ. ઇ., કે. ઇ. એચ. સુરતમાં રોજ ૮ મો માહા ૨ જો શેનશાહી સને ૧૨૧૫ યજદેજરદી, તારીખ ૪થી નવેમ્બર સને ૧૮૪૫, સંવંત ૧૯૦૨ ના કારતક શુદ ૫ ને વાર મંગળને દીને જનમ્યા હતા. તેઓ મરહુમ ફકીરજી કામાદોર (વેપારી) ના એકપુરા પુત્ર હતા. ૧૮ વરસની કોમલ વયે નીશાલ છોડી મુંબઇવાલા મેશર્સ એલેકઝાંડર બ્રાઇસની કુંપનીના ખરીદદાર આડતીયા તરીકે પોતાની કારકીરદી શરૂ કીધી. ઉપલી પેઢીમાં તેઓએ લગભગ ત્રણ વરસ નોકરી કરી હતી. એ પેઢી સાથનો પોતાનો સંબંધ છોડવા પછી શેઠ ધનજીભાઇ ૧૮૬૫ નાં સાલમાં રાવલપીંડી (પંજાબ) આવ્યા હતા, અને તે વખતના શાહ વેપારી મેશર્સ જાંગીરની કંપનીના મેનેજરનો ઓધો મેલવ્યો હતો—જે ઓધો તેઓએ ૧૪ વરસ સુધી ઘણી ફતેહમંદી સાથે

ભોગવ્યો હતો. ૧૮૭૯ માં તપાલખાતાંએ રાવલપીંડી અને મરી વચ્ચેની પોતાની તાંગા અને બેલ ગાડીઓની લાઇન કાઢી નાખવાનો ઠેરાવ કીધો. એ વખતે રાવલપીંડી અને મરી વચ્ચેની એ લાઇન ઘણી નજીવી જેવી હતી. તપાલખાતાં માટે એ લાઇન ચલાવવાને ઘણા સંખ્યાબંધ ઉમેદવારોમાંથી સરકારે શેઠ ધનજીભાઇને ચુંટી કાઢયાથી તેવણે મેસર્સ જાંગીરની કંપનીની નોકરી છોડી દીધી હતી. પોતાની અઠાગ મહેનત, બાહોશી અને વેપારી કુનેહથી શેઠ ધનજીભાઇ હીંદુસ્તાનમાં એક સર્વેથી મોટી અને સર્વેથી અગતની તાંગા અને બેલ ગાડી ચલાવવાની એક એજન્સી સ્થાપવામાં ફતેહમંદ નીવડયા હતા. એ એજન્સી આજ દીન સુધી જાહેર પ્રજાને એક આશીરવાદ થઇ પડી છે, અને શેઠ ધનજીભાઇની વેપારી કુનેહની માન પમાડનારી યાદગારી છે. અસલના વખતમાં રાવલપીંડીથી કેશમીર જે ૨૦૦ માઇલનો તપ્પો છે ત્યાં સુધી મુસાફરી કરવામાં લગભગ બે અઠવાડીયાંનો વખત જતો હતો, પણ એ કંતાલા ભરી મુસાફરી ફકત ૩૦ કલાકના થોડા અરસામાં હમણાં કરવામાં આવે છે, જે માટે મુસાફર પ્રજા તરફથી જેટલું માન અને શાબાશી શેઠ ધનજીભાઇને આપવામાં આવે તેટલાં થોડાં છે. ૧૮૯૮ના અકતોબર માસમાં કેશમીર દરબારે એક ઠરાવ પસાર કર્યો હતો જેમાં શેઠ ધનજીભાઇની કેશમીર રોડ ઉપરના તોંગા અને કેરીંગ એજન્ટ તરીકેની કીંમતી સેવાઓની પીછાણ કરવામાં આવી હતી.

હીંદુસ્તાનનાં વાવ્ય ખુણાંની સરહદ ઉપરની છેલ્લી લડાઇઓ અને રમખાનની વખતે તેમજ દક્ષીણ આફ્રીકા અને ચીનની લડાઇના સમયે શેઠ ધનજીભાઇની વીચારવંત, ઉદાર અને કીમતી મદદ હમેશાં હાજર હતી, જે નીચલા દાખલાઓ ઉપરથી જણાઇ આવશે:—

(૧) ઇશાઝાઇ—૧૮૯૨ માં જ્યારે ઇશાઝાઇ તરફ દુશમનોની ચીંગારી સલગી ઉઠી ત્યારે લશકરી અને સીવીલ સતાધીકારીઓને તોંગાઓની સારી મદદ શેઠ ધનજીભાઇએ કરી હતી. તપાલખાતાંએ તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૯૨ નાં પોતાનાં પત્રમાં ઇશાઝાઇ ફીલ્ડ ફોર્સના જેનરલ સાહેબને લખી જણાવ્યું કે "તેઓનો કોનટ્રેકટર ખાનબાહદુર અબદુલ રહેમાન પોતાની શરતો બજા લાવવા સાફ ના પાડી બેઠો છે. તેજ મહિનાની ૧૮ મી તારીખની બપોરે ૧૨) વાગે શેઠ ધનજીભાઈને મદદ માટે તારનો પેગામ મળ્યો હતો. તા૦ ૨૦ મીએ જોઇતી સામગ્રીનો મોટો ભાગ એ શેઠે તૈયાર કર્યો અને તા૦ ૨૧ મીએ તો રાવલપીંડીથી ૧૧૦) માઇલને છેટે આવેલા હુઝાસ પ્રગણામાં તોંગાની એક ચાલુ લાઇન શરૂ કીધી. તપાલખાતાંની ભલામણથી લડાઇ વખતે બજાવેલી સેવાઓ માટે તા૦ ૩ જી ડીસેમબર ૧૮૯૨ નાં પત્ર મારફતે હીઝ એક્ષલેન્સી ધી કમાનડર-ઇન-ચીફનો આભાર શેઠ ધનજીભાઇએ મેલવ્યો હતો.

(૨) ચીટરાલ:—૧૮૯૫ માં ચીટરાલની લડાઇ વખતે જ્યારે સતાવાલાઓએ શેઠ ધનજીભાઇને અરજ કીધી ત્યારે એ શેઠે તરતજ નીચે પ્રમાણે તારનો સંદેશો મોકલ્યો :— "મારા સર્વે ઘોડાઓ, તોંગાઓ અને હાંકનારાઓ તપાલખાતાંની સેવા માટે તૈયાર છે." ચીટરાલમાં સમાધાની થયા પછી બ્રીગેડીયર જેનરલ બીનડન બ્લડે જેનરલ સર રોબરટ લો જેવો ચઢાઇના લશકરના વડા અમલદાર હતા તેઓ તરફથી શેઠ ધનજીભાઇની કીમતી મદદ ઘટતી રીતે સ્વીકારી હતી.

(૩) મલાકન્ડ-મોહમંદ બુનેર—૧૮૯૮ ના મલાકન્ડ-મોહમંદ બુનેરની ચઢાઇ પુરી થયા પછી તા૦ ૨૦ મી આગસ્ટ ૧૮૯૮ ના સરકારી ગેઝેટમાં તા૦ ૨૫ મી જુલાઇનાં તપાલખાતાંના હેવાલમાં નીચલો ફકરો આવ્યો હતો :—

"આખરે, મેસર્સ ધનજીભાઈ એન્ડ સન જેઓએ જાહેર લાગણી અને વફાદારીથી દોરવાઇને પોતાની સેવાઓ અર્પણ કીધી હતી તેઓની સેવાઓ સરકારની જાણમાં લાવવાને ઇચ્છું છું. એ પેઢીએ આ હેવાલમાં જણાવેલી દરેક તપાલની લાઇન ઘણાજ થોડા વખતમાં અને ઘણી સંપુર્ણતાથી ચાલુ કરી હતી. એ લાઇનો ઘણી અગત્યતા ધરાવતી હતી અને તેને સેવટ સુધી ઘણીજ સારી રીતે ચાલુ રાખવામાં આવી હતી, જેથી કરીને પંજાબના પોસ્ટ માસ્તર જેનરલને યા મને એ લાઇનનાં કામકાજના સંબંધમાં કાલજી કરવાનું સેહેજબી કારણ મલ્યું નહિ હતું.

તા૦ ૨૦ મી ઓગસ્ત ૧૮૯૮ નાં સરકારી ગેઝેટમાં એક ઠેરાવનો નીચલો ફકરો છાપવામાં આવ્યો હતો:—

"મેલ કંટ્રાકટરો મેસર્સ ધનજીભાઇ અને સન્સે આ ચઢાઇઓના સંબંધમાં સઘળી ડોક લાઇનોનું કામ માથે લઇ ઘણી સંપુર્ણતાથી બજા લાવી જે મદદ ઘણી સારી રીતે કરી હતી તેની ખાસ નોંધ લેવાને હું હીઝ એક્ષલનસી ધી કમાનડર-ઇન-ચીફની કાઉનસીલ ખાહેશ ધરાવે છે."

(૪) તોચી—૧૮૯૭ નાં સાલમાં "તોચી ફીલ્ડ ફોરસ" ના સંબંધમાં તપાલખાતાંની માંગણી શેઠ ધનજીભાઇએ નીચલા બોલોમાં સ્વીકારી હતી:—"નફા યા ખોટની કસી પણ દરકાર કીધા વગર લશ્કરીખાતાં માટે "ડાક" લાઇનનો બંદોબસ્ત કરીશ—કારણ માહારાણીની સેવા બજાવવા હું હંમેશ આતુર છું."

તા૦ ૧૨ મી મે ૧૮૯૮ ને દીને તપાલખાતાંના વડા અમલદારે (ડીરેકટર જેનરલ ઓફ પોસ્ટ ઓફીસીસ) સરકાર પર મોકલેલા પોતાના રીપોર્ટમાં શેઠ ધનજીભાઇનાં વખાણ નીચે પ્રમાણે કર્યાં હતાં:—

"લડાઇ વખતે એક સારી 'મેલ અને તાંગા લાઇન' સ્થાપવા અને ચાલુ રાખવામાં જે કીમતી મદદ ખાનબાહાદુર સી. ધનજીભાઇએ તપાલ અને લશ્કરી ખાતાંને કીધી હતી, તે માટે તેઓને ઘણી તારીફ ઘટે છે. એવી જાહેર લાગણી અને વફાદારી સરકારનાં માન મેલવવાને ઘટારત છે."

તા૦ ૨૪ મી ડીસેમ્બર ૧૮૯૭ નાં પોતાનાં કાગલમાં "જેનરલ ઓફીસર કમાન્ડીંગે" જણાવ્યું હતું કે "સરૂઆતનો ખરચ ઘણો મોહટો હતો. અને આવક ફકત ચાલુ ખર્ચ પુરો કરવાને બસ હતી. તે છતાં સરૂમાં થએલા મોહટા ખરચ માટે મી૦ ધનજીભાઇએ કશી મદદ મેલવવાની આશા રાખી નહીં હતી—કારણ સરકાર પોતાને જે ઘટારત લાગે તેવી રીતે એ સેવાઓની પીછાણ કર્યા વગર રહેનાર નથી."

લઢાઇની આખેરીએ "હીઝ એક્ષેલનસી ધી કમાનડર ઇન ચીફ" તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૯૮ ને દીને એક પત્ર લખી શેઠ ધનજીભાઇની સેવાઓની કદર ઘટની રીતે પીછાણી હતી.

(૫) તીરાહ:—તીરાહની લડાઇ પુરી થવા બાદ મરહુમ સર વીલ્યમ લોકહોર્ટે તા૦ ૨૫ મી માર્ચ ૧૮૯૫ ના પોતાના હેવાલમાં શેઠ ધનજીભાઇ માટે નીચલા બોલો લખ્યા હતા:—

"બીમાર અને ઘાયલ થયલાઓને "બેઝ હોસ્પીટલ" માં લાવ લઇજાવની સવલતા કરી આપવા અને મેલ અને તાંગાની લાઇનને સ્થાપવા લશ્કરી ખાતાંની સેવામાં પોતાનો

સઘળો અસબાબ આપી જે મદદ શેઠ સી. ધનજીભાઇએ તીરાટમાં લડવા આવેલાં લશ્કરને કરી હતી, તે 'કમાન્ડર ઇન ચીફ' ની જાણમાં લાવવાની આએ તક લેઉં છું. એ સેવાઓ પૈસાના ભોગે કરવામાં આવી છે, અને હું ધારૂં છું કે શેઠ ધનજીભાઇએ દેખાડેલી જાહેર લાગણીઓ ખાસ પીછાણને લાયક છે."

તા૦ ૧૫ મી નવેમ્બર ૧૮૯૮ નાં પત્રમાં હીંદી સરકારે શેઠ ધનજીભાઇનો ઉપકાર માન્યો હતો. તે ઉપરાંત બીમાર અને ઘાયલ લડવૈયાઓને લાવ લઇજાવ માટે "પોની એમબ્યુલન્સ તાંગાઓ" લશ્કરી ખાતાંની સેવામાં મુકી જે માયાળુ અને માનસાઇ મદદ કીધી હતી તે માટે શેઠ ધનજીભાઇએ જેનરલ સર જયોર્જ વાહીટ, કમાનડર–ઇન–ચીફ તેમજ તીરાટના જેનરલ ઓફીસર કમાંન્ડીંગ અને પ્રીન્સીપલ મેડીકલ ઓફીસરનાં માન મેલવ્યાં હતાં·

(૬) દક્ષિણ આફ્રીકા—ઈંગ્રેજ અને બોર વચ્ચે દક્ષીણ આફ્રીકામાં જ્યારે લઢાઈ જાગી ઉઠી ત્યારે ઈંગ્રેજ રાજ્યને દરેક રીતની મદદ આપવાની માંગણીઓ દુન્યાના જુદા જુદા ભાગ તરફથી કરવામાં આવી હતી. એ લડાઈમાં મોટી મુશીબત અને ઘણી હાડમારી પડશે એમ શેઠ ધનજીભાઇને સારી રીતે રોશન હતું તોપણ પોતાની સારી સમજ પ્રમાણે આગમચેતી વાપરી લશ્કરને માટે "એમબ્યુલન્સ" તાંગાઓ સર્વે સાજ સાથ સંપુર્ણ કરી સરકારની સેવામાં મુકવામાં શેઠ ધનજીભાઇ પછાત પડયા નહીં હતા. ઈંગ્રેજ સરકારે આએ ઉદાર માંગણી સ્વીકારી હતી અને શેઠ ધનજીભાઇને લશ્કરી ખાતાં તરફથી નીચલો તારનો સંદેશો મળ્યો હતોઃ—"એમ્બ્યુલન્સ" તાંગાઓ, ઘોડા અને સર્વે સાજની મદદ આપવાની માંગણી જે વફાદાર લાગણીથી શેઠ ધનજીભાઇએ કીધી છે તે માહારાણી સાહેબની સરકાર ઘણાં વખાણ સાથ સ્વીકારે છે.

કરકતીઓ (Stretchers), પહેલી મદદના ઇલાજો અને દરેક હથીઆર તેમજ ઓજારથી સજ થયલા "ગેલપ્પીંગ એમબ્યુલન્સ" નો ખાનબહાદુર સી. ધનજીભાઇની બક્ષેસથી ઉભો થયલો એક સંપુર્ણ રસાલો તા૦ ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૦૦ ને દીને એક ખાસ ત્રેન મારફતે રાવલપીંડીથી ઉપડયો હતો. એ રસાલા સાથે ઘોડાઓ અને તેના સાજ તેમજ ગાડીઓ ઉપરાંત બાર માસ ચાલે એટલો—મરામત કરવાની તૈયાર કરેલી દરેક ચીજનો એક મોહટો જથો મોકલવામાં આવ્યો હતો. એ રસાલો કલકતામાં તા૦ ૨૪ મી ફેબ્રુઆરીએ આવી પુગ્યો હતો અને ઘણીજ બારીક તપાસ પછી "બ્રીતીશ ઈંડીયા"ની ભાડે લીધેલી "ઉજી"નાં નામની આગબોટમાં તા૦ ૩ જી માર્ચ ૧૯૦૦ ને દીને દક્ષીણ આફ્રીકા જવાને માટે ઉપડી ગયો હતો. દક્ષીણ આફ્રીકાનાં ઓરેન્જ ફ્રી સ્તેતમાં આવેલા બ્લોમફ્રોનેતેન શેહેરમાં તાંગાનો ઉપલો રસાલો આવી પુગતાં સીપાહસાલાર લોર્ડ રોબર્ટસ, ફીલ્ડ મારશલ તરફથી શેઠ ધનજીભાઇને નીચલો પેગામ તાર મારફતે મલ્યો હતોઃ—"આજે મેં તમારા 'એમબ્યુલન્સ તાંગા' ની તપાસ લીધી છે. લશ્કરી કામને તે સારી રીતે લાયક છે, અને આએ લડાઇને માટે મલેલા તમો તરફના વફાદાર અને ઉપયોગી ફાલા માટે તેમોને મુબારકબાદી આપું છું."

વીલાયતમાં લડાઇખાતાંને મોકલેલા પોતાના હેવાલમાં લોર્ડ રોબર્ટસ નીચે પ્રમાણે લખે છેઃ—

"ખાનબાહાદુર ધનજીભાઇ, પંજાબમાં એક લાંબા વખતનાં વસવાત કીધેલા પારસી

ગ્રહસ્થ, જેણે દરદીઓને લાવ લઇજાવ કરવા તંગાઓની બક્ષેસ કીધી હતી, તેઓને ઘણો આભાર ઘટે છે. આએ તાંગાઓ સાથે ઘોડા અને હાંકનારોબી એ ગ્રહસ્થેજ પુરા પાડયા હતા એટલુંજ નહીં પણ દરેક જરૂરી સાજ બી સાથે મોકલ્યો હતો. તાંગાઓ ઘણાજ ઉપ્યોગી થઇ પડયા હતા."

ખુદ લડાઇની વખતે સારી રીતે સજ થએલા આએ તાંગાઓ લાગતા વલગતાની જાનમાં અવારનવાર આબ્યાજ કીધા હતા અને તેઓનાં ઉપ્યોગીપણાં માટે વખાણ મેલવતા હતા. "હનતર્સ હોરસ" ના વડા વૈડય કરનલ વીલીઅમ્સે નીચલા બોલો એ તાંગાઓ માટે ઓચર્યા હતાઃ—"લડાઇ પુરી થવા પછીથી 'ન્યુ સાઉથ વેલ્સ'ની સરકાર પર એક તાંગો મોકલવાની અરજ હું કરનાર છું."

**(૭) ચીન**—ચીનમાં લડાઇનાં ચીન્હો માલમ પડતાંજ શેઠ ધનજીભાઇ વળી પાછા પોતા તરફથી મદદ બનતી આપવા પહેલા બાહેર પડયા હતા. ચીનમાં મોકલવામાં આવેલાં લશ્કર માટે "ગેલપ્પીંગ એમબ્યુલન્સ" ના એક સંપુર્ણ રસાલાની મદદ ઈંગ્રેજ સરકારે નીચલા તારના સંદેશા મારફતે સ્વીકારી હતી. "ચીન માટે તાંગાઓની તમારી વફાદાર અને ઉડાર મદદની માંગણી માહરાણી સાહેબની સરકાર ઘણી પીછાણ સાથ સ્વીકારે છે."

મેજર જેનરલ બોઈસકોમ્બે ઘણીજ બારીક તપાસ કીધા પછીથી "ગેલપ્પીંગ એમબ્યુલનસ" નો રશાલો તેના ઘણાં માન પામેલા બક્ષેસ કર્તા તરફ દરેક કોમની સારી દીલસોજી ભરી ઇચ્છાઓ સાથે તા૦ ૪થી આગસ્ટ ૧૯૦૦ અને શનીવારને દીને એક ખાસ ત્રેન મારફતે રાવલપીંડીથી ઉપડી ગયો હતો. શેઠ ધનજીભાઇએ પોતાની કાલજી પ્રમાણે ઉપલા રસાલા સાથ ઘોડાઓ તેના સાજ સાથે તેમજ કરકતીઓ સાથના તાંગાઓ ઉપરાંત પહેલી મદદની દરેક જરૂરી અને ઉપ્યોગી ચીજ અને બાર માસ ચાલે એટલો મરામત કરવાનો દરેક અસબાબ મોકલ્યો હતો. તા૦ ૭ મી આગસ્ટે એ રસાલો કલકતા આવી પુગ્યો હતો, અને રાબેતાની તપાસ પછી જે ઉમદા કામ માટે તે ઉભો કરવામાં આવ્યો હતો તેને માટે તદન લાએક ઠર્યો હતો. ઈંગ્રેજ સરકારને મદદ કરવા ખાનબાહદુર ધનજીભાઇની આએ બીજી ઉડાર બક્ષેસ "બ્રીટીશ ઈંડીઆ કંપની" ની ભાડે લીધેલી "ફાઝીલકા" નામની આગબોટમાં પોતાના દેશ માટે જાન આપનાર તૈયાર થએલા લડવૈયાઓને કામે લાગવા તા૦ ૯ મી આગસ્ટને દીને ચીન માટે કલકતાથી ઉપડી હતી. તાંગાઓ ચીનમાં આવી પુગતાંજ સીપાહસીલાર સર જ્યોર્જ ગેઝલી તરફથી ખાનબહાદુર ધનજીભાઇને નીચલો તાર મળ્યો હતોઃ—"તમારા 'એમબ્યુલનસ તાંગાઓ'ની મેં આજે તપાસ પેકીંગ ખાતે લીધી છે અને મારી સરદારી હેઠલનાં લસ્કર તરફથી આએ ઉપ્યોગી અને ઉદાર બક્ષેસ માટે હું તમારો આભાર માનુંછું."

ઉપલા તાંગાઓ ચીનમાં લસ્કરી ખાતાંને મદદનું એક કીમતી સાધન થઇ પડયા હતા. કારણ જુદે જુદે ઠેકાણે ઉભી કીધેલી ઇસ્પીતાલોમાં બીમાર અને ઘાયલ થએલાઓને લાવ લઇજાવ કરવાનાં એ શીવાય બીજાં કશાં સાધન હતાં નહીં. એક પ્રસંગે તો તાંગાઓને જુદી જુદી પ્રજાનાં એક ભેગાં લસ્કર સાથ પેકીંગથી પાઉતંગફુ સુધી નજદીક એક માસની સફરે મોકલવામાં આવ્યા હતા જે વેલાએ તાંગાઓની પીછાણ કેટલી થઇ હતી તે એક અમલદારનાં એક કાગલના નીચલા ફકરા પરથી માલમ પડશેઃ—"'ગેલપ્પીંગ તાંગાઓ' ઘણુંજ ઉમદા કામ બજાવે છે અને દરેક જણને અચરત કરેછે. મેંજરમન અમલદારોને

એ તાંગાઓ વીશે સમજ પાડતાં તાંગાની સોધ અને સંપુર્ણ પણાંએ તેઓપર ઘણી અસર કરી હતી." એક બીજો અમલદાર લખે છે કે "દેશ પરદેશના લશ્કરી અમલદારો પર તાંગાનાં ઉપ્યોગીપણાંએ ઘણી સારી અસર કરી હતી. અને તેઓ તાંગાઓની ઘણી વખાણ ગાતા હતા.

ધનજીભાઇની તાંગા ત્રેન એવાં નામ હેઠલ તાંગાઓનો રસાલો ઇંગ્રેજ સરકારે ચીનમાં ત્રણ વરસ રાખ્યો હતો.

બીમાર અને ઘાયલ થએલાઓની દરેક હાજત પુરી પાડવાનાં સાધન ધરાવવા ઉપરાંત ઝડપને લીધે "ધનજીભાઇ એમબ્યુલનસ" તાંગાએ દુન્યાના દરેક ભાગમાં સારૂં નામ મેલવ્યું છે. એટલે વેર કે કેટલાક મોટા લશ્કરી અમલદારોનું મત છે કે "હીંદના એમબ્યુલનસ" ખાતાંના ભાગ તરીકે એ તાંગાઓને દાખલ કરવા.

તાંગાના ધંધા વીશે જાણવાનું જરૂર થઇ પડે છે કે હીંદુસ્તાનના લગભગ દરેક મેલ તાંગા લાઇનના કનત્રાકટરો ઘોડા ભાડેના વાપરે છે. પણ શેઠ ધનજીભાઇ હંમેશા એક મોહટો તબેલો પોતાને ખરચે ચલાવતા રહયા હતા. ૧૮૯૭-૯૮ ની સરહદ તરફની ગડબડ વખતે ૧૫૦૦ ઘોડાઓ શેઠ ધનજીભાઇને રાખવા પડયા હતા, અનેહાલ એઓએ સ્થાપેલી કંપની ૧૦૦૦ ઘોડા હમેશાં રાખે છે.

પોતાની ખાનગી અને વેપારી ઝેહેમતો છતાં બી શેઠ ધનજીભાઇ જાહેર કામોમાં ઘણીજ કાલજી દેખાડતા હતા. સંસાર અને કેલવણી ખીલવવામાં પોતાથી બનતું કરવા ઘણો આગેવાન ભાગ લેતા હતા.

રાવલપીંડી મધે "માસી" દરવાજા ઉપર આવેલી લાઇબ્રેરી (જે એઓનાં નામે ચાલે છે) પ્રજા માટે એઓએ ખુલી મુકી હતી, અને તેનો સર્વે ખરચ એઓજ નીભાવતા હતા.

રાવલપીંડી,-મરી અને કેશમીર વચ્ચે આવજાવ કરતા ઉતારૂઓની સગવડ માટે એ શેઠે બંધાવેલું "કરઝન રેસ્ત હાઉસ" ખરેજ એક આશીરવાદ જેવું છે. મી૦ કામાડોર નજદીક પચીસ વરસ સુધી મરી મ્યુનીસીપલ કમીતીના એક સભાસદ હતા, જેમાંનાં બાર વરસ વેર તો ઉપપ્રમુખનું કામ બજાવ્યું હતું.

રાવલપીંડી જીલ્લામાં પેહેલા વર્ગના 'ઓનરરી' માજીસ્રેટ તરીકે લગભગ નવ વરસ વેર સેવા બજાવી સરકાર અને પ્રજાનાં માન મેલવ્યાં હતાં.

છેલ્લાં નવ વરસ વેર રાવલપીંડીની જેલની મુલાકાત લેવાનો હક એક "નોન ઓફી-શીઅલ વીઝીટર" તરીકે ભોગવયો હતો.

૧૮૯૭ માં રાવલપીંડી ખાતે ભરાએલી દુકાલ નીવારણ કમીટીના ઉપપ્રમુખ તરીકે ઘણી કીમતી અને બીનસ્વારથી સેવા બજાવી હતી.

દીલ્હીની "ચેમ્બર ઓફ કોમર્સ" ના (એ ચેમ્બર્સની સ્થાપના થઇ તે દીવસથી) સભાસદ હતા અને લાહોરવાલી "હીંદુ ટેકનીકલ ઈનસ્તીત્યુત"ના એક "ગવરનર" હોવાનું માન ધરાવતા હતા. કલકતા "લાઇત હોર્સ" ના "લાઇફ ઓનરરી" મેમ્બર હતા.

પોતાની સાદાઇ અને સાહલેસાઇથી શેઠ ધનજીભાઇએ દરેક કોમનાં માન મેલવ્યાં હતાં. કારણ કોમ યા પરકોમ—ઉંચ યા નીચ—તવંગર યા ગરીબ—એ દરેક તરફ ઘણીજ

સભ્યતા અને રહેમદીલ દેખાડતા હતા. એક સારા માયાલુ સ્વભાવના શેહેરી તરીકે ધનજીભાઇએ પોતાની ફરજ ઘણીજ તારીફલાએક રીતે બજાવી હતી. મરહુમે પોતાની જીંદગીમાં ખાનગી અને જાહેર સખાવત ઘણી કીધી છે. અને તેનો આંકડો લાખોપર જાય, એમ જણાએ છે—પણ પોતાનાં એકાંત સ્વભાવને લીધે તે જાહેરમાં લાવવાની પરવાહ કીધી નથી, એટલુંજ નહીં પણ પોતાનાં સગાં સ્નેહીઓને તે જાહેર કરવાની મના કરી ગયા છે.

દક્ષીણ આફ્રીકામાં બીમાર પડી ગયલા અને ઘાયલ થયલાઓના ઉપયોગ માટે તંબાકુ અને ચીરૂતની ઉદાર ભેટ માટે રાજા એડવરડ, લોર્ડ કીચનર અને વડા વૈદક અમલદાર તરફથી મરહુમનો ઉપકાર માનવામાં આવ્યો હતો.

જાહેર પ્રજા અને સરકારની ઘણી ઉપયોગી સેવાઓ બજાવવા માટે ૧૮૯૩ નાં સાલમાં મરહુમને ખાનબાહદુરનો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો. અને ૧૮૯૫ મ "સી. આઇ. ઇ." નો એલકાબ આપવામાં આવ્યો હતો. સને ૧૯૦૧ માં એઓની સેવાઓની વધુ પીછાણ તરીકે "કયસરે હીન્દ"નો પહેલા વર્ગનો સોનાનો ચાંદ આપવામાં આવ્યો હતો.

ઉપલાં માન અકરામ ઉપરાંત પંજાબની સરકારના "દરબારી" હોવાનું માન ધરાવતા હતા અને ૧૯૦૩ માં દીલ્હીમાં ભરાએલી "કોરોનેશન દરબાર" વખતે તેઓને વાઇસરોએ આમનત્રણ કીધું હતું અને એક રૂપાંનો ચાંદ ભેટ આપ્યો હતો.

૧૯૦૯ માં મરહુમને "નવાબ"નો ખેતાબ મલ્યો હતો. ઈંગ્રેજ સરકાર તરફથી "નવાબ"નો ખેતાબ મેલવનાર પેહલા જરથોસ્તી એઓજ હતા. આવતા ડીસેમ્બર માસમાં દીલ્હીમાં ભરાનારી દરબારમાં હાજર રહેવાનું નોતરૂં એ શેઠને થઇ ચુકયું હતું અને ઘણાક અમલદારોને મોહને સમજાતું હતું કે એ પ્રસંગે એઓને "સર—નાઇત" નો એલકાબ મલવાની દરેક વકી છે—પણ જાલેમ દેવ મોહતે—એઓની કીમતી જીંદગીનો અંત લાવી મેલવાથી એ વધુ માન—જેને દરેક રીતે તેઓ લાએક હતા—તે મેલવવા આગમજ આએ ફાંની દુન્યા છોડી ગયા છે.

જાહેર કામોમાં પોતાનો કીમતી વખત આપવા છતાં—અને પોતાના ધંધાની હદ બાહેર જંજાલી છતાં "મેસોનીક" બાબદો માટે મરહુમ ઘણીજ કાળજી રાખતા હતા. મેસોનીક મંડળનાં એક આગેવાન અને ચુસ્ટ સભાસદ હતા અને ખંત બાહોશી અને નમ્ર સ્વભાવથી એ મંડળની એક મોહટી પદવીએ ચઢવાને સામર્થવાન થયા હતા.

## ફ્રી મેસન સંબંધી કારકીર્દિ.

હુન્નર—માનને લાયક બાઇ કોમોદોર એદ. ધનજીભાઇ, નં. ૧૪૧૩, ૧૪૪૮ અને ૧૯૯૫ના લોડજોના તથા અંગ્રેજી કાયદાઓના માજી માસ્તર, તથા પંજાબના માજી ડેપ્યુતી દીસ્ત્રીકત ગ્રાંડ માસ્તર, ઘણા જાણીતા અને માન પામેલા ફ્રીમેસન હતા; કોઇબી બાઇ અથવા ફ્રી મેસનની કોઇબી મંડલીને જો એવણની સલાહ અને મદદની જરૂર હોય તો તે હમેશાં તૈયારજ હોય છે. પોતાના હુન્નરના ઉમંગ વચ્ચે પોતાની જાતી અગવડને કદી આવવા

હેતા નહી, અને ખુદ પોતાના કામની ચિંતા અને જોખમદારીના બોજા છતાં ફ્રીમેશનના કામની ફરજો હંમેશાં ખુશ સ્વભાવે બજા લાવતા હતા.

ભાઇ ધનજીભાઇ રાવલપીંડી ખાતે નવા સ્થાપેલા લૉડજ "મેયો" નં. ૧૪૧૩ ઇ. સી. મધેના પેહેલાજ ઉમેદવાર તરીકે તા૦ ૧૫ મી અક્તોબર ૧૮૭૨ ને દીને જોડાયા હતા, અને બીજી અને ત્રીજી પદવી પણ એજ લોડજ મધે એવણે મેળવી હતી. ૧૮૭૪ માં જુન્યર વોરદન તરીકે એવણુની નેમણુક થઇ હતી અને ૧૮૫૦ માં વરશીપફુલ માસ્તર થયા હતા, અને અત્યાર સુધી એવણુ મેમ્બર હતા.

(ક) માનને લાયક ભાઇ ધનજીભાઇએ ૧૮૭૩ નાં સાલમાં મરી ખાતે નં૦ ૧૪૪૮ વાલો "લાઇત ઇન ધ હીમાલ્યઝ" નામનો લોડજ શરૂ કીધો અને તે લોડજનું પેહલું ઉપરીપણું ૧૮૭૬ માં એવણે કીધું. બીજું ઉપરીપણું ૧૮૯૪ માં કીધું અને હજી સુધી તેના મેમ્બર છે.

(ખ) એવણે રાવલપીંડી ખાતે વેરત રીડજ મધે "રાઇઝીંગ સ્તાર" નામના નં. ૧૯૯૫ ઇ. સી. વાલા લૉડજની ૧૮૮૩ નાં સાલમાં શરૂઆત કીધી હતી, અને તેના પેહલા વરશીપફુલ માસ્તરની પદવી મેલવી હતી ત્યાર બાદ ૧૮૮૮ માં તેને "મેયો" ના લૉડજ સાથે જોડી નાંખ્યો હતો.

(ગ) માનને લાયક ભાઇ ધનજીભાઇ લાહોર ખાતે ૧૮૯૦ ના સાલમાં ઉંઘાડેલા "ઍાલબર્ત લૉડજ" નં. ૨૩૭૦ ના સ્થાપકો મધેના એક હતા અને હજી સુધી તેના મેમ્બર છે.

(ઘ) માનને લાયક ભાઇ ધનજીભાઇ કાશમીરખાતે ૧૯૦૪ નાં સાલમાં ઉંઘાડેલા "તખ્ત—ઇ. સુલેમાન" નં. ૩૦૪૩ ઇ. સી. ના સ્થાપકો મધેના એક હતા.

(ચ) એવણુ ઇમ્પીરીયલ અર્ધરહુદ સ્કૉત કોન્સ્તીત્યુશનના મેમ્બર છે.

**રોયલ આર્ચ**—સર્વથી શ્રેષ્ટ દોસ્ત ધનજીભાઇને પેશાવર ખાતે તા૦ ૮ મી માર્ચ ૧૮૭૪ ને "ખાઇબર લૉડજ" સાથે જોડાયલા નં. ૫૮૨ વાલા "બૉરદર ચૅપીર" મધે રૉયલ આર્ચની દીગ્રી બક્ષવામાં આવી હતી, કેમકે તે વખતે રાવલપીંડી ખાતે કોઇ "ચૅપ્તર" હતાં નહીં, ત્યાર બાદ થોડા વખતમાં ૧૮૭૪નાં સાલની આખેરીએ રૉયલ આર્ચ ચૅપીર નં. ૧૪૪૮ "લોચ" નામનું ઉંઘાડવામાં આવ્યું હતું. સર્વથી શ્રેષ્ઠ દોસ્ત ધનજીભાઇ એના સ્થાપકો મધેના એક હતા, અને ઓફીસ મધે પાયરી દર પાયરી ચઢતાં ૧૮૭૮ નાં સાલમાં તેના પહેલા પ્રીન્સીપાલ થયા હતા. ત્યાર બાદ "લોચ" ને નં. ૧૯૬૦ વાલા "સ્તુઅર્ત ચેપતર" સાથે જોડવામાં આવ્યો હતો.

**માર્ક**—માનને લાયક ભાઇ ધનજીભાઇને ૧૮૭૪ નાં સાલમાં ૨૨ મી અક્તોબરે મરી ખાતે નં. ૧૮૦ ઇ. સી. "રામસે" વાલા લૉજ મધે માર્કની દીગ્રી ઉપર ચઢાવ્યા હતા અને ૧૮૭૫ માં જુન્યર વૉરદન થયા હતા. ત્યાર બાદ થોડા વખતમાં ઘણાં કારણોને લીધે તે લોજ કાહડી નાખ્યો, અને ૧૮૭૭ ના જુલાઇમાં માનને લાયક ભાઇ ધનજીભાઇએ લૉર્ડ ઓસલતન, જનરલ બોસવેલ અને બીજાઓની મદદ લઈને તે પાછો ચાલુ કીધો અને ખોરાક, સામાન, અને કામનાં ઓજારોના પૈસા પોતે આપતા હતા અને માર્ક માસ્તરના દીસ્ત્રીક્ત ગ્રાન્ડ લોડજ મધે પાયરી દર પાયરી વધીને વરશીપફુલ માસ્તર તરીકે

રાજ્ય ચલાવ્યુ. માનને લાયક ભાઇ ધનજીભાઇને ૧૯૦૦ નાં સાલમાં પંજાબના પ્રગણાના ડેપ્યુટી ગ્રાન્ડ માસ્તર બનાવવામાં આવ્યા હતા અને માર્ક મેસનરી મધેની અમુલ્ય સેવાઓને લીધે ૨૪ મી અકતોબર ૧૮૮૪ ના પેતંત મુજબ ઇંગ્લંડના ગ્રાન્ડ લૉડજની ગ્રાન્ડ સીન્યર દીકનની માન પામેલી પદવી ધરાવે છે.

માનને લાયક ભાઇ ધનજીભાઇને ૧૮૮૦ ના જાનેવારીની તા. ૨૮ મીને દીને રાવલપીંડી ખાતે "એરારત" નં. ૨૧૯ ના લૉડજમાં રૉયલ આરક મરીનરની દીગ્રી એનાયત કરવામાં આવી હતી અને બીજે વરસે વરશીપફુલ કમાન્ડર નોહાની દીગ્રી મલી હતી. માનને લાયક ભાઇ ધનજીભાઇને ૧૭-૧-૦૨ ને દીને મુબઇ મધે નં. ૨૩ વાલા "કામા કનકલેવ" મધે ઑરડર ઓફ ધી સીક્રેત મોનીતર મધે દાખલ કરવામાં આવ્યા હતા.

પંજાબના દીસ્ત્રીક ગ્રાન્ડ લોડજના હેવાલ પરથી નીચલા ઉતારાઓ ટાંકયા છે. આપણી છેલ્લી વાતચીત પછી "લાઇત ઇન ધ હીમાલ્યઝ"ની તપાસ લીધી છે અને સંતોષકારક હાલતમાં તે છે એમ ખબર મલી છે. એ લોડજ માનને લાયક ભાઇ ધનજીભાઇ એક પારસી ગૃહસ્થ ચલાવે છે. હું ધારૂં છું કે આ પહેલોજ દાખલો આ પ્રગણામાં બન્યો છે કે જ્યાં એક પારસીએ પુર્વ તરફની ખુરશી લીધી છે. હું ઇચ્છું છું કે એ બનાવ છેલ્લો હોય નહીં.

માનને લાયક ભાઇ ધનજીભાઇને જે ઓધ્ધા માટે એકમતે ચુંટી કાઢયા છે તેને દરેક રીતે લાયક પુરવાર થાય અને લાયક નીવડે.

વળી તા૦ ૨૭ મી ડીસેમ્બર ૧૮૯૫ ને દીને મલેલી મીતીંગના હેવાલ મધે રાઇત વરશીપફુલ બ્રધર કરનલ માસી પોતાના ડેપ્યુતી વરશીપફુપ બ્રધર કરનલ સી. એચ. તી. મારશલના રાજીનામાં વીશે ટીકા કરતા નીચે પ્રમાણે જણાવે છેઃ—

"એની જગા મારા ઘણા જુના અને ઘણા લાયક મિત્ર માનને લાયક ભાઇ ધનજી-ભાઇ કોમોદોરે પુરી છે કે જેવણ એકથી વધુ તોફાની વખતોએ ફ્રીમેસનરીની બાજુએ હતા અને તેને શાંતીમાં લાયા છે."

માનને લાયક ભાઇ ધનજીભાઇની ક્રાફ્ત મેસનરી મધેની સેવાની પીછાનમાં તેવણને ડેપ્યુટી દીસ્ત્રીકત ગ્રાન્ડ માસ્તરનો ઓધો બખશ્યો અને ૧૮૯૫ માં આર્ચના દીસ્ત્રીકત ગ્રાન્ડનો ઓધો મલ્યો જે એ સઉથી ઉંચા ઓધાઓ ક્રાફ્ત અને રૉયલ આર્ચ મેસનરીના હાથમાં છે.

ભાઇઓએ પોતાની સારી લાગણી એવણને મેસોનીક જવેરાતની ૫ થી વધુ બક્ષેસ કરીને દેખાડી આપી છે.

એ ઉપરથી દેખાય છે કે માનને લાયક ભાઇ ધનજીભાઇની ફ્રીમેસનની કારકીર્દી એવી છે કે જે વીશે કોઇબી ફ્રીમેસનવાલો મગરૂરી લઇ શકે અને ઓરડરના ઘણા જુવાન મેમબરોને એ કારકીર્દી એક ધડો પુરો પાડશે.

નાદરૂસ્ત નબલી તબીઅત છતાંબી અત્રેના નવા બંધાતા (રાવલપીંડીના) મેસોનીક હાલના પાયા નાંખવાની ક્રીયા બજાવવાનું આમનત્રણ એવણે સ્વીકારયું હતું. અને ગયા જુન માસની તારીખ ૬ થીએ એ ક્રીયા માટે મરી પાહડપરથા અત્રે ઉતર્યા હતા. તે વખતે એઓની તબીઅત લથડેલી માલમ પડતી હતી. પણ આટલા ટુંક વખતમાંજ સ્વર્ગવાસી થશે એવું કોઇને સ્વપનેબી નહી હતું.

મરહુમ નવાબસાહેબ સરકારી અમલદારો અને ખાનગી માહાન પુરષો સાથે કેવો ધારો સંબંધ ધરાવતા હતા તે વધુ પુરવાર એઓનાં મરણ પછીથી એઓનાં વીધવા અને કુટુંબીઓને મલેલાં દીલાસાપત્ર પરથી જણાઇ આવે છે. માટે એ દીલાસા પત્રની થોડીક નકલો અત્રે જાણવા જોગ થઇ પડશે.

(૧) જમુ અને કેશ્મીર સ્તેતના માહરાજા હીઝ હાઇનેસ જેનરલ સર પરતાપસીંગ, જી. સી. એસ. આઇ. તરફથી નીચલો દીલાસાનો તાર મરહુમના બેટા શેઠ સોરાબજીને મલ્યો હતોઃ—

"આશા છે, જે તમો તમારી યુરોપની સફરથી સહીસલામત આવી પુગ્યા હશો. તમારાં બેહન અને માતાજી તરફથી જાણી મને ઘણી દલગીરી પેદા થઇ છે કે મારૂં ભલું ઇચ્છનાર નવાબ ધનજીભાઇ સી. આઇ. ઇ. એકાએક અને નધારેલી વખતે ગુજર પામ્યા છે. મારી ખાત્રી છે કે મરહુમની ખોટનો દરેક જણ વીલાપ કરે છે. કારણ એઓ જાહેર પ્રજાની સેવામાં હંમેશા હાજર રહેતા. તમોને ગયલી ખોટમાં મારી ઘણી દીલસોજી છે."

(૨) વાઇસરોય અને ગવરનર જેનરલના એસીસતંટ પ્રાઇવેત સેક્રેટરી જે. બી. સ્કોટ એસ્કવાયર દીલાસા પત્રમાં નીચલા શબ્દો વાપરે છેઃ—

"......... મારા વાહલા મીત્ર ધનજીભાઇ સાથ મને ૨૧ વરસની ઓલખાણ હતી. એ અરસામાં હમો એકબીજાને સલાહ આપતા તથા લેતા અને અરસપરસ મદદ કરતા હતા. મરહુમનાં કોઇબી કુટુંબીઓને મદદ અને સલાહ આપવામાં માન અને મજાહ સમજીસ.

......... મરહુમ એક સાદા અને ઉડાર દીલનાં આદમી હતા. તેઓ પરોપકરીપણું અને સખાવતથી ભરપુર હતા. ... ... ..."

(૩) જોડયા પ્રાંતના લેફતેનંન્ટ ગવરનર સર જે. પી. હયુએટ, કે. સી. એસ. આઇ. સી. આઇ. ઇ. બેગમ આવાંબાઇપર દીલાસાપત્ર લખતાં નીચલા બોલ વાપરે છેઃ—

"......... હીંદુસ્તાનમાં મારો વખત હવે લગભગ પુરો થવા આવ્યો છે. પણ જો તમારા છોકરા યા કોઇબી કુટુંબીઓ સાથ કામનાં સમાગમમાં આવીશ તો જે તમારા મરહુમ પતી તરફ લાગણી અને માન મને હતાં તે હું સદા યાદ રાખીશ."

(૪) પોસ્ત ઓફીસના ડીરેકટર જેનરલ, ઓનરેબલ સી. સ્તુવર્ત વીલસન એસ્કવાયરે નીચલો તાર મોકલ્યો હતોઃ—

"તમોને જે દલગીરીભરી ખોટ ગઇ છે તેમાં મારી અને આખાં તપાલ ખાતાંની ખરાં દીલની દીલસોજી છે."

(૫) પંજાબ બેન્કીંગ કંપની લીમીતેડના મેનેજર સર ડી. પી. મેસને નીચલો દીલાસાપત્ર બેગમ આવાંબાઇ પર લખ્યો હતોઃ—

"તમારા વાહલા પતીનાં મોહતની ખબર મેં ઘણીજ દલગીરી સાથ જાણી છે...... ... કામકાજ, વેપાર, વનજ તેમજ મેસન અને સંસાર મંડલમાં ઘણાં વરસો થયાં હમોને ઘણી ધારી મીત્રાચારી પડી હતી ને હમોએ હમેશાં સાથે કામ કીધું છે. મને લાગે છે કે મેં મારો સૌથી સરસ મીત્ર ખોયો છે, કે જેની જગ્યા કદીબી પુરાવાની નથી........."

(૬) જમુ અને કેશ્મીર સ્તેતના ચીફ મીનીસતર "દીવાન રાવ સાહેબ અમરનાથે" નીચલો તાર મોકલ્યો હતોઃ—

"નવાબ સાહેબનાં મરણુની ખબર સાંભલી હમો સર્વે દુઃખી થયાં છેએ. દીલોજાની-ભરી દીલસોજી છે."

(૭) ધરમપોરથી પંજાબના લેફ્તેનન્ટ ગવરનરના એ. ડી. સી. તરફથી નીચલો તાર મલ્યો હતોઃ—

"લેફ્તેનન્ટ ગવરનરે તમારા માનવંત પતીનાં મરણુની ખબર ઘણી દલગીરી સાથ સાંભલી છે. મરહુમની ખાનગી કારકીર્દી અને જાહેર કામમાં આપેલી મદદની તેઓ આ તકે પીછાણુ કરે છે."

(૮) રાવલપીંડીના કમીશનર એફ. પોફેમ યંગ એસકવાયરે નીચલો પત્ર લખ્યો હતોઃ—

"તમારા પતીનાં મરણુના દલગીરીભર્યા સમાચાર મેં હમણુંજ સાંભલ્યા છે. એઓની ખોટ કેટલી બધી જણાશે તે લખવાની જરૂર જોતો નથી. પંજાબમાં મરહુમ ઘણુા જાણીતા અને માનીતા હતા........."

(૯) રાવલપીંડી દીસ્ત્રીકટના જેનરલ ઓફીસર કમાનડીંગ જેનરલ સર એ. આર. મારતીને નીચલો પત્ર લખ્યો હતો :—

"મી૦ ધનજીભાઇનાં મરણુની અફસોસકારક ખબર મને હમણુાં મલી છે. મને તો ખ્યાલ બી નહીં કે એઓ બીમાર હતા, નહીં તો હું જરૂર એઓને મલવા આવતે. મને ઘણો અફસોસ પેદા થાએ છે કે હું એઓને મલ્યો નહીં......મેં એક પુરાણા અને કીમતી મીત્રને ખોયા છે. મારા સસરા સર એનેસ્લી ડીરેનઝી એ ખબર જાણી ઘણા દલગીર થશે..."

(૧૦) નોર્થ વેસ્ત ફ્રંન્તીઅરના ચીફ કમીશનર સર જ્યોર્જ રૂસકેપલ દીલાસાનો તાર નીચે પ્રમાણે કરે છે :—

"નવાબ ધનજીભાઇનાં મરણુની ખબર સાંભલી હું ઘણો દલગીર થયો છું. જણાવવાને દલગીર છું કે એટલે છેતે હોવાથી મારા સર્વેથી પુરાણા મીત્રમાંનાં એક તરફ માનની છેલી લાગણી દેખાડવા મરહુમની પાયદસ્તમાં મારેથી આવી શકાયું નહીં.

(૧૧) રાવલપીંડીના ડેપ્યુતી કમીશનરે નીચલો પત્ર લખ્યો હતો :—

".........તમારા પતી મારા એક પુરાણા મીત્ર થતા હતા. તેઓ નમ્ર, માયાલુ અને ધાર્મીક ગ્રહસ્થ હતા.........તમો સર્વે તરફ મારી અને મારી ઘણીઆણીની દીલસોજી છે......"

(૧૨) કેશમીરના રેસીડંત કરનલ કે. ડી. અરસ્કીન તરફથી નીચલો તાર મલ્યો હતોઃ—

"નવાબ ધનજીભાઇનાં મરણુના સમાચાર ઘણી દલગીરી સાથ સમજ્યા છે. મરહુમનાં કુતુંબ તરફ દીલોજાની ભરી દીલસોજી છે."

(૧૩) પંજાબ અને વાય્વ પ્રાંતના પોસ્ત માસ્તર જેનરલનો દીલાસાનો તારઃ—

"નવાબનાં મરણુ વીશે જાણી હું ઘણો દીલગીર છું. એઓનાં સગાંઓ તરફ મારી ઘણી દીલસોજી છે."

(૧૪) રેલવે મેલ સરવીસના ઇનસપેકટર જેનરલ એચ. શેરીડન એસકવાયર તરફનો દીલાસાનો તારઃ—

"મારા પુરાણા મીત્રનાં મોહતથી મને ઘણી દલગીરી ઉપજે છે દીલોજાની ભરી દીલસોજી."

(૧૫) રાવલપીંડીની જરથોસ્તી અનજુમને એક જેનરલ મીટીંગ તા૦ ૫ મી જુલાઇએ બોલાવી મરહુમનાં વીધવા અને કુટુંબને એક પત્ર લખી ઘટતા શબ્દોમાં દીલાસો દીધો હતો.

મરહુમને દશ ફરજંદ થયાં હતાં તેમાં ચાર છોકરા અને છ છોકરીઓ, પણ તેમાંથી ફક્ત ચારજ હાલ હૈયાત છે. મરહુમનાં એકપુરા બેટા શેઠ સોરાબજી ધનજીભાઇ કામાડોર, વડાં બેતી બાઇ શીરીનબાઈ તે શેઠ નશરવાનજી મેરવાનજી કામાનાં ધણીઆણી, બીજાં બેતી બાઇ પીરોજબાઇ તે શેઠ જમશેદજી પાલનજી કેકોબાદનાં ધણીઆણી અને ત્રીજાં બેતી બાઈ આઇમાએ તે શેઠ મેરવાનજી એદલજી જશાવાલાનાં ધણીઆણી. એ કુટુંબનાં માથાપર મરહુમનાં નેક, માયાલુ, રાંક અને સાદા સ્વભાવનાં વીધવા બેગમ આંવાંબાઈ હૈયાત છે. એઓનું છાત્ર પોતાનાં કુટુંબપર ઘણાં વરસ કાયમ રહે એવી દરેક જણ દુવા ગુજારે છે.

એક સારા ધીકતા ધંધા ઉપરાંત મરહુમ નવાબ પોતા પાછલ સારી પુંજી મુકી ગયા છે. મરહુમ જરથોસ્તી કોમ તરફ સારી લાગણી અને દીલસોજી ધરાવતા હતા. અને કોમનાં દરેક ભાઇને મદદ કરવા સદા તત્પર હતા. પોતાનાં વસીયતનામામાં રૂ. ૧૫૦૦૦) અંકે પંદર હજાર રૂપીઆની મુંબઇમાં ગરીબ જરથોસ્તીઓ માટે એક ચાલી બંધાવવા કાજે ફરમાવી ગયા છે.

મરહુમ નવાબ ખાનબાહદુર ધનજીભાઇનાં ઉઠમણાંની ક્રીયા ત્રીજે દીવસે પાછલા પોહોરનાં ત્રણ કલાકે મરહુમ શેઠનાં રાવલપીંડીનાં કુશાડે મકાનમાં લાહોરવાલા દસ્તુર સાહેબની આગેવાની હેઠલ કરવામાં આવી હતી. જે વેલા રાવલપીંડીમાં વસ્તા દરેક જરથોસ્તી ભાઇએ હાજરી આપી હતી.

ઉઠમણાંની ક્રીયા થઇ રહયા બાદ મરહુમની પોતાની પુંજીમાંથી અને બીજી સખાવતો કુલે રૂ. ૧૧૨૦૦) અંકે અગીઆર હજાર અને બસો નીચે મુજબ જાહેર કરવામાં આવી હતી.

| | |
|---|---|
| મરહુમની પુંજીમાંથી | રૂ. ૫૦૦૦) |
| મરહુમનાં વીધવા બેગમ બાઇ આવાંબાઇ | રૂ. ૨૫૦૦) |
| " બેતા શેઠ સોરાબજી | રૂ. ૨૫૦૦) |
| " બેતીબાઇ શીરીનબાઇ ન. કામાં | રૂ. ૫૦૦) |
| " " બાઇ પીરોજબાઈ જ. કેકોબાદ | રૂ. ૩૦૦) |
| " " બાઇ આઇમાય મે. જશાવાલા | રૂ. ૩૦૦) |
| મરહુમના જમાઇ શેઠ નશરવાનજી મેરવાનજી કામા. | રૂ. ૧૦૦) |

આએ રકમો ઉપરાંત મરહુમ નવાબ ખાનબાહદુર ધનજીભાઇ ઉપર જણાવેલી રૂપીઆ પંદર હજારની રકમ પોતાનાં વસીયતનામાં મારફતે મુંબાઇમાં જરથોસ્તીઓ માટે ચાલી બાંધવા મુકી ગયા છે. તેબી ઉઠમણાંની ક્રીયા વખતે જાહેર કરવામાં આવી હતી.

ઉપલી અગીઆર હજાર બસોની રકમનો મુખ્ય ભાગ રાવલપીંડીનાં ફરવરદીઆનમાં સધરીનું મકાન તેમજ માલી વગેરે નોકરોના કોઠરાં બાંધી પારસી અનજુમનને અરપણ કરવામાં વાપરવામાં આવશે. અને બાકી જે વધશે તે સુરત અને રાંદેર મધેનાં જરથોસ્તીનાં ફંડમાં મોકલવામાં આવશે. કયાં કયાં ફંડમાં તે હવે પછીથી નકકી કરવામાં આવશે.

# નજીવી જેવી ચીજ પણ તમો મફતમાં મેળવી શકવાના નથી.

એકાદ વેળા તમો કદાચ મેળવી બી શકો, પણ માણસ જાતનો ખવાસ એવા બંધારણ ઉપર બંધાયલો નથી; અને તેથી ઘણું કરીને કાંઇક મેળવવામાં તમને થોડું ઘણું બી દામ આપવું તો પડવાનુંજ.

ઘણું કરીને સસતી જાતની તંબાકુની નળીની ટોંચ સેલ્યુલોઇડની બનેલી હોય છે. પણ તમો વધુ દામ ખરચશો તો તમને ખરા કેરબાની ટોંચવાળી નળી મળશે.

એક ચોકકસ બોલીથી વેચાતો માલ (એટલે સેલ સસતી જાતનો અને ઉતરતી પંક્તિનો હોય છે. તેમાં ખસુસ કરીને સોનાના દાગીના બનાવવામાં હલકાં સોનાની રાવતી વાપરી હોય તો તેવા દાગીના સસતા પડે છે. અને તેની પરિક્ષા તે દાગીનાને ગાલ્યા શિવાય થતી નથી માટે સેલનો માલ ઉતરતી પંક્તિનો સાબીત થાય છે.

તમારા તાબાનું એનજીન હમેશા બરાબર ચાલ્યા કરે છે. ત્યારે એમ કહેવાય છે કે, તમો તમારૂં કામ ઘણું સારી રીતે બજાઓ છો, તમારા જેવુંજ કામ એક ઓછા પગારના એનજીનીઅરથી થવાનું નથી, તેમજ દાગીના બનાવવામાં પણ ઉપલી બાબદોજ સાચ્ચી છે.

એક ખબરદાર માણુસ જે સારૂંજ કામ કરે છે, તે દાગીના પણ સારાજ બનાવવાનો પણ એવા માણુસને વધુ પગાર આપવો પડે છે; અને તેથી દાગીનાની કિમ્મત વધી જાય છે. જ્યારે તમો સસતા સેલમાં વેચાતા દાગીના ખરીદ કરો છો ત્યારે દામ પ્રમાણેનું કામ તમને મળે છે, અને ઘણું કરીને તેવા દાગીનામાં ખામીવાળી બનાવટ માલમ પડે છે.

અગર તમને લાંબો વખત ટકે એવી મેકીંગ જોઇતી હશે તો, જુની મેકીંગ માહેલો મસાલો કાઢી લઇ બનાવેલી મેકીંગ તમો ખરીદ કરવાના નથી પણ સારી જાતનીજ ખરીદશો.

અગર તમને લાંબો વખત ટકે એવા દાગીના જોઇતા હશે તો, તમને તેની કિંમત પણ વધુ પડશે.

ઘણાં ઉંચાં કામો ખરાબ સરસામાનને લીધે બગડી જાય છે. અને ઘણી સારી પેઢીઓ ખરાબ માલ બનાવવાથી નિશફળ જાય છે. તેથી સારી બનાવટનો માલ ખરીદ કીધાથી પોશાય છે.

# આદરજી ડોસાભાઇ ચોકસીના દાગીના

સારી જાત અને બનાવટ માટે જાણીતા થઇ ચુકયા છે. એમાં જોઇતી રાવતી ગીનીના સોનામાં ૧૮ કેરેટની અમારે ત્યાં વપરાય છે. એથી દાગીના ઉપર ચોટાડેલી ટીલીઓ વગેરે ખરી પડતી નથી. હવે જો રાવતી ૧૫ કેરેટની વાપરી હોય તો દાગીના સસતાં થાય છે ૧૨) કેરેટથી વધુ સસતા થાય છે. અને જો બારોબાર રાવતી વપરાયલી હોય છે તો સસતાંનો પાર રહેતો નથી. ત્યારે અમારા બનાવેલા દાગીનામાં ઓછી રાવતી અને ૧૮) કેરેટનીજ વપરાય છે. જેથી દાગીનાના આવરદા લાંબા થાય છે. માટે અમારી બનાવટ ખરેખરી A. 1 છે. અમારા દાગીના કાંઇ સસતાં નથી, પણ પોતાની ઉંચી ખાશીઅત જાળવી શકે એવી બનાવટ પછી સસતાં બનાવવામાં આવ્યાં છે.

તમારો અનુભવ બીજાઓ જેવોજ છે તો, તમો પોતે અમારા દાગીનાની શા માટે અજમાયશ લેઇ જોતા નથી? તમારી મરજી પ્રમાણેની ફ્રાસન ચુંટી કાઢી અમને તમારૂં કામ સોંપો અને તેવુજ કામ બહાર કોઇ પણ ઠેકાણે બનાવવા આપો, અને પછી બંનેનું તોલ કરો. એનું નામ તે ખરી કસોટી.

# જરથોસ્તી બારીસ્ટરો.

અરદેશર કાવસજી શેઠના, ૧૮૮૫ (અમદાવાદ)
અરદેશર ધનજીભાઇ કા૦ પટેલ, ૧૮૯૩ (ફીરોજ
અરદેશર ફીરોઝ મેહતા, ૧૯૧૦ [પુર.
અરદેશર બેરામજી કાપડીઆ, ૧૮૭૨
અરદેશર માણેકજી મસાની, ૧૯૧૦
અરદેશર હોરમજી વાડયા, ૧૯૧૦
એરચ જાહાંગીર સોરાબજી તારાંપોરવાલા, ૧૯૦૯
એદલજી જમશેદજી ખોરી, ૧૮૮૩ (લંડન)
કાવશજી જમશેદજી પેટીગરા, ૧૯૦૦
કાવશજી બરજોરજી જશાવાલા, ૧૯૦૯
કેકોબાદ એદલજી જમશેદજી સંજાના, ૧૯૦૭
કેકોબાદ ભીખાજી દસ્તુર, ૧૯૦૩
કેખશરો આદરજી ઘાસવાલા, ૧૮૯૫
કેખશરૂ ખરશેદજી દલાલ, ૧૯૦૫
કેખશરૂ જાહાંગીર રૂસતમજી દાજી, ૧૯૧૦
કેખશરૂ બેરામજી પદમજી, ૧૯૦૯
કેખશરો શોરાબજી, ૧૮૯૬
ખરશેદજી માણેકજી ખરશેદજી શરાફ, ૧૮૬૯
જમશેદજી ખરશેદજી તારાચંદ, ૧૯૦૨
જમશેદજી જીવનજી ગજદર, ૧૮૭૧ (ભાવનગર)
જમશેદજી ફ્રરાંમજી બનાજી, ૧૯૦૬
જમશેદજી બેરામજી ભીખાજી કાંગા, ૧૯૦૩
જમશેદજી મેરવાનજી બોધસ, ૧૯૧૦
જાલ અરદેશર દાદાભાઇ નવરોજી, ૧૯૧૦
જાલ ખરશેદજી રતનજી બમનજી, ૧૯૦૯
જીજીભાઇ એદલજી મોદી, ૧૮૭૫
જેહાંગીર કાવશજી બીલીમોરીયા, ૧૯૦૩
જેહાંગીર કુવરજી કોયાજી, ૧૯૧૦
જેહાંગીરજી ખરશેદજી કામા, ૧૮૮૯ (નાગપુર)
જેહાંગીર ડોશાભાઇ ફ્રરામજી કરાકા.
જેહાંગીર દીનશાહ દાવર, ૧૯૦૦
જેહાંગીર પીરોશાહ દુબાશ, ૧૮૯૧
જેહાંગીર પેસતનજી, ૧૮૯૬
જેહાંગીર રૂશતમજી વખારીયા, ૧૮૯૬
જેહાંગીર સોરાબજી ખેરગામવાળા, ૧૯૧૧
જેહાંગીર હોરમસજી જેહાંગીર ભાભા.
જેહાંગીર હોરમસજી નશરવાનજી વકીલ, ૧૯૦૫
ટેમુરસ દાદાભાઈ જાલ, ૧૯૦૪
ડોસાભાઈ કાવસજી રાલી, ૧૯૧૧
ડોશાભાઇ મેરવાનજી કરાકા, ૧૮૮૯
દાદાભાઇ મનચેરજી કોહલા, ૧૮૯૨
દારાશાહ શાપુરજી શેઠના, ૧૯૦૦
દાદી હોરમજી દાદાભાઇ જડજ, ૧૮૯૩
દીનશાહ ધનજીભાઇ દાવર, ૧૮૮૦
દીનશાહ ફરદુનજી મુલ્લાં, ૧૯૦૮ (એડવોકેટ)
દોરાબજી નવરોજી ખંડાલેવાલા, ૧૯૦૬
દોરાબજી નસરવાનજી બાહાદુરજી, ૧૮૯૫
ધનજીશાહ અરદેશર અંકલેશરીઆ, ૧૯૦૬
ધનજીશાહ દોરાબજી, ૧૮૯૬
નવરોજી જાહાંગીર વાહાડીયા, ૧૯૦૯
નવરોજી દાદાભાઇ આલબ્લેસ, ૧૮૮૮ (યુરોપ)
નવરોજી પેસતનજી કામા, ૧૮૭૬
નવરોજી મેરવાનજી તારાચંદ, ૧૯૦૫
નવરોજી રૂશતમજી મોટાભાઇ, ૧૮૭૮ (યુરોપ)
નવરોઝ હોરમસજી નવરોજી મોદી, ૧૮૯૯
નસરવાનજી જમશેદજી દાદી, ૧૮૯૨
નસરવાનજી નવરોજી અંકલેશરીઆ, ૧૯૦૬
નસરવાનજી બેહેરામજી ગજદર, ૧૯૦૨
નસરવાનજી રૂશતમજી ધનજીભાઇ મેહેતા, ૧૯૦૫
નોશી ફરદુનજી સીરવાઇ, ૧૯૦૯
નાનાભાઈ નશરવાનજી સાહેર, ૧૮૯૫
નાનાભાઈ મેરવાનજી કાવસજી કપટાન, ૧૮૯૪
એન. સી. મેહેતા, ૧૯૦૪
પદમ પેસતનજી જીનવાલા, ૧૮૯૯
પેસતનજી ખરશેદજી તારાપોરવાલા, ૧૯૦૯
પેસોતન ધનજીશા પટેલ, ૧૯૦૭
પેસતનજી શોરાબજી કોટવાલ, ૧૮૮૯ (નાગપુર)
પેસતનજી એચ. જે. રૂસ્તમજી, ૧૮૯૬
પીરોજશાહ નશરવાનજી દારૂવાળા, ૧૯૧૧
પીરોજશાહ બેરામજી મલબારી, ૧૮૯૯
ઓ૦ સર પીરોજશાહ મેરવાનજી મેહેતા ,૧૮૬૮
પી. દાદાભાઇ, ૧૯૦૪
ફરદુનજી પેસતનજી જાં. તાલેયારખાન, ૧૮૯૪
ફરદુનજી બરજોરજી મોતીવાલા, ૧૯૦૬
ફરદુનજી સોરાબજી જાં. તાલેયારખાન ૧૮૯૪
ફ્રરામજી પેસતનજી ડાકટર, ૧૮૯૧ (ઝનજીબાર)
ફ્રરામરોજ મનચેરજી દાદીના, ૧૮૯૪
ફ્રરામરોજ રતનજી બમનજી, ૧૯૦૩
ફ્રરામરોજ એમ. શેઠના, ૧૮૫૩
ફીરોઝ કેરશાસ્પજી રૂસતમજી, ૧૮૯૫
ફીરોઝ કેરસાસ્પ, ૧૯૦૬
ફીરોજશાહ રતનજી મીણુવાલા, ૧૮૯૫
બમનજી કાવશજી કેપટન, ૧૮૯૧
બમનજી જમશેદજી વાહાડયા, ૧૯૦૬
બમનજી રતનજી બમનજી દુબાશ, ૧૮૯૪
બરજોરજી જમશેદજી અરદેશર દલાલ, ૧૮૯૪
બાપુજી દોરાબજી વાછા, ૧૯૦૫
બેરામજી રૂસ્તમજી મેહેતા, ૧૮૯૯
ભીખાજી બેરામજી કાંગા, ૧૯૦૮
મનચેરજી ખરશેદજી લાલકાકા, ૧૮૯૨

મનચેરજી દાદાભાઇ દાદીશેઠ, ૧૮૮૩
સર મનચેરજી મે. ભાવનગરી, ૧૮૮૫ (યુરોપ)
મઝરબાન મનચેરજી મઝરબાન, ૧૮૯૪
માણેકજી પેસતનજી મોદી, ૧૮૯૨
માણેકજી પેસતનજી આશાવઇદ, ૧૮૯૫
માણેકજી બે. દા. રેજીસ્ત્રાર, ૧૮૮૭ (નાગપોર)
માણેકજી રૂસતમજી મેહેતા, ૧૮૯૫
મેહેરવાનજી રૂશતમજી બાઇશ, ૧૮૯૯
મેહેરવાન હોરમજી હકીમ, ૧૯૧૦
રૂસતમજી ખરશેદજી તારાચંદ, ૧૯૦૦
રૂસતમજી જીવણજી જમશેદજી મોદી, ૧૯૦૮
રૂસતમજી ડોસાભાઇ ન. વાહાડયા, ૧૮૯૯
રૂસતમજી દીનશાહ બાટલીવાલા, ૧૯૧૦
રૂસતમજી ધનજીભાઈ શેઠના, ૧૮૮૪
રૂસતમજી નવરોજી બરજોરજી, ૧૮૯૯
રૂસતમજી ફ્રરામજી બહાદુરજી, ૧૮૯૫
રૂસતમજી બે. સોનાવાલા, ૧૮૯૦ (પાલનપુર)
રૂસતમજી બેરામજી કોલાબેવાલા, ૧૮૮૮
રૂસતમજી સોરાબજી દાંતરા, ૧૮૯૬
રૂસતમજી સોરાબજી બીલીમોરયા, ૧૯૧૧
લવજી મેરવાનજી વાહડીઆ, ૧૮૮૭(અમદાવાદ)
હીમજી નવરોજી બનાજી, ૧૮૬૮
વીકાજી ફરદુનજી તારાપોરવાલા, ૧૯૦૬
શીયાવક્ષ આદરજી ગોગાવાલા, ૧૯૦૭
શીયાવક્ષ રૂસતમજી માસ્તર, ૧૮૯૧ (હૈદ્રાબાદ)
શેહેરીયાર નશરવાનજી ડુંગાજી, ૧૯૧૧
સોરાબજી આદરજી દલાલ, ૧૯૦૮
સોરાબજી ખુરશેદજી દસતુર, ૧૯૧૧
સોરાબજી દાદાભાઇ બેદવાર, ૧૯૦૯
સોરાબજી બેહરામજી બનાજી, ૧૯૧૦
સોરાબજી રૂસતમજી દાવર, ૧૯૧૦
સોરાબજી હીમજીભાઇ દાવર, ૧૯૦૯
શાપુરજી જમશેદજી શાપુરજી, ૧૯૧૧
હોરમજી અરદેશર વાહાડીઆ, ૧૮૭૦ (રાજકોટ)
હોરમજી અરદેશર વકીલ, ૧૯૧૦
હોરમજી પી. મોદી, (એડવોકેટ) ૧૯૧૦
હોરમજી મનચેરશાહ મહેતા, ૧૯૦૯
હોરમજી સોરાબજી કેપટન, ૧૯૧૦
હોરમજી લશકરી, ૧૮૯૨ (ઝનજીબાર) [વોકેટ.
હોરમઝદીઆર કુંવરજી કોહયાજી, ૧૯૦૮ (એડ-
હોરમજદયાર ફીરોઝ હોશંગ દસ્તુર, ૧૯૧૧
હીરજીભાઈ હોરમજી હી૦ વાહયા, ૧૮૯૯

# પોસ્ટ ખાતાને લગતી જાણવા જોગ વીગતો.

**હીંદુસ્તાનમાં કાગલો, પોસ્ટ કારડ, રેજીસ્ટર કાગલો, સેમપલો, પારસલો, વરતમાન પતરો, બુક પોસ્ટ પર મરાતાં સ્ટાંપનો દર નીચે પ્રમાણે છે:-**

**પોસ્ટ કાર્ડ.** × 

| | કીંમત. |
|---|---|
| એકવડો.... ... ... | ૧ દોહોડયું. |
| જવાબ સાથનો ... ... | ૨ દોહોડયાં. |

**કાગળો.**

| | |
|---|---|
| એક તોલા સુધી વજનના ... | ૨ દોહોડયાં. |
| એકથી વધું અને દશ તોલા સુધી | ૧ આનો. |
| દશ તોલા ઉપરાંત દર દશ તોલા અથવા તેની અંદરનાં વજન માટે વધુ ... ... | ૧ આનો. |

**બુક પોસ્ટથી ચોપડી, ચોપાન્યાં અને નમુના મોકલવા માટે.**

| | |
|---|---|
| દશ તોલા સુધી ... ... | ૨ દોહોડયાં. |
| દશ તોલા ઉપરાંત બીજા દરેક દશ તોલા અથવા તેની અંદરના વજન માટે વધુ ... | ૨ દોહોડયાં. |

**રેજીસ્ટર કરેલાં વરતમાન પત્રો.**

| | |
|---|---|
| ૮ તોલા સુધી ... ... | ૧ દોહોડયું. |
| ૮ થી વધુ અને ૪૦ તોલા સુધી | ૨ દોહોડયા. |
| તે ઉપરાંત દર ૪૦ તોલા દીઠ | ૨ દોહોડયાં. |

**પારસલો.**

| | કીંમત. |
|---|---|
| ચાલીસ તોલા સુધી ... | ૨ આના |

તે ઉપરાંતના દર ચાલીસ તોલા માટે ૨ આના વધુ તે ૪૪૦ તોલા સુધી.

| | |
|---|---|
| ૪૪૦ તોલા અથવા તેથી ઓછા વજનના કોઈપણ પારસલને રેજીસ્ટર કરાવવાની ફી... ... ... | ૨ આના |
| ૪૪૦ થી ૪૮૦ તોલા સુધીના વજનના પારસલના ... ... | રૂ. ૩ |

તે પછીના દર ચાલીસ તોલા દીઠ ૪ આના વધુ તે ૮૦૦ તોલા સુધી. ૪૪૦ તોલાથી વધુ વજનનું દરેક પારસલ ફરજયાત રેજીસ્ટર કરાવવુંજ જોઇશે અને તે માટે બે આના વધુ થશે. પારસલો માટે લવાજમ આંગ ઉપરજ ભરવો જોઇશે.

કાગલો, બુક પોસ્ટ વગેરે રેજીસ્ટર કરવાની ફી ૨ આના.

રેજીસ્ટર કરેલી ચીજ હીંદુસ્તાનમાં જે ધણી ઉપર મોકલવી હોય અને તેના હાથની શહી પોંહોચ તરીકે મોકલનાર ધણીને જોઇતી હોય તો એક આનો વધારે પડે છે,

જે કાગજ, પેકેટ યા ખાનગી બનાવટના પોસ્ટ કારડ ઉપર લવાજમ આગલથી મુદલજ ભરયો નહી હશે તો તે માટે બેવડો લવાજમ લેવામાં આવશે, તથા અધુરો ભરયો હશે તો અધુરી રકમ બેવડી માગવામાં આવશે.

× ખાનગી બનાવટનાં પોસ્ટકારડની સરનામાવાળી બાજુએ જે કાંઇ લખાણુ, જાહેર ખબર વગેરે મુકવું હોય તે સરનામાવાળી બાજુના ફકત ડાબાહાથપરના અરધા ભાગપરજ હોવું જોઇએ અને માલેકના નામ અને સરનામા શીવાય જમણા હાથપરના અરધા ભાગપર કંઇપણ લખેલું, છાપેલું અથવા બીજી રીતે દરશાવેલું હોવું જોઇએ નહી. એવા કારડની સરનામાવાળી બાજુનો જો લખાણુ વગેરે માટે ઉપયોગ કરવો હોય તો તે બાજુનો એક ઉભી લીટી દોરી એવી રીતે વીભાગ કરવો કે લીટીની જમણી બાજુએ આખી જગયાનો ઓછામાં ઓછો અરધો ભાગ રહે. પણ છાપેલી ટીકીટવાલા પોસ્ટ કારડની સરનામાવાળી બાજુએ ફકત માલેકનું નામ અને સરનામું, મોકલનારનું નામ અને સરનામું અને પોસ્ટ કર્યાંની તારીખ (પણ કલાક નહિ); એ સિવાય બીજું કાંઇ લખી, છાપી અથવા દર્શાવી શકાતું નથી. ખાનગી બનાવટના પોસ્ટ કારડો વધુમાં વધુ સાડા-પાંચ ઇંચ લાંબા અને સાડા ત્રણ ઇંચ પોહલા અને કમીમાં કમી પોણા પાંચ ઇંચ લાંબા અને ત્રણ ઇંચ પોહલા સાઇઝમાં હોવા જોઇએ અને તે ટીકીટવાળા કારડો જેટલાજ જાડાં હોવા જોઇએ.

## ટપાલની ટીકીટો, પરબીડાંઓ તથા રેપરો નીચલા ભાવે વેચવામાં આવે છે:—

### ટીકીટો.

¼ આનો, ½ આનો, ૧ આનો, ૨ આના, ૨½ આના, ૩ આના, ૪ આના, ૬ આના, ૮ આના, ૧૨ આના તથા રૂ૧, રૂ૨, રૂ૩, રૂ૫, રૂ૧૦, રૂ૧૫ અને રૂ૨૫.

ઉપલી બધી જાતની છુટી ટીકીટો ઉપર જણાવવામાં આવેલા ભાવેજ વેચવામાં આવે છે.

**અરધા આનાવાળાં કમરસીયલ સાઇઝના પરબીડાં.**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ પરબીડાંના | ... | આ. | ૦ પ. | ૭ |
| ૨ ,, | ... | ,, | ૧ ,, | ૨ |
| ૩ ,, | ... | ,, | ૧ ,, | ૯ |
| ૪ ,, | ... | ,, | ૨ ,, | ૩ |
| ૫ ,, | ... | ,, | ૨ ,, | ૯ |
| ૧૦ ,, | ... | ,, | ૫ ,, | ૬ |
| ૧૫ ,, | ... | ,, | ૮ ,, | ૩ |
| ૨૦ ,, | ... | ,, | ૧૧ ,, | ૦ |

**અરધા આનાવાળાં જાડા ચોરસ પરબીડાં.**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ પરબીડાંના | ... | આ. | ૦ પ. | ૮ |
| ૨ ,, | ... | ,, | ૧ ,, | ૩ |
| ૩ ,, | ... | ,, | ૨ ,, | ૦ |
| ૪ ,, | ... | ,, | ૨ ,, | ૬ |
| ૫ ,, | ... | ,, | ૩ ,, | ૦ |
| ૧૦ ,, | ... | ,, | ૬ ,, | ૦ |
| ૧૫ ,, | ... | ,, | ૯ ,, | ૦ |
| ૨૦ ,, | ... | ,, | ૧૨ ,, | ૦ |

અરધા આણાવાળાં લંબ ચોરસ પરબીડાંઓ અરધા આણાને ભાવેજ મલશે.

**એક આનાવાળાં ચોરસ પરબીડાં.**

| | | |
|---|---|---|
| | આ. | પ. |
| ૮ થી ઓછી સંખયા માટે દર પરબીડાં દીઠ ... ... | ૧ | ૨ |
| ૮ પરબીડાંના દર પેકેટ દીઠ... | ૯ | ૩ |

**રેજીસ્ટર ટીકીટવાળાં નાના પરબીડાં.**

| | | | |
|---|---|---|---|
| ૧૬ થી ઓછી સંખયા માટે દર પરબીડાં દીઠ ... ... | | ૨ | ૨ |
| ૧૬ પરબીડાંના દર પેકેટ દીઠ ... | રૂ૨ | ૨ | ૬ |

**રેજીસ્ટર ટીકીટવાળાં મોટાં પરબીડાં.**

| | | | |
|---|---|---|---|
| | | આ. | પ. |
| ૮ થી ઓછી સંખયા માટે દર પરબીડાં દીઠ ... ... | | ૨ | ૮ |
| ૮ પરબીડાંના પેકેટ દીઠ ... | રૂ૧ | ૫ | ૩ |

**અરધા આનાવાળી ટીકીટવાળાં રેપરો.**

| | | |
|---|---|---|
| ૬ થી ઓછી સંખયા માટે દર રેપર દીઠ | ૦ | ૭ |
| ૬ રેપરના દર પેકેટ દીઠ ... ... | ૩ | ૬ |

**એક આનાવાળી ટીકીટવાળાં રેપરો.**

| | | |
|---|---|---|
| ૬ થી ઓછી સંખયા માટે દર રેપર દીઠ | ૧ | ૧ |
| ૬ રેપરના દર પેકેટ દીઠ ... ... | ૬ | ૬ |

### ચીજો પોસ્ટ કર્યા બદલની સરટીફીકેટ.

પોસ્ટ મારફતે જતી જે ચીજ માટે પોસ્ટ ઓફીસ તરફથી રસીદ આપવામાં આવતી નથી એવી દરેક ચીજ પોસ્ટ કરયા બદલનું સર્ટીફીકેટ મળી શકેછે. એ સર્ટીફીકેટ કાગળના કટકાપર યા ચોપડીમાં લખી જે ચીજ પોસ્ટ કરવાની હોય તેની સાથે પોસ્ટ આફીસમાં રજુ કરવું. જે ચીજો માટે સર્ટીફીકેટ જોઇતું હોય તે ઉપરનાં સરનામાંની બરાબર નકલ તેમાં હોવી જોઇએ અને જેટલી ચીજો બદલ સર્ટીફીકેટ જોઇતું હોય તે ચીજોની સંખ્યા શબ્દોમાં સરટીફીકેટની નીચે લખવી અને તે ઉપર નીચે મુજબ ટીકીટ મારવી:—(૧) સાધારણ અથવા વેલ્યુપેએબલ રજીસ્ટર નહી કરાવેલી એંગી અને વેલ્યુપેબલ રજીસ્ટર નહી કરાવેલા બુક પેકેટ માટે એમાંની કોઇપણ જાતની દરેક છ અથવા તેથી ઓછી ચીજોને માટે ¼ આનો (૨) રજીસ્ટર ન કરાવેલા કાગળ, પોસ્ટકારડ, બુકપેકેટ, (રજીસ્ટર ન્યુસ પેપર શુધ્ધાં) અને નમુનાના પેકેટ માટે એમાંની કોઈપણ જાતની દરેક ત્રણ અથવા તેથી ઓછી ચીજને માટે ¼ આનો. દરેક જાતની ચીજ માટે જુદાં સર્ટીફીકેટ ઉપર, "એંગી પોસ્ટ

કરયાં બદલનું સર્ટીફીકેટ" અથવા "કાગળ પોસ્ટ કરયાં બદલનું સર્ટીફીકેટ" એ પ્રમાણે જે જોઇતું હોય તે મથાળું લખી રજુ કરવાં. પોસ્ટ આફીસ ટીકીટ અથવા ટીકીટો રદ કરી સર્ટીફીકેટ ઉપર તારીખની છાપ મારી જે શખ્સે તે રજુ કરયું હશે તેને પાછું આપશે.

## સાધારણ સ્થાનીક મની ઓરડરો તથા વેલ્યુ પેએબલ પોસ્ટથી જણસો મોકલવા માટેની સરકારની હુકસાઇ.

હીંદુસ્થાનમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે ટપાલ મારફતે નાણું વાળવા તથા વેલ્યુપેએબલ પોસ્થી જણસો મોકલવા માટે નીચલા ભાવે કમીશન લેવામાં આવે છે:—

| | | | |
|---|---|---|---|
| પાંચ રૂપયા સુધી ... ... | ૧ આનો | પંદર રૂપયા સુધી ... ... ... | ૩ આના |
| દશ રૂપયા સુધી ... ... | ૨ આના | પંદરથી વધુ અને પચીસ રૂપયા સુધી | ૪ આના |

રૂ. ૨૫ થી વધુ રકમોના ઓરડરો ઉપર કમીશન લેતાં, દર રૂપયા પચીસની આખી રકમ દીઠ ચાર આના ગણુમાં આવે છે, અને વધારાની રકમ જો પાંચ રૂપયાથી વધુ નથી હોતી તો તે ઉપર માત્ર એક આનો વધુ; દસ રૂપયા વધુ હોય છે તો તે ઉપર બે આના અને પંદર રૂપયા વધુ હોય છે તો તે ઉપર ત્રણુ આના તથા પંદરથી વધુ માટે ચાર આના વધુ લેવામાં આવે છે. દાખલા તરીકે રૂ. ૫૫ નો મની આરડર મોકલવો હોય તો દર પચીસ રૂપયા પાછલ ચાર આના મલી આઠ આના અને બાકી રહેલા પાંચ રૂપયા ઉપર એક આનો વધુ લેવામાં આવે છે. જ્યારે રૂ. ૬૦ ના મની આરડરપર દશ આના અને રૂ. ૬૫ ના મની આરડરપર અગ્યાર આના પણુ રૂ. ૬૫ થી વધુ અને રૂ. ૭૫ સુધીના મની આરડરપર બાર આના લેવામાં આવે છે. એકજ મની આરડરમાં રૂ. ૬૦૦થી વધુ રૂપયા લેવામાં આવતા નથી.

**વેલ્યુપેઅબલ પોસ્ટ મારફતથી** પારસલો, કાગલો, બુક પેકેટો, પોલીસીઓ, બીલેડીંગો, રેલવેની રસીદો, ઈત્યાદી જે ધણીને પોહોંચાડી તેની પાસેથી તેનાં નાણાં મેળવવાં હોય તો તે ઉઘરાવી આપવાનું કામ પોસ્ટ ખાતું બજાવે છે. મોકલવાની વસ્તુ ઉપર તેને જોઇતી ટપાલની ટીકીટ લગાડયા પછી અને તેની જેટલી કીંમત વસુલ કરવી હોય તેનાં આંકડા સાથે ટપાલ ખાતાંને સ્વાધીન કરયા બાદ, ટપાલ ખાતું તે વસ્તુ તે ધણીને પોહોંચાડી આંકડા પ્રમાણે તેની પાસેથી પઇસા વસુલ કરે છે. અને તે પઇસા, તે વસ્તુ મોકલનાર આસામીને લાવી આપે છે, અને તેના ઉપર પોસ્ટ ખાતું કમીશન લે છે. તે કમીશનનો દર ઉપર જણાવવા મુજબ મનીઆરડરના કમીશનના દરની બરાબરજ છે અને એ કમીશનના જેટલા પઇસા થાય તેટલી કીંમતની વધુ પોસ્ટની ટીકીટો મોકલવાની વસ્તુ ઉપરજ મારવી જોઇશે. જો મોકલેલી વસ્તુ લેનાર ધણી નહીં રાખે તો તે મોકલનાર ધણીને પાછી પુગાડવામાં આવે છે, અને તે માટે કશું દામ લેવાતું નથી, પણુ તેના ઉપર ટપાલનો જે દર ભરયો હોય તે રદ થાય છે. એ વીશે કાંઇબી દાવા કરવો હોય તો તે મોકલ્યાની તારીખથી ૬ મહીનાની અંદર કરવો જોઇએ. પોસ્ટ હારીશ એ પછી કોઇબી રીતે જોખમદાર રહેતી નથી.

## તાર મારફતે મોકલવાના મનીઆર્ડર માટે તારના સંદેશાનો તથા હુકસાઇનો દર.

હીંદુસ્તાનમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે તાર મારફતે મોકલવામાં આવતો મની આરડર જેટલી રકમનો મોકલવાનો હોય તેટલી રકમ ઉપરનું કમીશન એક સાધારણ સ્થાનીક મનીઆરડરનું જે કમીશન હોય (ઉપર જણાવવા મુજબ) તે પરમાણે લેવામાં આવે છે. તે ઉપરાંત તારનો વધુ લવાજમબી લેવામાં આવશે. તે એમ કે તે તારના સંદેશામાં જેટલા શબ્દો મોકલવા લખ્યા હોય તેટલા શબ્દો ગણી જો તારનો સંદેશો એક્ષપ્રેસ હોય તો તેના હીસાબે અને ઓરડીનરી હોય તો તે પ્રમાણે લવાજમ લેવામાં આવે છે.

ઉપલા તારના સંદેશામાં મનીઆરડર મોકલનાર આસામી પોતા તરફનો ખાનગી સંદેશો પણુ તેવા તારમાં ઉમેરી શકશે અને તેવા વધારાના શબ્દો માટે તે એક્ષપ્રેસ તાર હોય તો શબ્દ દીઠ બે આના અને ઓરડીનરી હોય તો શબ્દ દીઠ અરધા આનાનો વધારાનો દર લેવામાં આવે છે.

કોઈ પણુ એક મનીઆરડર રૂ ૬૦૦ થી વધારેનો સ્વીકારવામાં નથી આવતો અને એક રૂપીઆથી ઓછી રકમ સ્વીકારવામાં આવશે નહી.

## વીમા માટે સરકારની હકસાઇ.

રેજીસટર કરેલાં કાગળો, વેલ્યુપેઅબલ રેજીસટર કાગળો, રેજીસટર કરેલાં પારસલો અને વ્યુપેઅબલ રેજીસટર પારસલો માટે બ્રાંચ પોસ્ટ ઓફીસ ખાતે રૂ ૫૦૦ ની કીંમત સુધીનો અને બીજી પોસ્ટ ઓફીસો માટે રૂ ૨૦૦૦ ની કીંમત સુધીનો વીમો ઉતારી શકાય છે. પોસ્ટેજ અને રેજીસટરેશનની ફી ઉપરાંત વીમા માટે નીચે મુજબ હકસાઇ લેવામાં આવે છે:—

રૂપીયા ૫૦ સુધીની કીંમતની જણસ માટે ૧ આનો

તે ઉપરાંત દર રૂપીઆ ૫૦ માટે ૧ આનો વધુ.

## હીંદની બાહેરના અંગ્રેજી શેહેનશાહતના બીજા ભાગો સાથનો ટપાલનો દર.

હીંદની બાહેરના અંગ્રેજી શેહેનશાહતના નીચે જણાવેલા ભાગો જેવા કે,–ઈંગ્લંડ, વેલ્સ, સ્કોટલંડ, આયરલંડ, ઑસટ્રેલીયા એનતીગ્વા, એસેનશન, બાહમાસ, બારબેડોસ, બરમ્યુડા, બ્રીટીશ ઇસ્ત આફ્રીકા અને યુગેનડા, બ્રીટીશ ગાયના, બ્રીટીશ હોનડુરાસ, બ્રીટીશ નોરથ બોરનીઓ, બ્રીટીશ સોમાલી લેન્ડ, કેનેડા, કેપ ઓફ ગુડહોપ, કેમેન આયલંડસ, સાઇપ્રસ, ડોમીનીકા, ફાકલંડ આયલંડસ, ફીજી, ફેનીગ આયલંડસ, ફ્રેનડલી આયલંડસ, ગેમ્બયા, જીબ્રાલ્તર, ગોલ્દકોસ્ત, ગ્રેનેડા, હાંગકાંગ, જમેકા, મેલે સ્ટેટસ, મોલતા, મોરીશીયસ, મોન્ટસેરાટ, મોરોકો, નેતાલ, નેવીસ, ન્યુ ફાઉન્દલેંદ, ન્યુ ઝીલેન્ડ, નીયાસાલેન્ડ પ્રોટેકટોરેત (બ્રીટીશ સેનત્રલ આફ્રીકા), ઓરેંજ ફ્રી સ્ટેટ, સેન્ટ હેલીના, સેન્ટ કીતસ, સેન્ટ લુંશીયા, સેન્ટ વીનસેંટ, સીચેલીસ, સીએરા લીઓ, સોલોમન આયલંડસ, સ્ટેટ સેતલમેન્ટસ, ટોબેગો, તોરતોલા, ત્રાનસવાલ, ત્રીનીદાદ, તકસ આયલંડસ અને જંજીબાર–એમને માટે ઠરાવેલા ટપાલના ખાસ દરની વીગત નીચે પ્રમાણે:—

| | |
|---|---|
| **કાગળો.** | **કાયદાના અને વેપારી દસ્તાવેજો.** |
| દર એક આઉંસ માટે ... ... ૧ આનો | દશ આઉંસ સુધી ... ... ... ૨॥ આના |
| **પોસ્ટ કાર્ડ.** | તે ઉપરાંત દર બે આઉંસ માટે ... ૦॥ આનો |
| એકવડો ... ... ... ... ૧ આનો | **નમુના.** |
| જવાબ સાથે... ... ... ... ૨ આના | ચાર આઉંસ સુધી ... ... ... ૧ આનો |
| **વરતમાન પત્રો ચોપડી વગેરે.** | તે ઉપરાંત દર બે આઉંસ માટે ... ૦॥ આનો |
| દર બે આઉંસ માટે... ... ... ૦॥ આનો | |

## બીજા પરદેશો સાથનો ટપાલનો દર.

અંગ્રેજી શેહેનશાતના જુદા જુદા ભાગો વચ્ચેનો ટપાલનો દર માત્ર એકજ બાબતમાં બીજા પરદેશો માટેના ટપાલના દરથી જુદો પડે છે, અને તે કાગળના દરની બાબતમાં છે. પરદેશો ખાતે મોકલવાના કાગળો માટે દર એક આઉંસ દીઠ અઢી આના અને એક આઉંસ ઉપરાંતનાં દર આઉંસ માટે દોઢ આનો લેવામાં આવે છે.

**એડન, સીલોન તથા પોરતુગીઝ હીંદુસ્તાન** માટેનો ટપાલનો દર સ્થાનીક ટપાલના દર જેટલોજ રાખવામાં આવ્યો છે.

## પરદેશ મોકલવાના મની આરડર માટેની હકસાઈ.

| | |
|---|---|
| ૧ પાઉંડ માટે ... ... ... ૩ આના | ૫ પાઉંડ માટે ... ... ... ૧૨ આના |
| ૨ પાઉંડ માટે ... ... ... ૫ આના | ૫ પાઉંડથી વધુ માટે જેટલા પાઉંડ વધુ હોય |
| ૩ પાઉંડ માટે ... ... ... ૮ આના | તે માટે ઉપર જણાવેલા પ્રમાણુ મુજબ હકસાઇ |
| ૪ પાઉંડ માટે ... ... ... ૧૦ આના | લેવામાં આવે છે. |

**બ્રિટિશ પોસ્ટલ ઓરડરો**—૬ પેની, ૧ શીલીંગ, ૧ શી. ૬ પે., ૨ શી. અને એ પ્રમાણે ૨૦ શી. સુધી દરેક વધુ ૬ પે. ની કીંમતના તેમજ ૨૧ શીલીંગની કીંમતના પોસ્ટલ ઓરડરો ૧૫ રૂપીએ પૌંડ પ્રમાણે કીંમત ઉપરાંત થોડી હકસાઈ લઇ પોસ્ટ ઓફિસે વેચાય છે. ૨ શી ૬ પે. થી વધુ નહી એવી કીંમતના ઓરડરની હકસાઇ ½ આનો, ૩ શી. થી ૧૫ શી. સુધીના ઓરડરની

હકસાઇ ૧ આનો અને ૧૫ શી. થી વધુ કીંમતના ઓરડરની હકસાઇ ૧½ આનો લેવામાં આવે છે. બ્રીટીશ પોસ્ટલ ઓરડરોનાં નાણાં યુનાઇટેડ કીંગડમમાં તથા બીજા સંસ્થાનો અને બ્રીટીશ પોસ્ટ ઓફીસ એજન્સીઓમાં તેમજ હીંદુસ્થાનમાં પણ અપાય છે.

**હીંદી ચલણમાં મની આરડરો** નીચલા દેશો ખાતે મોકલી શકાય છેઃ–બ્રીટીશ ઇસ્ત આફ્રીકા, બ્રીટીશ નોરથ બોરનીઓ, સીલોન, કોરયાના કેટલાક ભાગ, ફોરમોસાના કેટલાક ભાગ, જરમન ઇસ્ત આફ્રીકા, હોંગકાંગમાંની બ્રીટીશ આફીસો, જેપાન, લેબોઆન, મોરીશાયસ, સેશેલ્સ, સ્ટેટસના સંસ્થાનો, ઝંઝીબાર, પોરટુગીઝ હીંદુસ્તાન, ચમ્બા, ફરીદકોટ, ગોવાલીયર, ઝીંદ, નાભા અને પતીઆલાં.

હીંદી પોસ્ટ આફીસોના ૧૯૦૯–૧૦ ના વરસના રીપોર્ટપરથી જણાય છે કે હીંદુસ્તાનમાં ટપાલ આફીસોની સંખ્યા ૧૮૬૪૨ ની અને કામદારોની સંખ્યા ૯૨૧૬૩ ની છે. એ વરસમાં ૯૨॥ કરોડ જણસો ટપાલખાતાં મારફતે રવાના થઈ હતી. એમાં ૨૫૫ લાખ જણસ રજીસ્ટર કરવામાં આવી હતી. ૨૨॥ કરોડના ટપાલના સ્ટેંપ વેચાયા હતા અને ૨૪૩॥ કરોડના મની આરડરો ઇશયુ થયા હતા. વેલ્યુપેએબલ પારસલોથી ૨૮॥ કરોડની રકમ વસુલ કરવામાં આવી હતી. ૨૨૫॥ કરોડની દશ લાખ કરતા વધુ જણસો વીમો ઉતરાવીને ટપાલ મારફતે રવાના કરવામાં આવી હતી. પોસ્ટ આફીસોએ રવાના કરેલા સાડી સતાવન લાખ તારના સંદેશાથી ૨૩૨ લાખની મેહેસુલ ઉપજી હતી, જયારે તેને લગતો ખરચ ૨૧૧॥ લાખને આશરે થયો હતો. પોસ્ટ આફીસની સેવીંગસ બેંકોમાં ૧૩॥ લાખ ખાતાંઓ ચાલુ હતાં અને તેમાં ૨૧૫ કરોડની રકમ અનામત પડેલી હતી. એ વરસની મેહેસુલ ૧૯૪૩૨૭૫ પાઉંડની અને ખરચ ૧૯૮૬૭૫૫ પાઉંડ નો થયો હતો. ટપાલ મારફતે રવાના થયલા કાગળપત્રો, પોસ્ટ કારડ, મનીઆરડરો વગેરેની જુમલે સંખયા ૯૪૩૯૪૨૮૦૯ ની હતી. તેમાંથી ૯૨૧૫૭૪૮ જણસો ડેડ લેટર આફીસમાં ગઇ હતી, કારણ કે તે ડીલીવર થઈ શકી નહીતી. એમાંથી ૩૦॥ ટકા જેટલી જણસો સરનામાવાળા ધણી ઉપર અને ૪૩॥ ટકા જેટલી જણસો તે અસલ રવાના કરનાર ધણી ઉપર પાછી મોકલવામાં આવી હતી. ફકત બંગાળ, મદરાસ અને મુંબઇમાં દરરોજ સરેરાસ ૧૩૭૬ જણસો સરનામાં વગર ટપાલમાં નાંખવામાં આવતી હતી અને તેમાંની કેટલીકમાંથી કીમતી અવેજ પણ મળતો હતો. ડેડ લેટર આફીસોમાં ઉઘાડેલાં કાગળ પત્રોમાંથી કરંસી નોટ, હુંડી, રોકડ, વગેરે મળી લગભગ ૨૫॥ લાખનો અવેજ નીકળયો હતો. એ જણસોનો મોટો ભાગ, અસલ મોકલનાર ધણીને અથવા સરનામાંવાળા ધણીને પાછો સવાધીન કરવામાં આવયો હતો. એક નોટ પેડ કાગળમાંથી તો કેટલા નાના હીરાઓ પણ મળયા હતા. સઉથી મોટું વેચાણ દોઢીઆંવાળી ટીકીટનું થયું હતું. એવી ૧૮॥ કરોડ ટીકીટ વેચાઈ હતી. એ વરસમાં લુટાવાના ૨૯ બનાવો બનયા હતા, જેમાંના ૩ મુંબઈ ઇલાકામાં બનયા હતા.

---

## વીજળીક તારને લગતી જાણવા જોગ વીગતો.

સરવે તારો "સ્ટાનડર્ડ" વખત પ્રમાણે નોંધી લીવામાં આવશે, જે વખત હીંદમાં ગ્રીનીચના વખત કરતાં સાડાપાંચ કલાક આગળ, તથા મદ્રાસ વખત કરતાં નવ મીનીટ આગળ છે; બરમાહમાં ગ્રીનીચના વખત કરતાં સાડા છ કલાક આગળ, અને હીંદના "સ્ટાનડર્ડ" વખત કરતાં એક કલાક આગળ છે.

તાર અંગ્રેજી કે દેશી, કોઇપણ ભાષામાં મોકલી શકાય છે. પણ તેનું લખાણ તો અંગ્રેજી અક્ષરોએજ કરવું જોઇએ. તાર બહુજ ખોલા અક્ષરે લખવો જોઇએ, કે જેથી ભુલચુક થવાનો સંભવ રહે નહીં. તાર મેલવામાં કાંઇપણ ભુલચુક, ઢીલ વગેરે તારખાતું વટીક કરે તો તેનો જોખમ લેનાર તથા મોકલનારનેજ માથે છે. જે મથક ખાતે તાર મુકયો હોય ત્યાંની તાર ઓફીસથી પાંચ માઈલ સુધીની હદમાં સઘળા સંદેશા તારખાતું પોતાના માણસ જોડે પોંહોચાડી આપે છે, પણ તેથી દુરની હદના સંદેશા ટપાલ મારફતે મોકલે છે. તેવી દુરની જગાએ મોકલેલા "એક્ષપ્રેસ" અથવા "ઓરડીનરી" સંદેશા, જો મોકલનાર તેને લગતો ખરચ આપે તો, તારખાતું ખાસ ખેપયાં કે બીજી ગોઠવણથી પુગાડે છે. મોકલનારની મરજી હોય તો સંદેશા પરબીડાંમાં બીડયા વીના ખોલા તાર આફીસ પુગાડે છે, કે જો લેનાર ધણી તે લેવાને ના પાડે છતાં તેની મતલબથી વાકેફ થાય. જ્યારે એક સંદેશો કોઇપણ કારણથી ઘટતે ઠેકાણે પુગી શકતો નથી ત્યારે મોકલનાર ધણીને તે બાબેની ખબર આપવામાં આવે છે. તાર ઓફીસમાં એક સંદેશો આપ્યા પછી તે ઘટતે

ઠેકાણે મોકલાતો અટકાવી શકાય છે પણ જો સંદેશા ઉપરની તારની ટીકીટ સ્ટાંપ મારયાથી રદ થઈ હોય, તો તેના પઇસા પાછા આપવામાં આવતા નથી. તાર આફીસમાંથી જો સંદેશો રવાના થઈ ચુકેલો હોય છે, તો રદ કરવા માટે બીજો તારનો સંદેશો મેલવો પડે છે. તાર મુકનાર તથા પોહોંચાડનાર આફીસમાં ૭૨ કલાક સુધી તારની નકલ રહે છે; તે પછી એ નકલો કલકત્તે "ડેડ આફીસ" માં જાય છે જ્યાં ચાર માસ સુધી તે રાખવામાં આવે છે. તાર મેલનાર અને લેનાર ધણીને દર ૧૦૦ શબ્દો દીઠ ચાર આના લઈ તેની નકલ આપવામાં આવે છે. વલી તારનો જવાબ મેળવવા માટેબી રીપલાઇ ટેલીગ્રામ મોકલી શકાય છે. તેની સમજણ એવી છે કે, જેવી જાતના તારમાં જવાબ મંગાવવો હોય તે પ્રમાણે પઇસા આગળથી તાર આફીસમાં લેવામાં આવે છે, અને તે વીશેની ચેતવણી તાર લેનાર ધણીને તારની સાથેજ આપવામાં આવે છે. જો લેનાર ધણી ઉતર નહી મોકલે તો ભરેલા પઇસા તે લેનારનેજ રોકડા પાછા આપવામાં આવે છે.

ડીલીવરીને લગતી સુચના માટેનો ઠરાવેલો દર છ આનાનો કરવામાં આવયો છે. ડીલીવરીને લગતી સુચના–એટલે કે તાર મોકલનાર તાર લેનારને કયા દીવસે અને કયા વખતે મળયો તે જાણવા માંગતો હોય તો તે ખબરને ઉપલી ફી ભરીને મંગાવી શકે છે અને એ ખબર પહેલી તકે તેને ખાતાં તરફથી પુરી પાડવામાં આવે છે.

ખાનગી તારના સંદેશા એક ધણી એક મથકે નહી હોતાં બીજે મથકે મુફ્ત મોકલી આપવાની રૂઢી બંધ કરી તે માટેનો પુરેપુરો લવાજમ આપવામાં આવે તોજ તે બીજે ઠેકાણે રવાને કરવામાં આવશે. પરદેશી તારોના સંબંધમાં પણ એજ રીતે કામ લેવામાં આવશે. બંને સરનામાં એકજ શહેરનાં હોય તો જુદે સરનામે તાર પહોંચતો કરવા માટે કાંઇપણ લવાજમ લેવામાં આવશે નહીં.

**હીંદુસ્તાનમાં એક શેહરથી બીજે શેહર મોકલવા માટેના તારના સંદેશાના દરો:–**

**તાકીદના (એક્ષપ્રેસ) સંદેશા**–સરનામા સહીત બાર શબ્દો માટે એક રૂપયો અને તે ઉપરના દરેક વધારાના શબ્દ દીઠ બે આના વધુ લેવામાં આવશે.

**સાધારણ (ઓરડીનરી) સંદેસા**–સરનામાં સહીત બાર શબ્દો માટે છ આના અને તે ઉપરના દરેક વધારાના શબ્દ માટે અરધો આનો વધુ લેવામાં આવશે.

ઓરડીનરી ક્લાસના તારો રવીવાર અને તેહેવારના દીવસોએ લેવામાં આવતા નથી.

**વરતમાનપત્રો માટેના ખાસ દર નીચે મુજબ છે:—**

**તાકીદના (એક્ષપ્રેસ) સંદેશા**—ઉડતાળીસ શબ્દો માટે એક રૂપીઓ અને તે ઉપરાંતના દર છ શબ્દો દીઠ બે આના વધારે અને સરનામાના શબ્દો મુફ્ત લેવામાં આવશે.

**સાધારણ (ઓરડીનરી) સંદેશા**—ઉડતાળીસ શબ્દો માટે આઠ આના અને તે ઉપરાંતના દર ૬ શબ્દો દીઠ એક આનો વધારે અને સરનામુ મુફ્ત લેવામાં આવશે.

વરતમાનપત્રો માટેનો એક સંદેશો એકજ મથકનાં ગમે તેટલાં વરતમાન પત્રોને પહોંચાડવામાં આવે તોપણ તે ઉપર એકજ વખતનો દર અને નકલ કરવાનો સો શબ્દો દીઠ ચાર આના લેખે લવાજમ પડે છે.

હીંદુસ્ત[illegible] નીચલાં ઠેકાણાં માટે સરકારી તારનો લવાજમ દર શબ્દ દીઠ નીચે પ્રમાણે નક્કી કરવામ[illegible]ના છે:—

| | | | |
|---|---|---|---|
| રશીયા અને ટર[illegible] સીવાય યુરોપના બધા દેશો. (તહેરાનની મારફ[illegible]). ... | રૂ ૧–૮–૦ | રશીયા માટે સ્વેઝ મારફત.. ... | રૂ ૧–૮–૦ |
| ,, (ટરકી મારફત)... ... | રૂ ૧–૬–૦ | ટરકી–ફાઓ મારફત ... ... | રૂ ૧–૭–૦ |
| રશીયા માટે કોકેસસ સહીત તહેરાન મારફત... ... ... ... | રૂ ૧–૩–૦ | ,, –સ્વેઝ ,, ... ... | રૂ ૧–૮–૦ |
| | | એડન અને પેરીમ–મુંબઈ મારફત. | રૂ ૧–૦–૦ |

હીંદી તારખાતાના ૧૯૦૯–૧૦ ના સાલના રીપોરટપરથી જણાય છે કે એ વરસ દરમયાન રૂ. ૧૨૧૧૯૨૧૯ ની પેદાસ થઈ હતી અને રૂ. ૧૨૧૧૨૭૮૪ નો ખરચ થયો હતો, જેથી રૂ. ૬૪૩૬ ની ચોખી આવક રહી હતી. વરસ આખરે કુલ્લે થાપણ રૂ. ૧૦૮૯૭૦૧૧૩ ની હતી. વરસ દરમયાન રૂ. ૨૫૭૭૭૮ તારખાતાંના મકાનો બાંધવામાં ખરચવામાં આવયા છે.

# મુંબઇની પારસી પંચાયતના ધરમખાતાંને લગતી જાણવાજોગ વીગતો.

**પંચાયતના ધરમ ખાતાંઓના હાલના ટરશટી સાહેબોના નામ—સર** જમશેદજી જીજીભાઈ (પાંચમાં) બેરોનેટ, શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી, શેઠ બમનજી દીનશાજી પીટીટ, સર કાવશજી જાહાંગીરજી બેરોનેટ, શેઠ મનચેરજી પેસતનજી ખરેગાત, શેઠ હોરમજી અરદેશર વાહાડયા અને શેઠ નવરોજી જાહાંગીર ગામડયા.

## સને ૧૯૦૯ ના સાલનો પંચાયતના હીસાબનો ટુંક ઇનતેખાબ.

૧૯૦૮ ના સાલની આખેરીએ પંચાયતનાં ફંડોની કુલે પુંજી એ વરશના ઈનતેખાબમાં જણાવયા પરમાણે રૂ૬૨૮૭૨૬૮–૧–૧૧ ની નીચે મુજબ હતી:—

૫૯૦૮૭૫૫–૧૧– ૬ પારસી પંચાયતનાં તે વખતનાં પાંચ ટરસટી સાહેબો હસતક હતી:—

| | |
|---|---|
| ૫૫૮૨૯૫૫–૧૧–૬ | પારસી પંચાયતનાં જુદાં જુદાં ફંડોનાં ખાતાંઓની સરવાયાં પરમાણેની. |
| ૩૧૬૩૦૦– ૦–૦ | સુરતની પારસી અનજુમનનાં ધરમ ખાતાંઓની. |
| ૯૫૦૦– ૦–૦ | અહમદનગરની શેઠ જમશેદજી પેસતનજી પલાનટીનની દરેમેહેરનાં ખાતાંની. |
| ૫૯૦૮૭૫૫–૧૧–૬ | |

૨૩૩૪૨– ૩– ૬ સુરતનાં ધરમખાતાંઓના મેનેજરો હસતક સુરતનાં ધરમખાતાંઓનાં ફંડોનાં
૩૫૫૧૭૦– ૨–૧૧ પારસી સુરત ચેરીટી ફંડના ટરસટી સાહેબો હસતકની.

૬૨૮૭૨૬૮– ૧–૧૧

પારસી પંચાયતના તે વખતના પાંચ ટરસટી સાહેબો હસતકની પુંજી ઉપર જણાવયા મુજબ રૂ૫૯૦૮૭૫૫–૧૧–૬ ની હતી. તેમાંથી સને ૧૯૦૮ ની આખેરી સુધીમાં જુદદીન સવાલ સંબંધી થએલા ખરચના રૂ૭૧૨૦૪–૮–૮ બાદ જતાં પુંજી રૂ૫૮૩૭૫૫૧–૨–૧૦ ની હતી.

ઉપર મુજબ આ સાલની શરૂઆતમાં પુંજી જે રૂ૫૮૩૭૫૫૧–૨–૧૦ ની હતી, તે આ સાલની સેવટે રૂ૫૯૨૪૨૬૧-૩-૨ થઈ હતી. એટલે આએ સાલમાં વધારો રૂ૮૬૭૧૦-૦-૪ થયો છે.

આ સાલ પુંજીમાં, સાધારણ રીતે, આગલાં સાલો સાથ સરખાવતાં વધારો ઓછો દેખાવાનું ખાસ કારણ આ છે કે આએ સાલમાં પારસી જનરલ હાસપીટાલનાં ફંડ ખાતેથી તે ખાતાંના સેક્રેટરીઓએ નાણું માંગવાથી રૂ૫૫૦૦૦ આપયા હતા તથા જુદદીન સવાલ સંબંધી વકીલોના આપણા તથા સામી બાજુના વકીલો વીગેરેના વધુ ખરચના રૂ૫૫૯૯૪-૧૫-૨ આપવામાં આવ્યા હતા.

જુદાં જુદાં ધણીઓએ આપેલી રકમનાં ખાતાંઓમાં આએ સાલ ૪ નવાં ખાતાંઓ નીચે પરમાણે પડયા છે:—૧. મરહુમ બાઈ આવાંબાઈ ફરાંમજી પીટીટે પોતાના વશીયતનામામાં આપેલી રૂ૧૦૦૦૦ ની રકમનું ખાતું; ૨. શેઠ બમનજી દીનશાહ પીટીટે તેવણના નબીરા બાઈ બેરાંમજી જાંગીરજી તથા બાઇ માણેકજી ધનજીભાઇની નવજોતની ખુશાલીમાં પડાવેલું ખાતું; ૩. બાઈ આવાંબાઈ મેરવાનજી જીજીભાઇ મુંગા તે મરહુમ શેઠ કાવશજી દીનશાજી પીટીટનાં વીધવાના પુનને સારૂ તેવણના દેર શેઠ બમનજી દીનશાહ પીટીટ તથા ધણીયાણી બાઇ ગુલબાઇ તથા છોકરાઓએ પડાવેલું ધરમખાતું; ૪. એક જરથોસતી બાઇએ પોતે સખત માંદગીમાંથી પરવરદેગારની મેહેરબાનીથી ફારેગ થયા તેના હેશાનમાં પડાવેલું ખાતું.

## આ સાલમાં જુદા જુદા ધણીઓએ રૂ૯૬૭૦૦ ની રકમ અનામત જુદે જુદે ખાતે આપી છે તેની ટીપ.

૫૦૦ શેઠ નવરોજજી કાવસજી સાહેર તથા ધણીયાણી બાઇ પીરોજબાઇએ કુલ જરથોસતી રવાંનોને અવલમંજલ પોંચાડવાનાં ફંડમાં.

૧૦૦૦ બેહેસતનશીન બાઇ રતનબાઇ ખરશેદજી તારાચંદના વકીલાટણ બાઇ ધનબાઈ ખરશેદજી તારાચંદ તથા બાઈ જીલુબાઇ ફરામજી વાડીયાએ ઉપલાંજ ફંડમાં.

૫૦૦ શેઠ જાંગીર એદલજી નશરવાનજીએ ગરીબ જરથોસ્તી વીધવાઓને પગાર આપવાના ફંડમાં.

૨૦૦૦ શેઠ બેરાંમજી એદલજી કલેકટર કરાંચીવાલાએ મુકતાદ તાંકણે દેશાવરો ખાતેનાં ગરીબ જરથોસતીઓને રૂપયા વેહેંચવાના ફંડમાં.

૫૦૦ બાઈ આવાંબાઇ ડોસાભાઇ ખરશેદજી ગાંધીએ ગરીબ જરથોસ્તી છોકરીઓને પરણાવી આપવાનાં ફંડમાં.

૫૦૦ ખા૦ બા૦ બમનજી બેરાંમજી પટેલનાં વીધવા તથા વકીલાટણ બાઇ રતનબાઇએ પંચાયતના જનરલ ધરમનાં ફંડમાં.

૫૦૦ બાઈ મોટીબાઈ કાવશજી એરચજી દેશાઈએ નવસારીનાં જરથોસતી રવાંનોને અવલમંજલ પોંચાડવાનાં ફંડમાં.

૧૨૦૦ રાંદેલના મેનેજરો તરફથી કસબે રાંદેલ તથા તેને મલતા સાત ગામ ગોદાવરાનાં જરથોસતી રવાંનોને અવલમંજલ પોચાંડવાનાં ફંડમાં.

૮૦૦૦ વલશાડના મેનેજરો તરફથી (જુદી જુદી વખતે આપેલા મલી) વલસાડની અનજુમનનાં ફંડમાં.

૨૦૦૦ નાગપોરની અનજુમનનાં ઓ૦ સેકરેટરી તરફથી (જુદી જુદી વખતે આપેલા મલી) નાગપોર તથા કામટીની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૫૦૦ શેઠ ડોસાભાઈ રૂસતમજી ઉમરીગરે સોલાપોરની અનજુમનનાં ફંડમાં.

૨૭૦૦ ચીખલીની અનજુમનના મેનેજરો તરફથી (જુદી જુદી વખતે આપેલા મલી) ચીખલીની અનજુમનના ફંડમાં.

૩૫૦૦ માંડવીના મેનેજરો તરફથી (જુદી જુદી વખતે આપેલા મલી) માંડવી તાલુકાની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૫૦૦ શેઠ હોરમજી મંચેરજી કામા તે શેઠ ફ. મ. કામાના ધરમ ખાતાંના ટરસટીએ મહુવાની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૧૦૦૦ શેઠ હોરમજજી કાવશજી ગોટલાએ મહુવાની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૬૧૦૦ મહુની અનજુમનના મેનેજરો તરફથી (જુદી જુદી વખતે આપેલા મલી) મહુની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૧૦૦૦ બાઈ જરબાઈ જમશેદજી જીજીભાઇએ ઉપલાંજ ફંડમાં.

૨૯૫૦૦ પારસી જનરલ હાસપીટાલના ઓનરરી સેકરેટરીઓ તરફથી (જુદી જુદી વખતે આપેલા મલી) પારસી જનરલ હાસપીટાલ ફંડમાં.

૪૬૦૦ સુરતના મેનેજરો તરફથી (જુદી જુદી વખતે આપેલા મલી) સુરતની પારસી અનજુમનના ફંડમાં.

૫૦૦ બાઈ રતનબાઇ જમશેદજી ચીનાઇએ ઉપલાંજ ફંડમાં.

૧૦૦૦૦ મરહુમ બાઇ આવાંબાઇ ફરામજી પીટીટના વીલના એકજીકયુટરોએ મરહુમ બાઈ આવાંબાઇ ફરામજી પીટીટે પોતાના વશીયતનામામાં આપેલી રૂ૧૦૦૦૦ ની રકમના ખાતાંમાં.

૫૦૦૦ શેઠ ફરામજી હોરમજજી બમનજી શેઠનાએ શેઠ ફરામજી હોરમજજી બમનજી શેઠનાએ ઉભા કીધેલાં ધરમખાતાંમાં.

૫૦૦૦ શેઠ બમનજી દીનશાજી પીટીટે શેઠ બમનજી દીનશાજી પીટીટે તેવણના નબીરા ભાઇ બેરામજી જાંગીરજી તથા ભાઇ માણેકજી ધનજીભાઇની નવજોતની ખુશાલીમાં પડાવેલા ખાતાંમાં.

૫૦૦૦ શેઠ બમનજી દીનશાજી પીટીટે બાઈ આવાંબાઈ મેરવાનજી જીજીભાઇ મુંગા તે મરહુમ શેઠ કાવશજી દીનશાજી પીટીટના વીધવાનાં પુનને સારૂ તેવણના દેર શેઠ બમનજી દીનશાજી પીટીટ તથા ધણીયાંણી બાઈ ગુલબાઇ તથા છોકરાઓએ પડાવેલા ખાતાંમાં.

૫૦૦૦ શેઠ દીનશાહ પીરોશાહ શેઠનાએ એક જરથોસતી બાઇએ પોતે સખત માંદગીમાંથી પરવરદેગારની મેહેરબાનીથી ચ્યારેગ થયા તેના હેશાનમાં પડાવેલા ખાતાંમાં.

૯૬૭૦૦

**"પારસી પંચાયતના શેહેનશાહી ધહમબારના ફંડ"** ખાતેથી આએ સાલમાં નીચલા બાનુઓનો અને ગ્રહસ્થોનો ધહમબાર કરવાનો વારો હતો અને તેઓએ અનજુમનનાં ધહમબારનાં ૯ જાહેર જમણો કરયાં હતાં:—બાઈ હમાબાઇ ફરામજી પીટીટ, શેઠ બમનજી દીનશાજી પીટીટ, શેઠ અરદેશર મેહેરજીભાઈ વીકાજી, બાઇ જરબાઇ નવરોજી વાડીયા, શેઠ રતનજી ખરશેદજી નવરોજજી વાડીયા અને શેઠ ફરદુનજી અ૦ ખરશેદજી ફરદુનજી પારખ.

**"મુંબઇનાં આંધલાં પાંધલાં તથા લાચાર જરથોસ્તીઓની પરવરસી કરવા માટે પગાર આપવાના ફંડ"** ખાતેથી આ સાલ બધા મલી ૫૦૪ આસામીઓને મોટે ભાગે ૩૩ થી ૩૫ સુધી પગાર આપવામાં આવયો હતો. એ ૫૦૪ જણામાં ૪૧૭ બાઇઓ અને ૮૭ મરદો હતા. એ પગારોની ૧૨ માસની રકમ ૩૨૩૧૧૪ની થઇ હતી. એ સાલમાં જુનાં પગારદારોમાંથી ગુજરી જવાથી તથા બીજા સબબોને લીધે જણ ૪૩ કમી થયાં હતાં અને જણ ૪૪ ના નવા પગાર કીધા હતા.

**"મુંબઈના તંગ દસ્ત હાલતમાં આવેલા જરથોસ્તીઓને આશરો આપવાના ફંડ"** ખાતેથી આ સાલ મરદ ૧૮ અને બાઇઓ ૪૮ મલી ૬૬ આબરૂદાર જરથોસ્તીઓ, જેઓ જમાનાની ગીરદેશથી તંગદસત હાલતમાં આવેલાં છે, તેઓને લવાજમ ૩૩૮૭૬ તથા મોંઘવારીના ૩૧૯૨ મલીને ૨૪૦૫૮ આપવામાં આવ્યા હતા.

**"ગરીબ લાચાર જરથોસ્તી વીધવાઓને આશરો આપવાના ફંડ"** ખાતેથી ૧૨૬ વીધવાઓને મુખ્ય કરી ૨૩ થી ૩૫ નો માસીક પગાર આપવામાં આવયો હતો તેની રકમ ૩૫૧૮૨ ની થઈ હતી.

**"મુંબઈ તથા દેશાવરો ખાતેની જરથોસ્તી જંદ અવસ્તાની નીશાલોના ફંડ"** ખાતેથી મુંબઈ અને દેશાવરો મલી ૩૨ નીશાલોમાં જંદ અવસતા અને જરથોસતી ધરમને લગતાં મુલતત્વોનું જ્ઞાન આપવામાં આવયું હતું. ઉપરી સાથે એ ખાતાંમાં ૪૦ શીક્ષકોને રોકયા હતા, જેઓના પગારો વીગેરેની વારશીક રકમ ૩૫૧૭૭ ની થાય છે. એ નીશાલોના ઉપરી તરીકે એરવદ એદલજી કેરસાસપજી આંટીયાએ કામ કરયું હતું. એ નીશાલો નીચે પરમાણે જુદાં જુદાં ગામો ખાતે હતી:—૫ મુંબઈ, ૧ મહુવા, ૧ ભરૂચ, ૧ દેવીયર, ૧ રાજકોટ, ૧ વલસાડ, ૩ નવસારી, ૧ બારડોલી, ૧ નારગોલ, ૧ ભાઠા, ૧ વીયારા, ૧ સરોડા, ૧ ઊદવાડા, ૧ કુદીયાણા, ૧ ઈજતપોરા, ૧ સોલાપોર, ૧ ખંબાત, ૧ બદનેરા, ૧ તારાપોર, ૧ ગણદેવી, ૧ બીલીમોરા, ૧ ખેરગામ, ૧ ઓરપાડ, ૧ તડગામ, ૧ કરંજ અને ૧ ભગવા.

"**કુલ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાના ફંડ ખાતા**" માંથી **નશેશાલાર** અને ખાંધીયાઓ મલી ૫૮ જણને રોકવામાં આવયા હતા, જેઓના અને એ ખાતાંના **મેહેતા**, માણસો, રામોસી અને માલીઓ વીગેરેનાં પગારના એ વરશે ૩૨૬૫૫૨ થયા હતા. એ ખાતામાંથી વફાદારીથી લાંબી નોકરી બજાવનાર નશેશાલાર ખાંધીયાઓ તથા તેઓનાં મરણ બાદ તેઓની વીધવાઓ મલી જણ ૧૭ ને દરેકને ૩૪ થી ૩૭ સુધીનો માસીક પગાર આપયો હતો.

"**મુકતાદને ટાંકણે દેશાવરો ખાતેના આંધલા પાંગલાં તથા ગરીબ જરથોસ્તીઓને વેંહેંચી આપવા સારૂ રૂપીયા વાલવાના ફંડના ખાતાં**" માંથી એ સાલ દેશાવરોનાં ૯૮૨ ગરીબ જરથોસતીઓને ૩૧૧૧૩૩ ગામે ગામના મેનેજર સાહેબો હસતક વેહેંચી આપયા હતા. તથા "મુકતાદને ટાંકણે કોઈ પણ ઠેકાણાનાં આંધલાં પાંગલાં તથા ગરીબ જરથોસતીઓને વેંહેંચી આપવા સારૂ રૂપીઆ વાલવાના બીજા ફંડ" ખાતાના કારણ માટે દર સાલ મુકતાદને ટાંકણે સખી ગ્રહસ્થોમાં એક લીસટ ફરતું કરવામાં આવે છે, તેમાં આ સાલમાં ૩૭૧૫ ભરાયા હતા. એ ખાતેથી જણ ૪ ને ૩૧૮૯ આપયા છે. એ ગામોનાં નામ નીચે પરમાણે છે:— સુરત શેહેર, સુરતનાં પરાંઓ, સુરતને લગતાં ગામો (વેસુ, ડુમસ, સુમાલી, દામકા, ટેણા, મંદરોઈ, એલાવ, રાંદેર, ભેસાંણ, અડાજણ, રીગનપોર, કુદીયાણા, ભગવા, બાડા, માંડવી, કરંજ, અમરોલી, વરીઆવ, પુણા, ઓરપાડ, રૂડવાડા, ખજોદ, કુંડી, પાટલદેવી), ઉદવાડા, દમણ (નાની તથા મોટી), તારાપોર, વલસાડ, ગણદેવી, સાદરવેલ, દેગામ, અગાશી, બીલીમોરા, ચીખલી, મેંધોર, દેહેણું, દેવીપર, નારગોલ, તડગામ, સરોડા, નવસારી, નવસારીને લગતાં ગામડાંઓ (તવડી, બારડોલી, મહુવા, વાડાપોસરા, સરપોરપારડી, વીયારા, શીઓદપુની, હાલાવરોલી), ભરૂચ, ભરૂચને લગતાં ગામડાં (અંકલેશર, હાંસોટ), ખેરગામ, વડોદરા, ખંભાત, પારડી, રાજકોટ, સોલાપોર, પુના અને દેવલાલી.

"**નામદાર સર જમશેદજી જીજીભાઇ ત્રાન્સલેશન ફંડ ખાતે**" થી ૧૧ પુસતકોને નાનો મોટો આશરો આપવામાં આવયો હતો. એઓમાં નીચલાં પુસતકો જરથોસતીઓનાં ધરમ, તવારીખ, સંસાર અને સાહીત્યને લગતાં હતાં. જુદાં જુદાં પુસતકોને આશરો આપવા વીગેરે પાછલ એ સાલ કુલે ખરચ ૩૩૬૬૩ નો થયો હતો.—King Solomen's Temple and the Ancient Persians, જરથોસતી ધરમ સંબંધી ભાશાણો અને વાએજો, ભાગ ૪ થો, The Zoroastrian Code of Gentlehood, પેહેલવી વંદીદાદનું ગુજરાતી વાંચણ તથા તરજુમો, અવસતાનું ખગોળ–યજદોના ઘોડા ગાડી ઈત્યાદી, English Avesta Dictionery, The Hymns of Zoroaster, અષો જરથોસ્ત અને તેમનો પેગામ, Revelation considered as a Source of Religious Knowledge, Discourses on Iranian Literature, ધરમી જોડાની ગેબી ફતેહ. એ ઉપરાંત એરવદ શેહેરીયારજી દાદાભાઇ ભરૂચા પાસે પેહેલવી ભાષાના અભયાસ માટે ચોપડીઓની જે માલા તઇયાર કરાવી છે તે માલામાં Lessons in Avesta Part III અને Lessons in Pahlavi Pazend Part III એ મુજબની ચોપડીઓ છપાઈ છે, તેની છપામણીના ૩૧૪૭૬ થયા છે, જે ઉપલી ૩૩૬૬૩ ની રકમમાં સમાય છે. આ ફંડ ખાતેથી ખરીદેલી ચોપડીઓમાંથી ૨૨૦ ચોપડીઓ મુંબઇ અને દેશાવરો ખાતેની જંદ અવસતાની નીશાલોનાં બચ્ચાંઓને ઈનામમાં આપી છે, તથા આશરે ૬૭૯ ચોપડીઓ જરથોસતીઓના જાહેર પુસતકખાનાંઓ વીગેરેને ભેટ આપી છે.

**"નામદાર સર જમશેદજી જીજીભાઈ પેહેલા બારોનેટની વાલ્મ્માજીને આર્ ઉભી કીધેલી જરથોસતી મદરેસાનાં ફંડ ખાતે"** થી એ મદરેસાના પેહેલવી, અવસ્તા અને સંસકરૂત ભાષાઓના શીક્ષકો તથા માણુસ મલી તેઓનાં પગારના આ સાલ રૂ૫૩૪૦ થયા હતા અને વીદયારથીઓની સકોલરશીપનાં રૂ૨૧૦૬ થયા હતા. આ સાલની સેવટે મદરેસામાં ૩૬ વીદયારથીઓ હતા. એ મદરેસાના અભયાસ માટે કોલમબીયા યુનીવરસીટીવાળા પ્રોફેસર એ. વી. ડબલ્યુ. જેકસન તથા પ્રોફેસર એસ. આર. ભંડારકર એઓએ સને ૧૯૦૮ ના સાલની સેવટે પરીક્ષા લઇ સારો રીપોરટ કરયો હતો.

**"ચોપાટીની શેઠ ફરદુનજી સોરાબજી પારખની ધરમશાલા"** માં આ સાલની સેવટે ૨૯ મરદો અને ૪ બાઇઓ મલી ૩૩ જણુ આશરો લેતાં હતાં. ડા૦ અરદેશર હોરમજજી ધાસવાલાએ એઓની સારવાર કીધી હતી. જરથોસતીઓ તરફથી આ સાલ સરઅવસરે ૨૫૭ દીન ખાણું થયાં હતાં તથા ૧૦૮ દીન ખાણું ધરમશાલાનાં ફંડમાંથી થયાં હતાં.

**"મુંબઇના ગરીબ લાચાર જરથોસતીઓ ગુજરે તેઓના રવાંનોને અવલ-મંજલ પોહોંચાડવા તથા ધરમની કીરીયા વગેરેનો દીન ૪ નો ખરચ કરવા માટે આશરો આપવાનું ફંડ".**—નામદાર સર જમશેદજી જીજીભાઇએ પારસીઓને માટે કરેલી સખાવતનાં ધરમ ખાતેથી એ ખાતે રૂ૪૦૦ ની મદદ આપવામાં આવી હતી. એ ખાતેથી ૫૪ રવાંનો માટેનો ખરચ આપવામાં આવયો હતો.

**"જરથોસતી માએ બાપોને પેટ જનમેલાં બાલકોને સુદરો પેહેરાવવાના કારણુસર આશરો આપવાના ફંડ"** ખાતેથી આ સાલ ૫ બચ્ચાંઓને સુદરેહ પેહેરાવવા માટે તેઓના ગરીબ માબાપોને દરેક બાલક દીઠ રૂ૨૫ આપવામાં આવયા હતા.

**"મુંબઈની કોલાબાની દેવાનાશાલા મધે રહેલાં ગરીબ લાચાર જરથોસતીઓની પરવરશીને લગતા ખરચને માટે"** તેના ફંડ ખાતેથી શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં ધરમ ખાતે આએ સાલમાં રૂ૩૫૬ આપયા હતા.

નામદાર સર જમશેદજી જીજીભાઇ (પાંચમાં) બારોનેટ જેવણુની નેમનુક ટરસ્ટી તરીકે સને ૧૯૦૮ માં થઇ હતી, તેવણુ સાહેબે આ હીસાબ ઉપર સહી કરી નથી, કારણુ સહી થતી વખતે તેવણુ સાહેબ યુરોપ હતા. સર કાવશજી જાહાંગીર બારોનેટ, જેવણુ સાહેબની નામદાર કોરટ તરફથી આ હીસાબવાળા સાલમાં નેમનુક થઇ હતી, તેવણુ સાહેબે આ હીસાબ ઉપર સહી કીધી છે.

ભવીષ માટે નીચલાં ખાતાંઓ તરફ મદદ કાજે જરથોસતી સાહેબોનું ખાસ ધયાન ખેંચવામાં આવે છે:—મુંબઇ તથા દેશાવરો ખાતેની જરથોસતી જંદ અવસતાની નીશાલોનું ફંડ, ગરીબ લાચાર જરથોસતીઓની છોકરીઓને પરણાવી આપવા માટે આશરો આપવાનું ફંડ, પારસી સંકટ નીવારણુ ફંડ, ગરીબ જરથોસતીઓને ધંધે લગાડવાનાં કામમાં મદદ આપવાનું ફંડ અને ગરીબ પારસી બીમારોને હવાનાં ફેરફાર માટે જવા કાજે અને હડખાં અથવા બીજાં દરોદોના ઇલાજ વગેરે સબબો માટે મદદ કરવાનું ફંડ.

## નામદાર સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઈનસ્ટીટયુશન ખાતે; મલેલા રૂ૧૭૮૭૪ ની વીગત.

તા૦ ૧૪ મી આગસ્ટ સને ૧૯૧૦ થી તા૦ ૩૧ મી જુલાઇ સને ૧૯૧૧ સુધી.

૧,૫૦૦ આંએ ખાતાને નોટો તથા બાંડો અનામત રાખી બ્યાજ વાપરવાની સરતે નીચલી મદદ મલી છે.

૫૦૦ શેઠ કેખશરૂ અરદેશર ચીનાઇએ મરહુમ મુરબ્બીજી શેઠ અરદેશર હોરમશજી ચીનાઈની પવીત્ર યાદમાં તેવણુની યાદગારી અને પુનને માટે નોટ રૂ૫૦૦ની ટકા ૩ા ની આપી કે તેનું બ્યાજ આએ ખાતાની મુંબઇની નીશાલોમાંનાં ગરીબ જરથોસતીઓનાં છોકરાઓને સીખવાની ચોપડીઓ પુરી પાડવામાં વાપરવું.

૬૦૦ નવસારીના રહીશ બાઇ નવાજબાઇ બરજોરજી બહમનજી મેહેતાનાં વીંવવાએ મરહુમ ખાવીંદ શેઠ બરજોરજી બહમનજી મેહેતાની પવીત્ર યાદમાં તેવણુની યાદગારી અને પુનને માટે નોટો રૂ૬૦૦ ની ટકા ૩ા ની આપી કે તેના બ્યાજની આવકમાંથી આએ ખાતાની શ્રી નવસારીની કન્યાશાલામાં જે છોકરી દર માસે શીવવા, વેતરવા તથા ભરવાના કામમાં સરવેથી સરસ જણાય તેને માસીક રૂ૧ ની સ્કાલરશીપ એ મરહુમને નામથી આપવી અને બાકીની જે બ્યાજની રકમ રહે તેમાંથી એજ સ્કુલની ગરીબ માય બાપોની છોકરીઓને મરહુમની છોકરી બાઇ જરબાઈના નામથી મુફત શીખવાની ચોપડીઓ અપાવવી.

૪૦૦ શેઠ પેસતનજી બરજોરજી મેહેતા તથા શેઠ નવરોજી ચાંદજીભાઈ મેહેતા તથા શેઠ કાવશજી ડોસાભાઇ ડેખું તે મરહુમ શેઠ મેરવાનજી પાલનજી દાગરીઆની યાદગારી કાયમ રાખવા માટેનાં ફંડ કમીટીનાં મેમબરોએ એ મરહુમની યાદગારી અને પુનને માટે નોટો રૂ૪૦૦ ની ટકા ૩ા ની આપી કે તેનું બ્યાજ આએ ખાતાની શ્રી નવસારીની છોકરા છોકરીઓની ગુજરાતી નીશાલોમાં એ મરહુમને નામથી ઇનામો આપવામાં વાપરવું.

ઉપલી રકમો શીવાય શેઠ રૂસતમજી બેરાંમજી જીજીભાઇએ પંચાએતમાં આપેલા રૂ૪૦૦૦નાં બોમ્બે ઇમિપરૂવમેન્ટ ત્રસટનાં બોંડ ટકા ૪ નાં તે મધેથી રૂ૩૦૦૦નું બ્યાજ તેવણુનાં મરહુમ બપાવાજી શેઠજી બેરાંમજી જીજીભાઇ સી. એસ. આઇ. તથા માતાજી બાઈ હીરાંબાઇ નાનાભાઇ બેરામજી જીજીભાઇનાં પુન અરથે આએ ખાતાનાં "ભોજણ ફંડ" ખાતે વાપરવું તથા રૂ૧૦૦૦ નું બ્યાજ એ બેઉ મરહુમને નામથી આએ ખાતાની મુંબઈની કોટની છોકરા છોકરીઓની સ્કુલમાં ઇનામ આપવામાં વાપરવું.

### સર જમશેદજી જીજીભાઇ સકુલનું ભોજન ફંડ.

સર જમશેદજી સકુલના ચુંટી કહાડેલા લાયક વીદયારથીઓ જેઓના માબાપની કમગુંજાસને સબબે બરોબર પુરતો ખોરાક મળી શકતો નથી તેઓને બપોરના જમાડવા સારૂ "ભોજન ફંડ" ઉઘાડવામાં આવયુ છે તેમાં તા૦ ૧૪ મી આગસટ ૧૯૧૦ થી તા૦ ૩૧ મી જુલાઈ ૧૯૧૧ સુધી સખી અહસથો તથા બાનુઓ તરફથી મળેલી રોકડ મદદની વીગતઃ—

૧૬,૩૭૪ "ભોજણુ ફંડ" ખાતે.

૧૪,૦૦૦ જાથુકની થાપણ સારૂ બ્યાજ વાપરવાની સરતે નોટો તથા બોંડો આવેલા.

૧,૫૦૦ શેઠ નવરોજી મેહેરવાનજી જમશી પટેલે મરહુમ માતાજી રાણીબાઇ રૂસતમજી જામાશ પટેલ તથા મરહુમ બાઈ કુવરજી મેરવાનજી જમશી પટેલ તથા મરહુમ બાઇ દોરાબજી મેહેરવાનજી જમશી પટેલ તથા મરહુમ બાઈ બાનુંબાઇ કુવરજી મેહેરવાંનજી જમશી પટેલનાં પુનને સારૂ મોકલેલા રૂ૧૫૫૦ તે મધેથી ખરીદ કીધેલાં બોન્ડ રૂ૧૫૦૦ નાં ટકા ૪ નાં.

૮,૩૦૦ શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ ભાણેજ શેઠ પીરોજશા ડોસાભાઈ ભરૂચાનાં પુનને માટે બોમ્બે ઇલેકટરીક સપલાઇ એન્ડ ટરામવે કુંપનીના શેરો ૬૨, ટકા ૬ નાં આપયા.

૫૦૦ શેઠ ડોસાભાઇ મેરવાનજી કરાકા તથા ખેસીઓએ મરહુમ બાઇ જરબાનું તે શેઠ જાંહાંગીર દીનશાજી નરીમાનનાં ધણીઆણી રોજ ૭ મો અમરદાદ માહા ૯ મો આદર ૧૨૭૯ યઝદેજરદી, તા૦ ૧૮ મી મેહે સને ૧૯૧૦ ને દીને શ્રી પુના ખાતે બેહેસ્તનશીન થયાં તેનાં પુંનને સારૂ પોરટ ટ્રસ્ટ બોંડ રૂ૫૦૦ નું ટકા ૪ નું મરહુમની બાજને દીને જમાડવા સારૂ આપયું.

૧,૫૦૦ શેઠ શાપુરજી જીવાજીએ મરહુમ ધણીઆણી બાઈ ખરશેદબાઇ રૂસતમજી જમશેદજી જીજીભાઈ જેવણુ રોજ ૧૧મો માહા ૭મો શેહેનશાહી સને ૧૨૭૫ યઝદેજરદી, તા૦ ૨૩ મી મારચ ૧૯૦૬ ને દીને હક થયાં તેવણુની પાંચમાં વરસની બાજની પવીત્ર યાદમાં તેવણુનાં પુનને સારૂ નોટો રૂ૧,૫૦૦ ની ટકા ૩॥ ની મરહુમની બાજને દીને જમાડવા આપી.

૨૦૦ ડાકટર જાહાંગીર દીનશાજી નરીમાન તથા બીજાં સગાંઓએ મલીને મરહુમ ધણીઆણી જરબાનું તે શેઠ ડોસાભાઇ મેરવાનજી કરાકાની દીકરી રોજ અમરદાદ માહા આદર ૧૨૭૯, તા૦ ૧૮ મી મેહે ૧૯૧૦ ને દીને હક થયાં તેનાં પુનને સારૂ નોટો રૂ૨૦૦ ની ટકા ૩॥ ની આપી.

૧,૦૦૦ શેઠ કાવશજી હોરમસજી વાડીઆએ મરહુમ મુરબ્બી શેઠ હોરમસજી રૂસતમજી વાડીઆ તથા મીસ્ત્રીનાં પુનને સારૂ નોટો રૂ૧૦૦૦ની ટકા ૩॥ ની આપી.

૨,૩૭૪ શેઠ જાલભાઈ અરદેશર શેઠનાં રૂ૨૫૦, શેઠ મેરવાનજી નવરોજજી ગોભાઇ રૂ૨૦૦, બાઇ આપાંબાઇ મેહેરજીભાઈ કાશીનાથે પોતાનાં મરહુમ વાહાલા માતાજી બાઇ મેહેરબાઈ બમનજી સોરાબજી જમશેદજી જીજીભાઇની બીજા વરસની ગંભીર યાદમાં રૂ૧૩૫, શેઠ ડોસાભાઈ જમશેદજી ખંભાતા તરફથી બેહેસતનશીન ધણીઆણી બાઈ માણેકબાઈની અશો યાદમાં રૂ૧૦૧, મીસીસ પી. દાદાભાઇ રૂ૧૦૦, ખાન બાહાદુર બરજોરજી દોરાબજી પટેલ સી. આઈ. ઇ. રૂ૧૦૦, મરહુમ શેઠ રૂસતમજી ધનજીશા કપતાનનાં ધરમનાં ફંડના ટરસટીઓએ શેઠ હોરમજી નવરોજી કપતાન મારફતે રૂ૧૦૦, જીનત ગુજીન શેઠ બેહેરાંમજી ખુરશેદજી ગાંધીની અશો યાદમાં રૂ૬૦, મરહુમ મુરબ્બીજી કુવરબાઇ તે શેઠ દાદાભાઈ નશરવાંનજી કંટરાકટરનાં વીધવાની પવીત્ર યાદમાં ભાણેજ શેઠ નશરવાંનજી જમશેદજી બલસારા તરફથી રૂ૬૦, મરહુમ મુરબ્બીજી દાદાભાઇ નશરવાંનજી કંટરાકટરની પવીત્ર યાદમાં શેઠ નશરવાંનજી જમશેદજી બલસારા તરફથી રૂ૬૦, મરહુમ શેઠ શાવકશા નવરોજજી ધડીઆલીની વરસ દીવશની બાજની યાદમાં એવણુનાં ખેસીઓ તરફથી રૂ૫૫, મરહુમ શેઠ નાદરશા ફરાંમરોજ ડોસાભાઇ મોટાભાઈ તે શેઠ ફરાંમરોજ હોરમસજી મેજરનાં

બેટાનાં ઉઠમણામાં તેમની પુંજીમાંથી તથા બેસીઓએ ભરેલી રકમમાંથી રૂ૫૧, શેઠ અરદેશર હોરમશજી મામા તથા તેવણનાં ધણીઆણી અને છોકરાઓએ મલીને બેહેસ્તનશીન બાઇ ગુલબાઇ તે શેઠ કાવશાહ હોરમશજી મામાનાં દીકરી તથા શેઠ હોરમશજી પેસતનજી મામાનાં વીધવાનાં ઉઠમણામાં ભરેલા રૂ૫૧, બાઇ કુંવરબાઇ તથા પીરોજશા જમશેદજી ખાન તરફથી સગાં શીરીનબાઇ તે શેઠ રતનજી જીવણજી પેમાસતરનાં ધણીઆણીનાં પુંનને સારૂ રૂ૫૧, બાઇ મેહેરબાઈ કેખશરૂ અરદેશર ચીનાઇએ શશરા શેઠ અરદેશર હોરમશજી ચીનાઇનાં ઉઠમણામાં ભરેલા રૂ૫૦, શેઠ કાવશજી બેજનજી શેઠનાં તરફથી રૂ૫૦, બાઇ જરબાઇ દીનશાજી મુલ્લાંએ મરહુમ પીતાજી શેઠ ફરદુનજી ફરાંમજી કરાકાની અશો યાદમાં રૂ૫૦, શેઠ જાહાંગીર શાપુરજી ગજદર રૂ૫૦, બાઈ ગુલબાઈ માણેકજી ડાકટર તથા દીકરીઓ બાઈ સબરમાય ફરાંમરોજ વકીલ તથા બાઈ શીરીનબાઈ કેખશરૂ જડજ તરફથી સગાં મરહુમ શેઠ બેહેરામજી એદલજી ઉમરીગરના પુણ સાર રૂ૫૦. એ વીગેરે રૂ૬૧૫ ની બીજી પરચુટણ રોકડ રકમો મલીને જુમલે રૂ૨૩૭૪.

———

૧૭,૮૭૪

મુંબઈની ૫ સકુલોમાં વીદયારથીઓની સંખયા ૧૦૦૦ ઉપરની છે તે મધેથી ઘણી સંભાળની તપાસ પછી ૩૨૫ છોકરા તથા છોકરીઓ એ ફંડ મધેથી જમાડવા લાયકનાં જણાયાં છે. ફંડની કોટાઇને લીધે એ ફંડ ખાતેથી હાલ ૧૦૦ થી ઉપર બચાંઓને જમાડી શકાતાં નથી. એ ઉપરાંત ૧૦૦ બચાંઓને મરહુમ શેઠ નવરોજજી માણેકજી વહાડયાનાં ચેરીટી ફંડ ખાતેથી એ ફંડના ત્રસટી સાહેબો તેઓનાં ફંડને હીસાબે જમાડે છે. તે છતાં બાકીનાં ૧૨૫ નીરાધાર વીદયારથીઓને ફંડનું પુરતું સાધન નહી હોવાથી જમાડવા વગર રહી જાય છે. એ સબબને લીધે તથા એ ફંડ જાથુકનું ચાલું રાખવા સારૂં સખી બાનુઓ અને ગ્રહસથોને નમનતાઇ સાથ અરજ કરવામાં આવે છે કે, ઉદાર દીલથી આ ફંડને નાણાંની વધુ મદદ મેહેરબાની કરી કરવી. કોઈ ઘણી સરઅવસરે એ બચાંઓને પોતાને હીસાબે જમાડવા સારૂં પાંચ દીન અગાઉથી લખી જણાવશે તો તે વીશે ઘટતી ગોઠવણ કરવામાં આવશે.

શેઠ જા. સો. ગજદર તરફથી છત્રી નંગ ૫૦ તથા શેઠ પદમ સો. એમ. ગોદરેજ તરફથી છત્રી નંગ ૧૮ તથા એક જરથોસતી બાઇ તરફથી છત્રી નંગ ૧૫ મલી જુમલે છત્રી નંગ ૮૩ આએ ખાતાંની મુંબઈની સ્કુલોનાં લાએક ગરીબ છોકરા છોકરીઓને વેહેંચી આપવા સારૂ ભેટ આવી છે.

રાધણ કલાની પરીક્ષા મધે છોકરીઓને ખાશ ઇનામ આપવા માટે આવેલી રકમોની વીગત:—

શેઠ શાપુરજી જીવાજીની ૩ દીકરીઓ તરફથી રૂ ૨૦ રોકડા.

બાઈ ખરશેદબાઈ શાપુરજી બાટલીવાલાએ કોટની છોકરીઓની નીશાલમાં ૧ ઇનામ સારૂ રૂ૧૦ રોકડા.

બાઇ ગુલબાઇ સોરાબજી જમશેદજી તરફથી ધોબીતલાવની છોકરીઓની નીશાલમાં ૧ ઇનામ સારૂ રૂ૫ રોકડા.

શેઠ જીવાજી શાપુરજી ધનજીભાઇ તરફથી ભેટ—બીલોરી કાચનાં જુમર નંગ ૩, તે મધે લાઇટ ૮ નાં નંગ ૨ તથા લાઇટ ૧૨ નું નંગ ૧ મલી જુમલે નંગ ૩ તથા તે ટાંગવાનાં ખરચને માટે રૂ૧૫૦ રોકડા આપયા છે.

———

## સુરતની પારસી પંચાએતને લગતી જાણુવાજોગ વીગતો.

સુરતમાં ધરમશાળા બાંધવાના ફંડમાં ભરાયલા નાણાં રૂ ૧૦,૦૦૦) જેટલાં સુરતમાં ઓરફનેજ બાંધવાનાં ફંડમાં ત્રાન્સફર કરવાનો ઠરાવ થયો છે કેમકે શેઠ પેસ્તનજી ઉકરજી શેઠના પોતાની સ્થાવર મીલકતોનું ત્રસ્ટ કરી તેના ત્રસ્ટીઓ નીમીને તે મીલકતો વેચી સુરતમાં ધરમશાળા બાંધવાને ફરમાવી ગયા છે એટલે હવે એ ધરમશાળાના ફંડના નાણા તેના ભરનારા સાહેબોની મંજુરયાતથી ઓરફનેજમાં ટરાન્સફર કરવાના છે અને જયારે શેઠ પેસ્તનજી શેઠવાલી ધરમશાળા બાંધવાની છે ત્યારે પંચાત હસ્તકની ધરમશાળા બાંધવાની હવે જરૂર નથી.

**ધી સુરત પારસી ઓરફનેજ** માટે મુંબઇના મીલ એજંટ અને વેપારી સુરતવાસી શેઠ રૂસ્તમજી મનચેરજી કુકાએ રૂપયા ૮૦૯૩૪ ની નાદર શાખાવત કરી છે તે નીચે પ્રમાણે રોકડા નાણામાં તથા મીલકતોમાં આપી છે.

રૂપયા

૨૦૦૦૦ સુરત શેહેરમાં શાહપોરના જીલ્લામાં આવેલી મોટા વીસ્તારવાળી ૫) મીલકતો જેમાંની ચાર એક એકને લગતી છે અને પાંચમી એ સઘળી મીલકતોને ઉપ્યોગી થઇ પડે એવી ખુલ્લી જમીનનો ટુકડો છે.

૧૦૦૦૦ સદરહુ મીલકતોની મરામત માટે રોકડા રૂપીયા દશ હજાર આપ્યા છે.

૧૪૫૦૦ ઓરફનેજના ખરચ માટે સ્થાપન કરવાના ફંડમાં પોતાના તરફના રૂ૧૦૫૦૦ તથા શેઠો છોઇ કુકાની કુાં૦ તરફના રૂ૪૦૦૦) મલી છે.

૨૦૦૦૦ ઓરફનેજના ખરચ માટે ઉપલી રકમ ઉપરાંત દર સાલ રૂ૨૦૦૦ દશ વરશની મુદ્દત સુધી આપવાને શેઠ કુકાએ ખુશી બતાવી છે.

૫૦૦૦ પોતાના કુટંબના ગુજરેલાં રવાંનોની બાજના ખરચ કરી વધારો પડે તે ઓરફનેજના ફંડમાં લેવાને માટે.

૧૦૦૩૪ સુરતમાં પારસીઓના ઉતારા માટે બાંધવા ધારેલી ધરમશાલાના ફંડમાં શેઠ રૂસ્તમજી કુકાએ પોતે ભરેલા તથા દોશત આશનાવો તથા જાણ પીછાણનાઓ પાસે ભરાવેલા તે વીગેરે બીજા ભરાયલા રૂપીયા વીઆજ સાથે થયલા.

૧૪૦૦ સુરતના શેહેનશાહી આતશબેહેરામ આગલ શેઠ રૂસ્તમજી કુકાએ પંચાએતને લઈ આપેલું મકાન એક.

ઉપલી શેઠ કુકાની સખાવત ઉપરાંત શેઠ પેસ્તનજી ઉકરજી પનીરવાલાના પુન માટે રૂ૫૦૦, શેઠ એદલજી પાલનજી લાલકાકાના તરસ્ટીઓએ રૂ૨૮૬–૮ તથા પરચુટણ રૂ૪૦ મલી રૂ૮૨૬–૮ બીજા વધુ ઓરફનેજના ફંડમાં ભરાયા છે. સુરતની પારસી પંચાએત તરફથી દર સાલ ચોકસ રકમ ગરીબોના ફંડમાંથી આપવામાં આવશે. વલી મુંબઇ ખાતેથી પ[illegible] ત્રીશ હજાર રૂપીયા થોડા વખતમાં ભરાશે તેમજ સુરત ખાતે રૂ૧૦૦૦૦ જેટલી રકમ એક ગ્રહસ્થ તરફથી ભરાવાની નકકી થઇ છે. ઓરફનેજના મકાનોની મરામત મોટા પાયા ઉપર હાલમાં ચાલી રહી છે અને એ ખાતું આવતા જાનેવારીથી ચાલતું થવાની દરેક વકી છે. હાલ તુરત ૪૦ છોકરાઓ દાખલ કરવામાં આવશે અને રફતે રફતે વધારો કરવામાં આવશે. સુરત શેહેર તથા આસપાસના ગામો અને ગુજરાત ખાતેના ઓરફન છોકરાઓને દાખલ કરવાના છે. શેઠ રૂસ્તમજીએ સ્થાવર મીલકત તથા જંગમ માલ યાને ભરેલાં નાણાં સુરતની પંચાએતને સ્વાધીન કરી તેનું તરસ્ટ ડીડ નકકી કરી આપયું છે.

સુરતમાં પારસી જરથોસ્તી છોકરીઓને માટે અંગ્રેજી સ્કુલ સ્થાપન કરવાને એહનના જાણીતા વેપારી શેઠ એદલજી કુવરજી પટેલ સીંગણુપોરવાલાએ રૂ૧૫,૦૦૦) ની કીંમતનો વજીફો પંચાએતને સોંપી આપવાની કબુલાત આપી છે અને એ સ્કુલના નીભાવ માટે દર માસે રૂ૧૦૦ ની રકમ નીભાવ ફંડ પુરતું થતાં સુધી આપવાની ખાયશ એ શેઠે જણાવી છે. વજીફાની આમદાની એ સ્કુલના ખરચમાં વાપરવાની છે. એ ઉપરાંત શેઠ પાલનજી ધનજીભાઇ પટેલ સીંગણુપોરવાલાએ ઉપલી અંગ્રેજી સ્કુલમાં પોતાની દીકરી બાઇ રતનબાઇના પુન માટે રૂ૮૦૦૦ ની રકમ એવી શરતે આપવા કબુલ કરી છે કે એ સ્કુલમાં ધરમ શીક્ષણુ આપવાને "બાઇ રતનબાઇ પાલનજી પટેલનો જરથોસ્તી ધરમ શીક્ષણુનો અભયાસ વરગ" એવું એક ખાતું સ્થાપવું અને તે વરગમાં ઉપલી સ્કુલની તમામ છોકરીઓને ધરમ કેલવણી આપવાની તમામ ગોઠવણુ કરવી. આએ રકમ તથા ઉપલો વજીફો સુરતની પારસી પંચાએતને એક ટરસ્ટડીડ કરી સપુરદ કરવાની કબુલાત આવી ચુકી છે. એ સ્કુલ તથા ધરમ શીક્ષણુના વરગની વયવસ્થા એક હલાએદી કમીટી કરશે, અને જોઇતો ખરચ વજીફાની આમદાની તથા રોકડ રકમનું વીયાજ પંચાએતમાંથી એ કમીટી મેળવીને ચલાવશે.

સુરતના મોજે ઉમરવાડા ખાતેના દોખમાં આગલ નવા બાગના ફંડમાં રૂ૫૦૦ શેઠ હોરમસજી માણેકજી પટેલ સીંગણુપોરવાલાએ અમદાવાદથી મોકલ્યા છે.

નશેશાલારોના ફંડમાં રૂ૮૩૬) ભરાયા હતા તેમાં રૂ૫૦૦) શેઠ શાપુરજી બરજોરજી ફરેઝરે પોતાના મરહુમ માતાજી બાઈ શીરીનબાઇ તે ખા૦ બા૦ બરજોરજી મેરવાનજી ફરેઝરની ખાયશ મુજબ ભરયા છે, રૂ૧૦૦ બાઈ ધનબાઇજી તે શેઠ મનચેરજી લાફાના ધણીયાંણીએ પોતાના માતાજી બાઈ કુવરબાઇ નશરવાનજી દલાલના પુન માટે તથા રૂ૧૦૦ શેઠ પેસ્તનજી ઉકરજી પની-રવાલાના પુણુ માટે તેવણુના દીકરા શેઠ ફરામજીએ ભરયા છે, જયારે બાકી રૂ ૧૩૬ પરચુટણુ ભરાયા હતા.

આંધલાં પાંગલાંના ફંડમાં રૂ૩૦૦ ભરાયા હતા તેમાં રૂ૨૦૦ શેઠ શાપુરજી બરજોરજી ફરેઝરે પોતાના માતાજી બાઇ શીરીનબાઈ તે ખા૦ બા૦ બરજોરજી મેરવાનજી ફરેઝરની ખાયશ મુજબ ભરયા છે. જયારે બાકી રૂ. ૧૦૦ પરચુટણુ ભરાયા હતા.

---

## અમરોલી ખાતેની જરથોસ્તીઓને લગતી જાણુવાજોગ વીગતો.

સુરત પાસે અમરોલી, ઉતરાંણ, વરીઆવ, શુરત, અંકલેશર, એ પાંચ જગાએ અથોરનાનોના વડીલ માણેક કેકબાદની પેહડીથી ઉતરી આવેલાં એ૦ દાદા એ૦ હીરજી ગોદાવરાં પંથકની અંકલેશરથી ઈસ્વી શને ૧૬૯૫, યજદેજરદી સને ૧૦૬૫ માં સુરત મુકામ કરીને ઉપલી પાંચે જગાએ પોતાનાં કુટુંબી બીજા મોબેદ સાથે મોબેદીનું પંથક ચલાવતા હતા. તે વેળાએ જયારે અમરોલીમાં પારસીના ઘેર ૫, ઉતરાંણુમાં ૧૨, વરીઆવમાં સુમારે દોઢસો, અંકલેશરમાં અને સુરતમાં છુતાં બેહદીનોનાં ઘર હતાં—તેમાં ઉતરાંણુ અને વરીઆવ એ બે ગામમાં બાજ ઇજવાનું અને પોતાને રહેવાનું પોતાનું ઘર હતું, અગીઆરી જેવું કંઇ હતું નહી. અમરો-લીમાં પોતાની માલેકીનું રેહેવાનું એક ઘર હતું તેમાં એક ઇંધોંરાની પાવી ઇજાવી પેહલે એક દાદગાં સ્થાપેલાં હતાં. તેઆર પછી એજ દાદગાંવાલાં ઘરમાં ઇસવી સને ૧૮૦૩, યજદે. ૧૧૭૩, સંવત ૧૮૬૦ ગાં રોજ ૬ માહ ૨ ને દીને મુંબઈના નામીચા શેઠ હોરમજી બમનજી વાડીઆજીએ પોતાના ધણીઆણી બાઈ મીથીબાઇની નઇએતે બે ઇધોરા અને આદરીઆન

પરથાવેઆં હતાં. જે હાલમાં જુની અગીઆરીનું ખાલી મકાન છે. એજ દીને એજ શેઠે એક નશાખાનું પણ બંધાવી આપીઉં હતું. એ અગીઆરીમાં ઉપલા મોબેદનાં વંશનાં મોબેદ પાલનજી એ૦ માણેકજી રોજ ૨૭ માહ ૩ સને ૧૧૯૯ ય૦, ઇ. શ. ૧૮૨૯ ને દીને વરીઆવથી આવીને એ અગીઆરીમાં રાતે શરોશ યશત ભણુતાં ભણુતાં ખીચરીને ચમચ ફેરવતા રાંધણીમાં ગુજરી ગયેલા હોવાથી રાબેતા પરમાણે પાછલી રાતે એ મોબેદ પતેત ભણવા નહી ઉઠવાથી તલાશ કરતાં એ મોબેદ ગુજરેલા જણાયા તારે એ મોબેદનાં હાથમાં ચમચ પગમાં જોરા અને દીવો બરીઆ કરે, તે વખતે અમરોલીમાં દુખમું નહી હોવાથી રવાંન સુરત ચડાવેલું. પેહેલાં દાદગાં મોબેદ દાદા હીરજી વરીઆવાનું હતું. આદરીઆન ઇશવી શને ૧૮૦૩, ય૦ ૧૧૭૩ ના રોજ ૬ ઠો માહ ૨ જો શવંત ૧૮૬૦ માં શેઠ હોરમજી બમનજી વાડીઆજીના ખરચે સ્થાપેલાં હતાં. ખુદરતનાં બનાવે તે આદરીઆંન સુરતનાં આતશબેહેરાંમમાં ગીઆં હતાં. ત્યાર પછી ઇ. શ. ૧૮૩૪, યજદે. ૧૨૦૪, શંવત ૧૮૯૧ માં એ મકાનની મરામત કરી દાદગાહા એજ વાડીઆજીને ખજાનેથી સ્થાપેલાં તેની બીજી વખતની મરામત શેઠ અરદેશર હોરમજી વાડીઆજીએ ઇ. શ. ૧૮૬૭, ય૦ ૧૨૩૭ માં કરાવી હતી. તેરેબી દાદગાહા હતાં. છેલી મરામત મુંબઇવાળા શેઠ નવરોજી કાવસજી વાડીવાલાએ ઇ. શ. ૧૯૧૧ ના રોજ ૨૧ મો માહ ૧૧ મો ૧૨૮૦ ને દીને કરાવીને એ પારસી ધરમસરા તરીકે પારસીઓનાં ઉતારાનાં મકાંન તરીકે રાખી છે. એ જુની અગીઆરી અને નાશાખાના ઉપર કોઇબી વખતની તખતી મારેલી નથી.

એ જુની અગીઆરીનાં મકાન કાએમ રાખી તેની સામે એક જમીન ખાલી પડેલી હતી તે શેઠ કાંનજીભાઇ દોરાબજીએ વેચાતી લઇ તે જમીનપર નવી અગીઆરીનું મકાંન તદન નવું નવી જગાએ પોતાના ખરચથી બંધાવી ચાર ઇંધેરા ઇજાવી આદરીઆન બનાવી રોજ ૯ મો માહ ૪ થો શને ૧૨૬૩, તા૦ ૨૩–૧૨–૧૮૯૩ ને દીને ખુલું મુકીઉં હતું, તેથી અમરોલીમાં બે અગીઆરી એક જુની અને બીજી નવી થઇ છે.

એ નવી અગીઆરીનાં મકાંન તથા ફરનીચર ક્રીયાકામનો આશરે બાર હજારનો ખરચ શેઠ કાનજીભાઈ દોરાબજીએ પોતે એખલાએ કરેલો હતો. તમામ ક્રીયાકામ એ નવીજ અગીઆરીમાં ગોદાવરાનાં પંથકનાં મોબેદોએ ગાંમનાં વંશપરંપરાનાં પંથકીના તાબામાં કીધું હતું. જુની અગીઆરીનાં દાદગાહાને નવી અગીઆરીમાં લઇ ગીઆ હતા. એ દરેમેહેરનાં નીભાવનું ઉધરાનું કીધું હતું જેમાં પરચુટન રકમ રૂ. ૩) હજારની અને રૂ. ૧) હજાર સર દીનશાજી માનેકજી પીટીટે તથા રૂ. ૫૦૦ શેઠ ફરામજી દીનશાજી પીટીટે આપેલા તે પારસી પંચાએતમાં છે તેનું વીયાજ મલે છે અને રૂ ૩) હજાર બાઇ દીનબાઇ પીટીટે કબુલેલા તેનું વીયાજ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ ચેરીટી ફંડમાંથી મલે છે. હજુર એ ફંડમાં નાનાં ભરવાની જરૂર છે. એ મકાંન ખોલ્લું મેલ્યુ તે દીવસે શેઠ કાનજીભાઇનાં સગાવાલાવોએ મલીને રૂ. ૧૦૦) શીઆલનાં તરીકે અનજુમનને નામે કાનજીભાઇને પેરાવી ઉપકાર માનેઓ હતો. તેનો વલતો જવાબ કાનજીભાઇએ આપીઓ કે મે ઉપકાર જેવું કશું કીધું નથી. જે મે કીધું છે તે મારા વતન માટે મેં કીધું છે. એમ કહી ઉપલા રૂ. ૧૦૦) નીભાવ ફંડમાં પોતે આપી દીધા હતા.

એની તખતી નીચે મુજબ છે–" આએ દરેમેહેર શેઠ કાનજી દોરાબજી મીથઇવાલાએ બંધાવીને અમરોલીની અનજુમનને અરપણ કીધી છે શને ૧૮૯૩–૧૨૬૩ યજદેજરદી "

ઈ. શ. ૧૬૯૫ થી તે આજ લગી ૧૯૧૧ સુધી મોબેદ દાદા હીરજી તથા તેના વંશથી ઉતરી આવતા પંથકી તરીકે કાવસજી એરાંમજી વરીઆવા વીગેરે છે.

મોબેદ માણેક કેકબાદની વનશાવલી છે સનજાનથી અંકલેશર

રૂસતમ અંકલેશરીઆ.
|
હીરા ૧૫૦૩ ઈ. સ.
|
કામદીન
|
મેનહેરા
|
બહમન
|
* કેકબાદ
|
* માણેક
|
હીરજી
|
દાદા — દાએથી વરીઆવા થયા — ઈ. સ. ૧૬૯૫ થી અંકલેશરથી આવેલાં.
|
માણેકજી
|
રૂસતમજી | પાલનજી | જમશેદજીનો વંશ નહી તેથી પાલનજી પાલક થએલા.

રૂસતમજી
|
રતનજી
|
૬૦ દો૦ પે૦ દો૦
|
દાદાભાઇ
|
કાવશજી
વંશ નથી.

પાલનજી (પાલક: જમશેદજી)
|
કુંવરજી | કાવશજી | ખરશેદજી | એદલજી.

કુંવરજી
|
એરામજી
|
કાવશજી — હાળનો પંથકી કાએમ છે તે
|
બરજોરજી.

આરયા કીધાથી ધણીજી ઉઠયા. હવે આ થયલી લગારેક ગડબડ સમજીને આડોશી પાડોશીઓનાં છોકરાં છૈયાં તથાં આગળ દોડી આવેલાં તે પેલી ત્રેણાંની જાગોશ કેની વાત સમજીને ખુબ હસી પડયાં અને રમુજ ચલાવેલી કે જાગોશ કે ઉંગોશ! તે ઉપરથી અશલ જે પોતાના ધંધાને અગથેની "ડોટીવાળા" ની અટક ચાલતી હતી તે બદલાઈને જાગોશની અટક હમેશાંની થઈ પડી! આ જાગોશજીની એક બીજી કેહણી કુટુંબમાં એવી ચાલી આવે છે કે, તેઓ માત્ર ઘી, ખાંડ, માખણ મલાઈ, વીગેરેના તર નવાલાના ખાનાર હતા. મધરા જેવા લાલ ચેહેરેના ખુશનુમાં દેખાવના, અને ઘણાં પણોતાં પમલાનાં ગણાતા હતા, તે એટલા સુધી કે અસલના લોકોમાં ચાલ હતો કે પણોતાઓનાં પગલાં ગુજરતી વખતે ઉતારી લેતા—એમ એવણ જયારે નજદીક એકસો વરસની બુઝરોગ ઉમરે ગુજરેલા તયારે તેમનાં પગલાં વટીક કાગળના માપપર ઉતારી લીધાં હતાં!

ઉપલો ફકરો યઝદેજરદી સને ૧૨૮૦ના સાલના નવાં ઝોરાસ્ત્રીયન કેલેંડરમાં જોવામાં આવે છે. એ નવાં કેલેંડરની એક નકલ તેના કરતા મી૦ મનચેરજી જાગોશ તરફથી અમને મળી છે. રાબેતા મુજબ અનેક ઉપયોગી બાબદોથી તે ભરપુર છે. શરૂઆતમાં યઝદેજરદી સને ૧૨૭૯ ના સાલનો પારસી ઈતેખાબ આપવામાં આવયો છે. તેમાં એ વરસની પારસી સખાવતનો આંકડો પોણા સતર લાખ રૂપીઆના જણાવયો છે અને તેમાં લગભગ ૩૫ લાખની સખાવત હાંગકાંગવાળા સર હોરમસજી નવરોજજી મોદી તરફથી થયલી જણાવી છે, એ ઉપરાંત બીજી પારસી સખાવતોની વીગતવાર લંબાણ ટીપ, જરથોસતીઓને મળેલા ખેતાબ તથા ઓધા તથા બીજા પરચુરણ પારસી બનાવોનો સંપુરણ હેવાલ આપયો છે. એ ઉપરાંત મરહુમ શેહેનશાહ એડવરડની તસવીર સાથે એ નામદારનું લંબાણ જીવણ ચરીત્ર, પાદશાહ સાઈરસના દોખમાનો ચીત્ર સાથનો હેવાલ અને સર હોરમસજી મોદી તથા મી૦ મનચેરજી જાગોશના જનમ ચરીતરો એ બંને ગ્રહસ્થોની તસવીર સાથે આપયાં છે. સેવટે ટપાલ અને તાર ખાતાની તેમજ પારસી ધરમના મકાનોને લગતી જાણવાજોગ વીગતો આપી છે. આ ઝોરાસ્ત્રીયન કેલેંડર એક ઉપયોગી પારસી રેફરંસ બુક છે અને દરેક પારસી કુટુંબમાં તેની અકેક નકલ રહેવી જોઇયે.

જામે જમશેદ—તા૦ ૨૯ મી સપટેમબર ૧૯૧૦.

---

યઝદેઝરદી સને ૧૨૮૦ નાં વરસનું ઝોરાસ્ત્રીયન કેલેનડર યાને પારસી પંચાંગ—તેના બનાવનાર મી૦ મનચેરજી હોશંગજી જાગોશ તરફથી મલયું છે જેની પહોંચ માન સહીત સ્વીકારયે છીએ. આ પંચાંગમાં જરથોસ્તી કોમને લગતી તરેહવાર ઉપયોગી બાબતોનો સમાવેશ કરવા ઉપરાંત તેમના ગુજસતે સાલનો ઈનતેખાબ, એડવરડનામું યાને શહેનશાહ સાતમાં એડવરડનું જીવનચરીત્ર તે નામદારની સબી સાથે અને મહાન પાદશાહ સાઈરસના દખમાં વીશે એરવદ પાલનજી બરજોરજી દેશાઈએ આપેલું ભાષણ તેના દેખાવ અને પાદશાહની સબી સાથે જેવા ઉપયોગી વીષયોનો સમાવેશ કરવામાં આવયો છે. વળી હાંગકાંગવાળા સર હોરમસજી નવરોજી મોદી અને બનાવનારની પોતાની સબીઓ અને જીવનચરીતરો પણ તેમાં આપેલાં જોવામાં આવે છે. એકંદરે લેતાં આ વરસનાં પંચાંગે પણ પોતાનું આગલું ઉપયોગીપણું અને કીરતી જાળવી રાખયાં છે.

મુંબઇ સમાચાર—તા૦ ૧ લી અકટોબર ૧૯૧૦.

---

ઝોરાસ્ત્રીયન કેલેંડર—દર વરસના સરેસતા પ્રમાણે વરતમાન પરેસના લાયકીવંત માલેક મી૦ મંચેરજી હોસંગજી જાગોશ તરફથી યજદેઝરદી સને ૧૨૮૦ ના સાલનું પારસીઓને આખુ વરસ ઉપયોગી થઈ પડે એવું "ઝોરાસ્ત્રીયન કેલેનડર" બાહર પાડવામાં આવયું છે, જેની અમોને પોંહચાડવામાં આવેલી એક નકલની પોંહચ માન સહીત સવીકારયે છીયે. એ કેલેનડર કાહડવાની તવારીખ ૪૦ વરસ જેટલી જુની છે, યાને પ્રથમ તે ૧૨૪૦ ના સાલમાં કાહાડવામાં આવયું હતું. મી૦ જાગોશ શાંત મનના અને ખંતીલી કોશેશથી કામ કરનારા લેખકો માહેલા એક છે અને તેઓએ પોતાનાં એ કેલેનડર મારફતે પારસીઓમાં આખા વરસમાં બનતા બનાવોની નોંધ રાખીને ખરેખર તારીફ લાયક સેવા બજાવી છે. હાલની તપાસ હેઠલનું કેલેનડર પણ દરેક રીતે કીમતી અને ઉપયોગી ખબરોથી ભરપુર છે અને તેને જેમ બને તેમ વધારે ખેંચાણકારક બનાવવા વકી મી૦ જાગોશે તેમાં ચીતરો આપવાનીબી કેટલાંક વરસોથી શરૂઆત કરવા માંડી છે. દરેક પારસી કુટુંબે આ કેલેનડરની એક નકલ પોતાના ઘરમાં રાખવા યોગય છે ને તેમાં આપવામાં આવેલી અગતયની વીગતો તરફ જોતાં તેની રૂ. ૧ાા ની કીમત નજીવી છે. મી૦ જાગોશને દર દરસે પારસી કોમની આવી કીમતી સેવા બજાવવા માટે અમો મુબારકબાદી આપીએ છીએ.

અખબારે સોદાગર—તા૦ ૧ લી અકટોબર ૧૯૧૦.

---

"ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ."—વરતમાન પરેસવાળા મી૦ મનચેરજી હોશંગજી જાગોશવાળું આ પંચાંગ દર સાલ પોતાનું કદ વધારતુંજ જાય છે. યજદેજરદી ૧૨૮૦ નાં સાલનું આ પુસ્તક કુલે ૨૬૫ સફા જેટલું થવા ગયું છે, તો પણ તેની કીમત રૂ. ૧ાા ચાલુ છે. આ પંચાંગમાં પ્રથમ ગયાં યજદેજરદી સાલનો ઈતેખાબ આપયો છે, જેમાં પારસીઓને લગતી તમામ જાણવાજોગ બાબતોની વિગત આપેલી હોવાથી તે ૧૩૬ સફા જેટલો લંબાયોછે. એ પછી શરેસ્તા મુજબ જરતોસ્તીઓનાં ધરમનાં મકાનો, પુસ્તકખાનાં, દવાખાનાં, કેળવણીખાતાં, બારે માસના કોઠા, જન્મ, લગ્ન, મરણ, વગેરે વગેરે બાબતોનો સમાસ કરયાં ઉપરાંત ખાસ બાબતો નીચે પ્રમાણેની આ સાલનાં પંચાંગમાં જોવામાં આવેછેઃ—(૧) એડવરડનામુ યાને શાહાનશાહ ૭ માં એડવરડનું જીવનચરિત્ર (ચિત્ર સાથે), (૨.) મહાન પાદશાહ

સાઈરસનું દખમું (ચિતરો સાથે), (૩) હાંગકાંગવાળા સર હોરમજજી નવરોજજી મોદી નાઇટનું જનમચરિત્ર (તસ્વીર સાથે), અને (૪) મીઠ મનચેરજી હોશંગજી જાગોશાનું જનમચરિત્ર (તસ્વીર સાથે). આ રીતે આ પારસી પંચાંગ જેનું આ ૪૨ મું વરષ પુરું થયુંછે તે પોતાના ઉપયોગીપણામાં દર સાલ વધતું જાયછે, અને તે માટે તેના પરવરતાવનારને શાબાશી ઘટે છે.

રાસત ગોફતાર તથા સત્ય પ્રકાશ—તા૦ ૯ મી અકટોબર ૧૯૧૦.

---

ઝોરાસ્ટ્રીયન કેલેંડર યાને પારસી પંચાગ—મુંબઈ વરતમાન પરેસના માલેક મીઠ મંચેરજી હોશંગજી જાગોશ તરફથી ચાલું પારસી યઝદેજરદી ૧૨૮૦ના વરસનું પારસી પંચાંગ હાલમાં બહાર પડયું છે, જેની એક નકલ હમને મીઠ મંચેરજી જમશેદજી પોસ્ટવાળા મારફતે મળી છે, જે પારસી કોમને દરેક રીતે ઉપયોગી માહીતી આપનાર છે, આ પંચાંગ બનાવવામાં કરતાએ લીધેલો શ્રમ અતિ વખાણવા યોગ્ય છે. પંચાંગમાં જરથોસ્તી કોમના આતશબેહેરામો, દરેહમેહેરો, ધરમશાળાઓ, દોખમાં, દવાખાના, સખાવત, ખેતાબો પામેલા, કાઉનસીલના સભાસદ થવાનું માન મેળવનારા તથા કોમના પારસી વકીલ, બેરીસ્ટર, સોલીસીટરોના નામોની ટીપ આપવા પછી પારસી બાર માસના કોઠા, હિંદુ, અંગરેજી અને મુસલમાન તારીખો સાથે આપયા છે. ઉપરાંત મરહુમ નામદાર શેહેનશાહ એડવરડ, હોંગકોંગવાળા મીઠ હોરમસજી તથા મીઠ જાગોશના ફોટા તથા જીવન ચરીતરોની વીગત આપી છે. જે વીગત ખાસ ધ્યાન ખેંચનારી છે. પારસી તવારીખની સંપુરણ માહીતી આપનારી રીતે સમાવી છે, જે માટે કરતાને ધન્યવાદ ઘટે છે. પારસી કોમે આ પંચાંગ ખાસ મંગાવી રાખવું ઘટે છે. મેહેનતના પ્રમાણમાં તેની કીંમત કાંઈજ નથી.

દેશી મીત્ર—તા૦ ૨૦ મી અકટોબર ૧૯૧૦.

---

ઝોરાસ્ટ્રીયન કેલેંડર—ઉપલું કેલેંડર દર વરસે નીયમીત મુંબઈ વરતમાન પરેસના માલેક મીઠ મનચેરજી હોશંગજી જાગોશા દર જરથોસ્તી નવાં વરસપર પ્રગટ કરે છે. તે હવે એટલું તો જાણીતું અને માનીતું થઈ પડયું છે કે તેના વીશે વધુ સીફારસ કરવાની હવે જરૂર નથી. ખરેજ દર વરસ તે ખુબ ખીલી નીકળતું જાય છે. તેમાં આવતા વિષયો એવા તો ઉપયોગી જાણવાજોગ અને વાંચનારાઓને અભ્યાસ કરવા જોગ થઈ પડે છે કે તેના બનાવનાર તેને માટે દર વખતે ઘણી મેહનત લે છે અને બરી કાલજીથી પારસી કોમને એકે એક બાબદ જાણવાજોગ થઈ પડે એવી રીતે તેમાં વરણન આવે છે. એવી ઉપયોગી બાબદોની સાથે વળી તેમાં મોટા ખરચે કેટલીએક સુંદર સબીઓ પણ આપવામાં આવે છે જેવી સબીઓમાં આ વરસે મુખ્ય ખેંચાણ કરનારી સબી આપણા મરહુમ નામદાર રાજા સાતમાં એડવરડની છે. એ આબેહુબ સબીની સાથે એ નામવર પાદશાહનું જન્મ ચરિત્ર એવું તુલાતવીલ અને જરાકે જરા વિગતોથી ભરપુર આપેલું છે કે તેવું વિસતારેલું નામદાર પાદશાહનું જન્મ ચરિત્ર ગુજરાતીમા જોવામાં આવતું નથી. અમો ધારીએ કે એની નકલ આપણા પાદશાહી ખાનદાનના જોવામાં આવે તો ઘણું ઠીક થઈ પડે અને તેવી કાંઈ કોશેષ કરવાને મીઠ જાગોશા ચુકશે નહિ એવી અમો વકી રાખીએચ. બીજી સબીમાં ઇરાનના મહાન પાદશાહ સાઈરસનું પોતાનું રૂહ તથા તેનું દખમું અથવા અસ્તોદાન આપેલું છે. જે અસલી તવારીખના સાખીનોને ઘણું ઉપયોગી જેવું છે. ત્રીજી સબી ચીનવાલા લખોપતી પારસી શેઠયા સર હોરમજી નવરોજી મોદીની છે, જેઓને હાંગકાંગ ખાતે આ વરસમાં સર નાઈટનો ખેતાબ મલેલો છે. તેમનું જન્મ ચરિત્ર પણ ઘણુંજ રસીલુ છે. ચોથી સબીમાં કેલેંડરના બનાવનાર મીઠ મનચેરજી જાગોશા પોતે બીરાજેલા છે. એમનું જન્મ ચરિત્ર જે સાથે આપ્યું છે તે એક ધડો લેવા લાયક બાબત થઈ પડશે અને એ જુના વાંચનારાઓને જાણવાજોગ બાબતોથી જુની પુરાની તવારીખ અને ઘણીક રમુજ પણ મલે તેવું છે. કેલેંડરની સઉથી મોટી ખુબી તેમાં દર વરસે છપાતો પારસી કોમનો એક વરસનો ઇનતેખાબ અથવા હેવાલ છે. જેમાં સઘળી વીત્યાં એક વરસની પુરેપુરી હકીકતો પારસી કોમને જાળવી ગખવા જોગ હીસતરીજ સમાયલી બાબદ હોય છે. મોટે ભાગે કાંઈ પણ એ હેવાલમાં મીઠ જાગોશ છોડી દેતા નથી. આ વરસે પણ પારસી કોમે સતર લાખ રૂ૦ જેટલી નાદર રકમની સખાવત કરેલી માલમ પડે છે. એવી એવી બીજી જાણવાજોગ વિગતો તો એમાં ઘણીબી છે. પણ તે લંબાણ થવાને સબબે અતરે વધુ વિસ્તારથી આમે જણાવી નથી. ટુંકમાં એટલુંજ કે દરેક પારસી કુટુંબ અને ઘરેઘર એની ઓછામાં ઓછી એક એક કોપી ખપવી જોઈએ છે.

ભરૂચ સમાચાર—તા૦ ૨૦ મી અકટોબર ૧૯૧૦.

---

યઝદેજરદી ૧૨૮૦ ના વરસનું ઝોરાસ્ટ્રીયન કેલેંડર—યઝદેજરદી ૧૨૮૦ ના વરસનું ઝોરાસ્ટ્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ તેના કરતા મુંબઇ વરતમાન પરેસવાળા મીઠ મંચેરજી હોશંગજી જાગોશ તરફથી દર વરષના શિરસ્તા મુજબ બહાર પાડવામાં આવ્યું છે, જેની એક નકલ અતરેના મીઠ એમ૦ જે૦ પોસ્ટવાળા મારફત મળી છે. એ પંચાંગમાં ગુજરેલ પારસી વરષનો લંબાણ ઇતેખાબ આપવામાં ૧૦૦થી વધુ પાના રોકાયા છે, જેમાં પારસીઓની બક્ષેસો, સખાવતો અને ધરમાદા ભરાયલી રકમો ઉપરાંત પારસી ધરમ ખાતાઓ, નવાં ધરમના મકાનો, પારસીઓને મળેલાં ખેતાબો, ઓધ્ધા, નીમણુંકો વીગરેને લગતી વીગતવાર તપસીલ તેમજ કેળવણી પામી પદવી મેળવનારા જરથોસ્તીઓની ટીપ, પોસ્ટખાતાને લગતી જાણવા જોગ વીગત, ૧૮૬૫ થી દર વરષ જુદી જુદી વયના પારસીઓમાં થયલાં લગ્ન તથા છેલ્લાં ૩૯ વરષમાં મુંબઈમાં થયલાં જરથોસ્તી કોમના રવાનોનો, પારસી પંચાયતના ધરમ ખાતાને લગતી અને બીજી પારસીઓને ઉપયોગી વિગતો આપી છે. ૧૨ માસના પારસી રોજ અને વારના કોઠામાં પણ અંગરેજી તથા હીંદુ તીથી અને જાણવા

જેમ બનાવોનો શમાસ કરયો છે. ગુજસ્તે સાલમાં બ્રિટીશ સલતનતના રાજ્યકરતા મરહુમ નામદાર શાહેનશાહ એડવરડ સાતમાનું મરણ નિપજ્યું હતું તેથી "એડવરડ નામુ" યાને મરહુમ શાહેનશાહ સાતમાં એડવરડનું જીવન ચરિત્ર તે નામદારની છબી સાથે આપયું છે. મહાન પારસી પાદશાહ સાઇરસનું દોખમું અને અસ્તોદાનની છબી તથા શાહે સાઇરસની કહેવાતી તસ્વીર અથવા તેના ફરોહરનો ચિતાર દખમાની વિગતો સાથ આપયો છે. એ શિવાય બે વધુ છબીઓ હોંગકોંગવાળા સર હોરમજી નવરોજી મોદી નાઇટની અને પંચાંગના પ્રવરતાવનાર મીૹ મંચેરજી જાગોશાની છે. મીૹ જાગોશાનું જન્મ ચરિત્ર ભરૂચ સમાચારના અધિપતી મીૹ અરદેશર દીનશાહ ગાંધીની કલમે લખાયલું છે. મીૹ જાગોશ દર વરષે પારસી પંચાંગમાં વધારો કરતા રહે છે તે તેમની ઉલટની ગવાહી આપે છે. પંચાંગની કીમત આ વરષે રૂ. ૧ાા રાખી છે, જે ગયા વરષે કરતાં ઓછી છે. અને પંચાંગ પાછળ લીધેલી મહેનત જોતાં વિસાતમાં નથી. આવાં પુસ્તકની નકલ જરથોસ્તી કુટુંબમાં અવશ્ય રાખી મીૹ જાગોશને ઉત્તેજન આપવાની જરૂર છે.

ગુજરાત મીત્ર તથા ગુજરાત દરપણ—તાૹ ૨૩ મી અકટોબર ૧૯૧૦.

---

ઝોરાસ્રીયન કેલેનડર યાને પારસી પંચાંગ—યઝદેજરદી ૧૨૮૦ના વરસનું ઝોરાસ્રીયન કેલેંડર અને પારસી પંચાંગ લાંબો વખત થયાં અમારી ટેબલ ઉપર મીૹ મનચેરજી હોશંગજી જાગોશ તરફથી મોકલેલું પડયું છે, પણ તેનો અભીપ્રાય નહી લઇ શકવા માટે દલગીર છીએ. મીૹ જાગોશાનું પારસી પંચાંગ એ એટલું તો જાણીતું છે કે તેને જરથોસ્તી કોમ સાથે ઓળખાવવાની જરૂર છે ? આ પંચાંગમાં શરૂઆતમાં મીૹ જાગોશ આગલાં સાલનો ઇનતેખાબ લગભગ ૧૫૦ ટાઇપે રજુ કરે છે, જેમાં આખી પારસી કોમની ચાલુ વરસની સઘલી બીના સમાઇ જાય છે. આ વરસે મીૹ જાગોશે મરહુમ શેહેનશાહ એડવરડનું લંબાણ જીવન ચરિત્ર અને સુંદર છબી પંચાંગમાં આપયાં છે. તે પછી પારસી કેલેંડર આપયું છે. આ કેલેંડરમાં પારસી રોજ તથા નામ, વાર, ઇંગરેજી તારીખ તથા હિંદુ તીથી આપી છે. પણ તેઓ તે સાથે નક્ષત્ર, તથા સુરયોદય તથા સુરય અસ્ત વગેરે ઉમેરે તો આ પંચાંગ ઘણું ઉપયોગી થઇ પડશે. તે પછી મીૹ જાગોશે જરથોસ્તા આતસબેહરામો તથા દરેમેહરોની એક ટીપ આપી છે. અને તેને લગતી વીગતો આપી છે. જરથોસ્તી ધરમશાલાઓ અને તે કોણે બંધાવી અને કયારે બંધાવી તે પણ આપવામાં આવ્યું છે. જરથોસ્તી જાહેર વપરાસનાં મકાનો, જરથોસ્તીઓએ સ્થાપેલાં ધરમનાં દવાખાનાઓ, જરથોસતીઓએ સ્થાપેલાં ધરમનાં કેળવણીખાતાં, જરથોસતીઓને નામદાર સરકાર સરકારે બક્ષેલા ખેતાબ, સુલેહના અમલદારો, શેરીફો, કાઉનસીલરો, યુનીવરસીટીના ફેલોઝ, મેટરીમોનીયલ કોરટના ડેલીગેટો, વકીલો, સોલીસીટરો વીગેરે બાબદો એટલી બધી આપી છે કે જરથોસ્તીઓને કાંઇપણ શોધવું હોય તો આ પંચાંગમાં મલી શકે છે. તે ઉપરાંત તાર તથા ટપાલખાતાંને લગતા નીયમો આપવામાં આવ્યાં છે. માહન પાદશાહ સાયરસનું દખમું એ વીશે ઉપર મીૹ પાલનજી બરજોરજી દેશાઇએ જ્ઞાન પ્રસારક મંડળીમાં આપેલું વીદયવતા ભરેલું ભાષણ આખું આપયું છે. પારસી પંચાયતનાં હસતકના ધરમખાતાંની પણ સઘલી વીગત સમાવી છે. તે ઉપરાંત હોંગકોંગવાલા સર હોરમસજી નવરોજી મોદી તથા આ પંચાંગનાં કરતા મીૹ મનચેરજી હોશંગજી જાગોશના જીવનચરિતરો આપવામાં આવયાં છે. એકંદરે રૂપયા દોઢની કીમતનાં આ પંચાગમાં જે વીગતો સમાયલી છે તે તરફ જોતાં તેની કીમત કાંઇ વધારે નથી. પારસી કોમે આવા સાહસને સારો ટેકો આપવો જોઇએ.

સાંજ વરતમાન—તાૹ ૩ જી નવેમબર ૧૯૧૦.

---

મુંબઇવાળા મીૹ જાગોસના પંચાંગની ૧ નકલ મીૹ મંચેરજી પોસ્ટવાલા મારફતે અમને મલી છે, તેની પહોંચ ઉપકાર સહીત કબુલ કરીએ છીએ. દેશમાં બધી કોમો માટે સામનય કેલેંડર ટાઇમ્સ ઓફ ઇંડયા કાઢે છે, તે ઢબપર એ કેલેંડર એકલી પારસી કોમની સેવામાં કાઢવામાં આવતું જણાય છે. તે કાઢવું જેવા તેવા ખરચનું કામ નથી, તેથી તે ખરે શાબાશીને પાત્ર છે.

સુરત અખબાર—તાૹ ૭ મી નવેમબર ૧૯૧૦.

---

ઝોરાસ્રીઅન કેલેંડર—[ કરતા—મીૹ મંચેરજી હોશંગજી જાગોસ. ] પારસી કોમમાં બનતા બનાવોનો તુલસીલવાર ઇંતેખાબ ઉપરાંત કોમને લગતી જાણવાજોગ બાબદોનો સંગ્રહ મીૹ જાગોશ દર વરષે એક પુસ્તકના આકારમાં બહાર પાડતા રહયા છે, જે એક પારસી પંચાંગ તરીકે ઉપયોગી અને આવકારદાયક થઇ પડે છે. તે મીસાલ યઝદેજરદી સને ૧૨૮૦ ના સાલનું ઝોરાસ્રીઅન કેલેનડર તેવણ તરફથી હાલ બહાર પાડવામાં આવયું છે, જેમાં ગુજસ્તેહ સાલના ઇંતેખાબ ઉપરાંત પારસી સખાવતથી ઉભાં થએલાં ધરમનાં મકાનો, કેળવણી ખાતાંઓ, લાઇબરેરીઓનું લીસ્ટ રજુ કરવામાં આવયું છે. વળી જરથોસ્તી સુલેહના અમલદારો, શેરીફો, કાઉનસીલરો, યુનીવરસીટીના ફેલોઝ, કોરપોરેટરો, પોરટ ટ્રસ્ટ તથા સીટી ટ્રસ્ટના મેમબરો, મુખ્ય શેહેરોની પારસી મેટ્રીમોનીઅલ કોરટના ડેલીગેટો, પારસી બેરીસ્ટરો, સોલીસીટરો, વકીલો વીગેરે ધંધાને લગતા જરથોસ્તીઓની એક ટીપ રશેતા મુજબ આ પંચાંગમાં પણ આપવામાં આવેલી નજરે પડે છે. જયારે આ સાલ મીૹ જાગોસે પોતાના પંચાંગમાં જે અગતયનો ઉમેરો કરયો છે તે છેલ્લાં લગભગ ૫૦ વરષની મુદત દરમ્યાન પારસીઓમાં થયેલાં લગનો, મરણો તથા જનમોને લગતા આપેલા કોઠાઓ છે કે જે ઉપયોગી અને અભ્યાસ કરવા લાયક વાંચન પુરૂં પાડે છે. મીૹ જાગોસે છેલ્લા કેટલાક વખતથી પોતાના પંચાંગમાં કેટલાંક ચુંટી કાઢેલાં ચીતરો પણ આપવા માંડયાં છે, જે મુજબ આ સાલના ચીતરોની નાની હારમાળામાં મરહુમ શાહેનશાહ એડવરડનું ચીત્ર, મહાન પાદશાહ સાયરસના દખમાનાં ચીતરો અને હાંગકાંગવાલા મીૹ હોરમસજી મોદીનું ચીત્ર આપવા

ઉપરાંત મી૦ જાગોસે પોતાનું ચીત્ર તથા જીવનચરીત્ર પણ તેમાં પ્રગટ કરયાં છે. એ રીતે આ સાલ બહાર પડેલું પારસી કેલેંડર તેના આગલા અંકોની માફક કોમને ઉપયોગી થઈ પડે તેવું અને જાળવી રાખવાજોગ લેખાશે.

"પારસી"—તા૦ ૧૩ મી નવેમબર ૧૯૧૦.

---

ઝોરાસ્ટ્રીયન કેલેંડર અથવા પારસી પંચાંગ—"ધી બોમ્બે વરતમાન પરેસ" ના સાહસીક માલેક શેઠ મનચેરજી હોશંગજી જાગોશા તરફથી દર સાલ પારસી નવાં વરસને ટાંકણે છપાઈ પ્રગટ થતું આ પોથારૂપી પુસ્તક, જેને અમે "પારસીની આરસી" ની ઉપમાં આપેલી છે. તેનો ૪૦ માં વરસનો અંક બહાર પડયો છે; અને તેની એક નકલ સરેસ્તા મુજબ અમોને ભેટ મલી છે, જેની પહોંચ માન સાથ સ્વીકારતાં, તેની વધતી જતી લોકપ્રિયતા માટે તેને અમે જીગરથી ધન્યવાદ દઈએ છીએ. તેની જાણ પીછાણ વરસો વરસ અમારા વાંચનારાઓને અમે એવી વીગત વાર કરાવતા આવયા છીએ કે, હવે તે વીશે લંબાણથી બોલવાની કશી જરૂર જણાતી નથી. એટલુંજ કહેવું બસ થશે કે, વરસો વરસ ને જેમ કદમાં તેમ ઉપયોગીપણામાં વધતું ને ફુલતુંજ જાય છે. તેમાં આ સાલના પોથાએ તો પોતાના આગલા સઘલાં "રેકરડ" તોડી નાંખયા છે અને ગુજસતે સાલના પારસી બનાવોની કોઇપણ બીજી તરફ પ્રગટ થતી નોંધો આ મોટા મસ પોથા સનમુખ નજીવી લાગે છે, તેની વીશેષ ખુબી તેમાં દરસાલ દાખલ કરવામાં આવતી નવીનતામાં જોવામાં આવે છે. આ નવાં કેલેંડરમાં તેવી ખાસ વધારાની બાબદ તરીકે "મહાન પાદશાહ સાઈરસનું દખમું એ વીશેનું ભાષણ," મુંબઇની પારસી પંચાયતનાં ધરમખાતાંને લગતી જાણવાજોગ વીગતો, ચીનની જરથોસતી અનજુમનના ધરમના ફંડોની વીગત, હાંગકાંગવાલા શેઠ હોરમજજી નવરોજજી મોદીને મલેલા સર નાઈટના ખેતાબ તેવણના જનમ ચરીત્ર સાથે, અને આ કેલેંડરના કરતા શેઠ મનચેરજી હોશંગજી જાગોશાનું જનમ ચરીત્ર આપેલું છે, તેમાં સાઈરસનાં દખમાં, શેઠ હો. ન. મોદી તથા શેઠ મ. હો. જાગોશાની તો સબીઓ પણ આપવામાં આવેલી છે. શેઠ જાગોશાનું જનમ ચરિત્ર આપણું ખાસ ધ્યાન ખેંચે છે, અને એ દીનદાર ગ્રહસ્થની કારકીરદી જેટલી આપણે જાણતા હતા, તે કરતાં ઘણી ઝળકતી આપણે જોઈ શકીએ છીએ. ટુંકમાં, આ સાલનો મી૦ જાગોશાનો કેલેંડર પોઠો પારસી ચાલુ બનાવો, ખબરો, તથા ચરીતરોનો એક ભંડાર છે, અને તે તમામ પારસી ઘર, કુટુંબ, પુસ્તકખાનાં, શાળાઓ વગેરેમાં તેમના અચુક રાહબર તરીકે જાલવી રાખવાજોગ છે. અને તેઓ સરવેના તરફથી તેને પુરતો આશરો મલવો જોઈએ છે. હીંદના પારસીઓની કીરતીના સ્થંભ તરીકે જે મહાભારત કામ મરહુમ ખા૦ બા૦ બમનજી બેરામજી પટેલ પોતાના યાદગાર "પારસી પ્રકાશ" વડે બજાવી ગયા છે. તેવુંજ એક કામ શેઠ જાગોશા પોતાનાં આ વારસીક કેલેંડર વડે ચાલુ બજાવયા જાય છે. જે પારસીઓ પ્રત્યે તેમની એક મોટી તથા જાહેર ઉપકાર માનવા જોગ સેવા છે.

નવસારી પ્રકાશ—તા૦ ૨૦ મી નવેમબર ૧૯૧૦.

---

ઝોરાસ્ટ્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ—યઝદેઝરદી સને ૧૨૮૦ ના વરસનું ઝોરાસ્ટ્રીયન કેલેનડર યાને પારસી પંચાંગ, તેના કરતા મી૦ મંચેરજી હોશંગજી જાગોશા તરફથી અમને મળ્યું છે, જેની પોહોંચ ઉપકાર સાથે સ્વીકારીએ છીયે. તેમાં ગત આખા વરસમાં પારસીઓને લગતા બનેલા બનાવોની તથા બીજી સરેસ્તાની વિગતો ઉપરાંત, મરહુમ શેહેનશાહ સાતમા એડવરડની, તથા હાંગકાંગવાળા સર હોરમજી નવરોજી મોદી નાઇટની સુંદર આરટ પેપર ઉપર છાપેલી છબીઓ તથા મહાન પારસી પાદશાહ સાઈરસનું દખમું અને અસ્તોદાનની તસ્વીર તેમના હેવાલો સાથે આપી છે. આ વેળાના કેલેનડરમાં કેલેનડરના કરતા અને વરતમાન પરેસના માલેક મી૦ મંચેરજી હોશંગજી જાગોશાની પોતાની છબી અને ભરૂચ સમાચારના અધિપતિ મી૦ અરદેશર દીનશાહ ગાંધીની કલમથી લખાયલું તેમનું જન્મ ચરિત્ર પણ આપવામાં આવ્યું છે. જેઓ પારસીપણામાં ગરૂરી માનતા હોય અને પારસી જાહોજલાલીનો આખા વરસનો સામટો ઇતેખાબ જોવા ચાહતા હોય તેઓને આ કેલેનડર બહુ ઉપયોગી છે. તેનાં આવાં ઉપયોગીપણાં છતાં તેની રૂ. ૧॥ ની કિમત વિસાત વગરની છે, અને દરેક પારસીએ તેની એકેકી નકલ તો અવશ્ય પોતાની લાયબરેરીમાં રાખવી જરૂરની છે.

ગુજરાતી—તા૦ ૮ મી જાન્યુઆરી ૧૯૧૧.

---

ઝોરાસ્ટ્રીઅન કેલેનડર યાને પંચાંગ—યજદેજરદી શને ૧૧૮૦ ના વરસનું એ દલદાર પુસ્તક તેના કરતા મી૦ મનચેરજી હોશંગજી જાગોશા તરફથી મલ્યું છે. એ પુસ્તકમાં સને ૧૨૭૯ ના શાલમાં પારસી કોમ તરફથી બધી મળી લગભગ પોણા સતર લાખ રૂ૦ ની સખાવત થઈ છે તેની તમામ વીગતો જણાવ્યા ઉપરાંત જરથોસ્તીઓને મળેલા નવા ખેતાબો, નેમણુંકો, જરથોસ્તીઓએ બંધાવેલા ૨૨ ધરમના મકાનો, દેશાવરો વીગેરે સ્થળોના આતશબહેરામો, દરેહમહેરો વીગેરે ૩૯ બાબદ સમાવવામાં આવી છે, તે ઉપરાંત એ પુસ્તકમા મરહુમ શહેનશાહ એડવરડ સાતમાની, મહાન પારસી પાદશાહ સાઈરસનું દખમું અને અસ્તોદાન, હોંગકોંગવાલા શ્રીમંત પારસી નામીચા વેપારી મી૦ હોરમસજી નવરોજી મોદી (નાઈટ), તથા એ પુસ્તકના કરતા મી૦ મનચેરજી હોશંગજી જાગોશાની સુંદર છબીઓ આપવા સાથ તેમના જીવન ચરિતરો આપવામાં આવયાં છે. એકંદરીએ ટુંકમાં હમારૂં મત એવું છે કે આ પુસ્તક માત્ર રૂ. ૧॥ ની નજીવી કીંમતથી દરેક પારસી કોમને ખરીદી વાંચવા લાયક છે. માટે આસા છે કે તેઓ ખરીદી મી૦ જાગોશે ઉઠાવેલા કામને ઉતેજન આપી તેવણના કામની કદર બુજશે.

નવસારી પત્રિકા—તા૦ ૮ મી જાનેવારી ૧૯૧૧.

સ્વીકાર અને અભીપ્રાય. ઝોરાસ્રીયન કેલેંડર—યઝદેજરદી ૧૨૮૦ના સાલનો આ વારસીક પોથો તેના બનાવનાર અને પ્રગટ કરનાર મુંબઈ નગરીના જાણીતા ભાઈબંધ જરનાલીસ્ટ મી૦ મનચેરજી હોશંગજી જાગોશ તરફથી મલયો છે. જેમાં આ વરસે ચાર સુંદર ઉંચા આરટ પેપર ઉપર છાપેલી જાણીતા ગ્રહસ્થો ને નામદાર મરહુમ શેહેનશાહ સાતમાં એડવરડની છબીઓ તેમના જન્મ ચરિત્ર સાથે આપવામાં આવી છે. તે ઉપરાંત ગુજસતે સાલનો એક લંબાણ ઇતેખાબ મી૦ જાગોશાની કસાયલી કલમથી લખાયો છે. જે જરથોસ્તીઓ માટે દેશ પરદેશમાં વાંચવા જોગ છે. આ ઇતેખાબમાં પહેલેજ સખાવત આપણું ધ્યાન ખેંચે છે જે લગભગ ૧૭ લાખનો ગંજાવર આંકડો જાણી દરેક જરથોસતીનું અંત કરણ ખુશી થઈજ વરસોવરસ આવી ગંજાવર સખાવત પારસી કોમમાં થાય છે તે એ કોમનું શુભાગ્ય છે, વળી આ ઇતેખાબમાં ધરમના મકાનો, જરથોસતીઓને મળેલા ખેતાબો, ઓધ્ધા, નિમણુંકો, ઉપરાંત જરથોસતીઓની કેળવણી, પરિક્ષા, સ્કોલરશીપો તથા પરચુટણ બનાવો વીગેરે સમાવવામાં આવયાં છે. વળી ઝોરાસ્રીયન ગણત્રી પ્રમાણેનું કેલેંડર આપવામાં આવ્યું છે. રાબેતા પ્રમાણે જરથોસ્તી કાઉનસીલરો, કોરપોરેશનના મેંબરો, યુનીવરસીટીના ફેલોઝ, વકીલો, સોલીસીટરો, બારીસ્ટરો વીગેરેની ટીપ આપવામાં આવી છે, વળી આ વખતે શેહેનશાહ સાતમાં એડવરડનું અને ઝોરાસ્રીયન કેલેંડરના બનાવનાર મી૦ મનચેરશા એચ. જાગોશાનાં વાંચવા લાયક જન્મ ચરિતરો છબીઓ સાથે આપયાં છે. આ પ્રમાણે દર વરસે અનેક ઉપયોગી બાબતોથી વધતાં કદ સાથે આ પોથો બહાર પાડવા માટે બુઝોરગ મી૦ જાગોશને આખી પારસી કોમ તરફથી ધન્યવાદ ઘટે છે. આ અમુલ્ય પોથાની કીંમત ફકત રૂપીઓ દોઢ રાખવામાં આવી છે, જે તેની પાછળ લેવામાં આવેલા અથાગ શ્રમ તરફ જોતાં તદન ઓછી છે, તો અમારા દરેક જરથોસતી વાંચકોને આ નવાં વરસનો પોથો પોતાની ખાનગી લાઈબરેરીમાં સંગ્રહિ રાખવાની અમે ખાસ ભલામણ કરી મી૦ જાગોશાના અથાગ શ્રમની કદર બુજવા માટે ભલામણ કરીએ છીએ.

ધી કોરોનેશન એડવરટાઇઝર,—તા૦ ૯ મી ફેબરવારી ૧૯૧૧.

---

ઝોરાસ્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ—બનાવનાર મી૦ મનચેરજી હોશંગજી જાગોશ—યઝદેજરદી ૧૨૮૦ નાં વરસનું (તા૦ ૧૩ મી સપટેમબર ૧૯૧૦ થી તે તા૦ ૧૨ મી સપટેમબર ૧૯૧૧ સુધીનું) ઉપલું પંચાંગ સરેશતા મુજબનો ઉપયોગી દલદાર પોથો છે. સાલ બસાલ તે પોતાનાં ઉપયોગીપણામાં વધતો જાય છે એ માટે બે મત નથી, પરંતુ તેજ પ્રમાણમાં તેની લોકપ્રિયતા વધતી જાયછે કે તે એક સવાલ છે. આજના 'ટાપ–ટાપ' જમાનામાં મી૦ મનચેરજી જાગોશનો આવાં કાગજના લુખાં કવર સાથનો પોથો લોકોનું ધ્યાન ખેંચે એ અમને સંભવીત દીસતું નથી. એની 'ગેટ–અપ'માં સુધારાની ઘણી જરૂર અને જગ્યા છે અને અમો ઉમેદ રાખયે છીએ કે હવે પછી મી૦ જાગોશ પોતાના આ વારષીક પોથાને જાડાં પુથાં સાથની સુંદર બાઈનડીંગમાં બાહેર પાડવાની જરૂર જોશે. તે માટેનો થોડોક વધુ ખરચ એકાદ બે આનાની વધુ કીંમતથી વસુલ કરી શકાશે કે જે આપવાને પ્રજા આનાકાની કરશે નહી. અમોએ કહ્યું છે તેમ એની અગત્યતા અને ઉપયોગીપણાં માટે બે મત હોઈ શકેજ નહી. પારસી પ્રજા સાથ સંબંધ ધરાવતી દરેક બાબદો અને દરેક સવાલોની મુજાહેમત આ કીંમતી ગ્રંથમાં તેના બાહોશ બનાવનારે દાખલ કીધી છે, પણ એકજ બાબતમાં આ ગ્રંથ ખામીભરયો અમને જણાય છે. અમોએ ગયે સાલ પણ કહ્યું છે તેમ, આ દલદાર પોથામાં પારસી સાહીત્યને લગતી નોંધ બેમાલુમ છે અને અમો સમજી નથી શકતા કે આ ખામી સુધારવાનું મી૦ જાગોશ મન ઉપર શા માટે લઈ શકતા નથી. અમો એને પંચાંગની ખામી ગણયે છીએ અને તે ઉપર મી૦ જાગોશાનું પુર માનસહીત ધ્યાન ખેંચ્યે છીએ. સફે ૧૦૧ થી ૧૧૨ સુધીમાં પંચાંગનો ઉપયોગી ભાગ આવી જાય છે. હયાં પારસી, ઇંગરેજી અને હીંદુ તીથીનું આખાં વરસનું પંચાંગ સમાઈ જાયછે. પંચાંગના આ વિભાગમાં એક સુચના કરવાની અમો રજા લઈશું. દાખલા તરીકે ૧૦૧ મો સફો લ્યો. હયાં તા૦ ૧૩ મી સપટેમબર ૧૯૧૦ થી પંચાંગની શરૂઆત થાયછે. એજ પાના ઉપર અકટોબર માસ શનીવારથી શરૂ થાયછે. આ માસ (અકટોબર) એકસરખા સાધારણ જીના ટાઇપમાં છાપેલોછે, તેને બદલે જરાક વધુ મોટા કાળા ટાઈપમાં જો નવા શરૂ થતા અંગરેજી મહીનાનાં નામો છાપવામાં આવે તો આ પંચાંગનો નિત્ય ઉપયોગ કરનાર વરગને તેથી કેટલીક સગવડ મલી શકે. હીંદુ માસો જે પ્રમાણે મોટા ટાઇપમાં છાપવામાં આવ્યાછે તેજ પ્રમાણે અંગરેજી માસોનાં નામો પણ છાપવાની અમારી ભલામણ છે. શરેસ્તા મુજબ, આ સાલનાં પંચાંગમાં કેટલાંક જન્મચરિતરો પણ નજરે પડેછે, જેમાં મી૦ મનચેરજી જાગોશનું જન્મચરિત્રને અમો આવકારદાયક લેખયે છીએ. વળી મી૦ દા. એ. તારાપોરવાળાની પારસી પંચાંગના આ ૩૫ માં પોથાની પરીક્ષા દરોબસ્ત છે અને મી૦ મનચેરજી જાગોશની ધીરજને એ ભાઈએ દીધેલા ધન્યવાદને એ બોઝોરગ સાહેબ બેશક લાયક છે. જે અથાગ અને અંચળ મેહેનત મી૦ જાગોશ પોતાની આ વારસીક નોંધ ઉપર લે છે તેવી મેહનત હવે પછી લેનાર એક બીજો ભલો જાગોશ આપણી કોમમાં હસ્તી ધરાવતો જણાતો નથી એ આપણો બળાપો છે.*

જ્ઞાનવરધક—જુન–જુલાઈ ૧૯૧૦. [આ અંકો કેલેંડર પછી નીકળેલા શમજવા.]

* એ તો જેના જેવા વીચાર—જ્ઞાન વરધકના શેઆના લખનાર ભાઇબંધ કંઈ હેવો વીચાર આપે છે કે કેલેંડરનુ કવર વીગેરેનો ભપકો કરવો—પણ હેવા બાહારના ભપકા કરતાં કંઈ સંગીન બાબદોજ વાંચવા આપવી હેવો વીચાર કેલેંડરના કરતાનો તો છે. વળી પારસી સાહીત્યને લગતી નોંધ કંઈ કેલેંડરના કરતા વીસારી મેલતા નથી. પણ દર વરસે છુટી લેતાં શગવડ થતી નહી હોવાથી કેટલાંક ગરસની હેવી સાહીત્યની સામતી નોંધ કેલેંડરમાં લેવાય છે, તે એની ફાઈલ ઉઠલાવી જોતાં હેવા ઉલટમંદ ભાઈબંધોને કાંઈબા નીરાશ નહી થવું પડે તેવું છે.

કાલેંડરના કરતા.

શાહીમન કેલેંડર—બનાવનાર, મી૦ મનચેરજી હોરમજી જાગોશ—પારસીઓનાં ઘર નવાં સાલની શરૂઆત સાથેજ તેમને આટેનું આ ઉપયોગી વારસીક પુસ્તક વખાણવા લાયક નિયમિતપણાં સાથે બાહેર પડતુંજ રહે છે એ તેના બુઝરોગ બનાવનાર મી૦ મનચેરજી જાગોશ માટે માનભરયું સમજયે છીએ. યઝદેજરદી સને ૧૨૮૦ માટેનો તેઓનો આ પોથો ગયે માસનો બાહેર પડી ચુકયો છે, અને હંમેશ મુજબ જરથોસતીઓને લગતી ઉપયોગી ખબરોથી તે ભરપુર છે. શરૂઆતમાં ગુજસતે સાલનો ઇનતેખાબ રાબેતા મુજબ આપવામાં આવયો છે, જેમાં કોમ મધે થયલી એક વરસની સખાવતનો આંકડો આપણું મુખ્ય ધ્યાન ખેંચે છે. મી૦ જાગોશ આ આંકડો "લગભગ પોણા સતર લાખ" નો જણાવે છે, જેમાં અમોને ગણત્રીની ચુક હોય એમ લાગે છે. આવી ગણત્રી ઘણી શુધ અને ચોકસાઇથી થવાની જરૂર છે, અને તેથી આ બાબદ ઉપર ઘણું બારીક લક્ષ આપવા મી૦ જાગોશને વાજબી સુચના થઈ શકે. મી૦ જાગોશનાં કેલેંડર ભવિષ્યનાં "રેફરન્સ" પુસ્તકો તરીકે ઘણાં કામના છે, એટલે તે મધેની વિગતો જેમ બને તેમ સંભાળથી ભેગી કરી જાળવવાની ઘણી અગત છે. અમો નથી ધારતા કે ગયે સાલની પારસી સખાવતનો કુલ્લે આંકડો મી૦ જાગોશે આપ્યો છે એટલો ગંજાવર હોય. આ આંકડાઓ આપવાની રીત કાંઇબી ચોકસ ધોરણ ઉપર મુકાવી જોઇએ છે, કે જેથી એક વખત ગણાયલી રકમ બે ત્રણ બલકે વધુ વખત ફરી અને ફરી ગણાતી અટકે. દાખલા તરીકે સમજો કે એક ચોકસ ફંડમણાં વેળાએ ચોકસ રકમો ભરાય છે, તો તેનો જુમલો સખાવતમાં ગણાય છે. તે રકમો એક સાલ ભરાઇ અને બીજે સાલ વેંહચાઇ હોય તો તે બીજે સાલ ફરીથી ગણાય છે. એટલુંજ નહિ, પણ જે ધરમખાતાં મધે તે આપવામાં આવી હોય તો ત્યાં તે ફરીથી ગણાય છે, અને વળી તેજ અમુક ધરમખાતાં મધે એક સાલમાં ભરાયલી કુલ્લે રકમનો આંકડો આપવામાં આવે છે તો તેમાં ઉપલી રકમ પણ સમાયલી હોવાથી તે ચોથી વેળા ગણાયલી કેહવાઈ શકાય. આ મુજબ એકજ રકમ ત્રણથી ચાર વખત ફરી અને ફરી ગણાયા કરે તો સખાવતનો આંકડો દેખીતો ઉપસાયા કરે તેમા નવાઇ નથી. વળી કોઇ ચોકસ શેઠિયાએ એક વરસમાં શું શું સખાવત કીધી તેનો કુલ્લે આંકડો છુટો ગણાયા પછી તેજ સખાવત કયાં કયાં ખાતાંઓ માટે કીધી તે ખાતાંઓનાં આંકડાઓમાં તે ફરીથી ગણાય છે. આ પ્રમાણે સખાવતના આંકડાઓની ચોકસાઇ રેહતી નથી, અને તેટલા માટે અમારા રાંક મિત્ર મી૦ જાગોશનું ગંભીર ધ્યાન એ બાબદ ઉપર ખેંચવાની રજા લઇએ છિએ, અને ઉમેદ રાખ્યે છિએ કે તેઓ પોતાના હવે પછીના વારસીક અંકો માટે તે ઉપર ઘટતું ધ્યાન આપશે.* આજ સખાવતોની ટીપ માટે એક બીજી સુચના ઉપર પણ મી૦ જાગોશનું ધ્યાન ખેંચવાની રજા લઇશું, અને તે છે કે સખાવતના આંકડાઓમાં જે ખરી સખાવતના હોય તેજ ગણવા. દાખલા તરીકે અમો ઘણો વખત થયો જોતા આવ્યા છિએ કે જાહેર પુરૂષોની યાદગારી જાળવી રાખવાનાં અથવા તેઓને "એનતરતેનમેનત" આપવાનાં યા એવાંજ ફંડોમાં ભરવામાં આવતાં નાણાંઓની રકમ મી૦ જાગોશ હંમેશ "સખાવત"માં ગણતા આવ્યા છે. આ જેમ "સખાવત" શબ્દને ખોટો અરથ આપવા જેવું, તેમ જેઓનાં માન અકરામ માટે આવાં ફંડો ઉભાં કરવામાં આવ્યાં હોય તેમને અથવા તેમની યાદગારીને અપમાન સરખું અમો સમજયે છિએ. દાખલા તરીકે નામદાર શાહનશાહ અને શેઠ જમશેદજી તાતા સરખા નરોની યાદગારીનાં ફંદોમાં પારસીઓએ ભરેલાં નાણાં તેઓ માટે કોઇબી રીતે સખાવત તરીકે અપાયલાં તો કહેવાયજ નહિ. એજ મુજબ કોઇનાં ભાષણો અપાવવા અથવા પુસ્તકો ખરીદવા માટે ખરચાયલાં નાણાં પણ મી૦ જાગોશ સખાવતમાંજ ગણે છે, જે બરાબર કહેવાય નહિ. આ અને આવીજ કિસમની સઘળી ટીપો મી૦ જાગોશે ગણત્રીમાંથી તદનજ બાદ કરવી જોઇએ છે. આ ઉપરાંત પોતાનો વારસીક ઇતેખાબ મી૦ જાગોશ methodically ગોઠવવાની તજવીજ કરતા રહેશે તો તેનાં ઉપયોગીપણામાં ઘણો વધારો કરી શકાશે. મુંબઇ ઉપરાંત બાહેરગામના જરથોશતીઓને લગતી હકીકતો જે આપવામાં આવે છે તે એક અંહિ તો એક તંહિ એમ વેરવીખર પડેલી આપવા કરતાં દરેક ગામ યા શેહેરનાં મથાળાં હેઠળજ સઘળી સામટી કરી આપવામાં આવે, તેમજ વળી એ સરવે જગ્યાઓનાં નામ બારાખડીને અનુક્રમે ગોઠવીને આપવામાં આવે, તો રેફરનસ માટે તે ઘણું ઉપયોગી થઇ પડે. તેમજ મુંબઇને લગતી સરવે નોંધો પણ જુદી જુદી બાબદોનાં ખાસ મથાળાંઓ—જેમકે સખાવત, કેળવણી, સંસાર, વિધા હુનર—એ મિસાલ તેની હેઠળજ ગોઠવવાની પણ ઘણી જરૂર છે. આ વેળાનાં કેલેનડરમાં મી૦ સો. મ. દેશાઇની કલમથી લખાયલું શાહનશાહ એદવરદનું જીવન ચરિત્ર વાંચવા યોગ્ય છે. મી૦ મનચેરજીની સાદી પણ ઉપયોગી જીંદગીનો અહેવાલ "ભરૂચ સમાચાર" વાળા મી૦ અરદેશર ગાંધીએ લખેલો આ વેળાનાં કેલેનડરમાં શામેલ થયલો જોવાથી અમો ઘણા ખુશી છિએ. જે પુસ્તકને મી૦ જાગોશે આજે ચાલીસ વરસની લાંબી મુદત સુધી પાળી પોશી મોહટું કીધું છે તેના પિતા તરીકે મી૦ જાગોશની સખી સાથનું એક જીવન ચરિત્ર તેજ પુસ્તકમાં જળવાઇ રહેવાની જરૂર હતી, અને અમારા આ અતિ રાંક અને શરમાળ મિત્રના બાબમાં તે ફરજ મી૦ ગાંધીએ મિત્રભાવથી બજાવેલી જોઇ અમોને આનંદ ઉપજે છે. મી૦ જાગોશનાં આ ઉપયોગી પુસ્તકની એકેકી નકલ દરેક પારસી ઘરમાં રહેવી જોઇએ છે.

કયસરે હિન્દ—તા૦ ૩૦ મી અકટોબર ૧૯૧૦.

* ઉપલા માનવંત ભાઇબંધે સખાવતનાં આંકડા વીશે મન ભાવતા ટીકા કરી દીધા છે—પણ જાહેર લખનારાઓએ હેવા ટીકા કરતાં જરા શાવધાન રેવું જોઇએ છે. એક સખાવત એક ખાતાંમાંથી બીજામાં અપાઇ–લેવાઇ હોય તો તે બાદ કરવાનું ભાન કાલેંડરના કરતામાં હોય નહી હેવું જાંણ–અનજાણમાં જણાવી દેતાં ટીકાકારોએ જરા સંભાળ રાખવી જોઇએ છે. આ ટીકાકારે એજ રકમની સાથનો ખોલાશો જે સખાવતનાં બાબની શરૂઆતમાંજ આપેલો છે, તે જોવાનીબી દરકાર કીધા વગર ભલતુંજ લખી દીધું છે કે સતર લાખની સખાવત થયલી તેવો માંનતા નથી. સાહેબ જરા આગલો પાછલો ખુલાસો જુવો—તમારીજ કહેલી બાકી શાકી તપાસી ને પછાં ટીકા કરો કે એ રકમ બહુ મોટી થઇ ગઇ છે—ત્યારે તો પારસીઓને કહીએકે હાવા લખનારાઓ હેવી મોટી રકમ માંને નહી તેથી જાંણી જોઇને સખાવત કમતી કરતા જાવો! શાબાશ ટીકાકારો!! હેવાપર આફરીન છે. બીજી કોઇ કોઇ રકમો સખાવતનાં બાબમાં ગણવા ના પાડનારાઓના વીચાર તેમનેજ મુબારક હોજો!

જોઈએ. જેમ અખબારવારેથી લખાણ ગણાતું આવેલું તેમ જુની રૂઢી ફેરવવાનું કંઇ અગતનું ધારવામાં આવતું નથી ઇનતેખાબમાં સખાવત, હોદા, ખેતાબ, કેળવણી વીગરેના જુદા જુદા બાબો પાડીને ખુલ્લે ખુલ્લું બતલાવામાં આવવા છતાં કોઈ ભાઈબંધને ગુચવારો લાગતો હોય તો તેમનાં મન-મગજને આપરે કયાં સુધારવા જઈએ વારૂં ?

જુવો આ કેટલું શપસટ છે કે અધીપતીશાજે બતલાવેલીજ રકમો બાદ કરી ચુકાઈ છે. તે અજબ છે કે એવા સાહેબનાં જોવામાં આવયુંજ નહી ? જુવો તે આ રહયું :--

અયાં વરસનાં કેલેંડરમાં ઇનતેખાબ શરૂ થતાં લખાયલું છે કે:—અતરે જણાવવું જોઈએ કે આ ઉપર જણાવેલી રકમ આ વરસની છપાયલી સખાવતની છે. સામાન્ય સખાવતનાં સોલ લાખ, ઉઠમણાના સાડા ત્રણ લાખ અને ધરમનાં મકાંનોની રકમ લગભગ પોણા ત્રણ લાખ મલીને નજદીક **સવા બાવીસ લાખનો** સુમાર થવા ગયો છે; પણ તેમાં **એક સખાવત થવામાંથી, તથા ઉઠમણામાં જણાવેલી રકમમાંથી બીજા ફંડોમાં અપાયલી, ધરમનાં મકાનોવાલી રકમ જે આગલાં વરસોમાં સખાવતોમાં ગણાઇ ચુકેલી, વીગરેની રકમ શુમારે સાડા પાંચ લાખની બાદ થવા જેવી છે, તે બાદ કરીએ તો લગભગ રૂપીયા પોણા સતર લાખનો આંકડો આ વરશની સખાવતનો નકી થાય છે.**

કેલેંડરના કરતા.

---

ઝોરાસ્ત્રીયન કેલેંડર—The Zoronstrian Calendar—ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ નામનું જે દલદાર પુસ્તક આજ ૪૦ વરસ થયાં મુંબઇનાં વરતમાન પરેસના માલેક મીο મનચેરજી હોશંગજી જાગોશ તરફથી પ્રસીધ્ધ કરી નીયમીત રીતે બહાર પાડવામાં આવે છે તેની ચાલુ યઝદેજરદી સાલ માટેની આવૃતીની એક નકલ અમને પોંહચાડવાની મેહરબાની કરવામાં આવી છે, જેની પોંહચ અમો માન સહીત સ્વીકારીયે છીયે. પારસીઓને લગતા ગયે સાલ દરમ્યાન બનેલા જાણવાજોગ બનાવોની તેમજ ધરમનાં, કેળવણીનાં વગેરે જરથોસતી ખાતાંઓની વીગત, જરથોસતી ઓધેદારો અને બીજા જાણીતા શેહરીઓ, જસ્ટીસીસ ઓવ ધી પીસ, કાઉનસીલરો, યુનીવરસીટીના ફેલોઝ ઇત્યાદીની ટીપ, વગેરે, ઘણી ઉપયોગી બાબતો આ દલદાર પોથામાં રાબેતા મુજબ સારી છપાઇથી રજુ કરવા ઉપરાંત મરહુમ શેહેનશાહ સાતમાં એડવરડનું જનમ ચરીત્ર તેમની છબી સાથે, મહાન ઈરાની પાદશાહ સાઇરસનાં દખમાને લગતો નીબંધ ચીતરો સાથે, હાંગકાંગવાળા પારસી શ્રીમંત વેપારી શેઠ હોરમસજી નવરોજી મોદી જેમણે એમની લાખો રૂપયાની સખાવતની કદરશનાસી કરીને નામદાર શેહનશાહે 'સર નાઈટ' નો ખેતાબ બક્ષ્યો છે તેમની કારકીરદીને લગતી ટુંક જાણવાજોગ હકીકત (છબી સાથે) તથા ખુદ આ ઝોરાસ્ત્રીયન કેલેંડરના અથાગ પરવરતાવનારા મીο મંચેરજી જાગોસનું જન્મ ચરીત્ર તેમની ઉપયોગી જીંદગીમાં બનેલા ઘણાક જાણવાજોગ બનાવોની દીલકસ વીગતો સુધાં અને તેમની સુંદર છબી સાથે આપવામાં આવેલાં જોવામાં આવે છે. મીο જાગોસનો જન્મ સને ૧૮૪૧ માં સુરત શેહરમાં થયો હતો એટલે એ બુઝરગ શેઠ લગભગ ૭૦ વરસની વયે પુગ્યા છે, છતાં કામકાજમાં ઉપયોગી જીંદગી ગુજારે છે. અમો દુવા ચાહીયે છીયે કે આ 'કેલેંડર' જે એમની ખંત અને ઉદ્યોગની યાદગીરીના સ્થંભ જેવું છે તેને દર વરસ પરવરતાવતા રહેવાને એવણ ઘણા વરસ આપણ વચે કાયમો કાયમ રહે.

ઇનડીયન ટેકસટાઈલ જરનલ—સપટેમબર ૧૯૧૦.

---

ઝોરાસ્ત્રીયન કેલેનડર—કરતા—મીο મનચેરજી હોશંગજી જાગોસ—છેલ્લાં ચાલીસ વરષ થયાં દર સાલ નીયમીતપણે નીકળયાં જતાં આ પારસી કેલેનડરથી કયો પારસી અંજાણ હશે ? નામ ત્યારે તો કેલેનડર પણ એ ખારસો ત્રણસો સફાનો એક દલદાર પોથો છે. બાર માસનાં કેલેનડરના સાધારણ તારીખ વારના કોઠાઓ ઉપરાંત કાંઈ તરેહવાર બાબદો અને જાત જાતના ઉપયોગી વીશયોથી એ પુશતક ભરપુર છે, તે ઉપરાંત વારસીક પારસી તવારીખનું તે કામ બજાવે છે તે જુદું. યઝદેજરદી ૧૨૭૯ ના સાલની સંપુરણ પારસી તવારીખ તેમાં આપી છે. એ વરસમાં થયલી લાખો રૂપ્યાની પારસી સખાવતની વીગત, ઉઠમણામાં થયલી સખાવતની ટીપ, જાણીતાં પારસી નરનારીઓના મરણનો હેવાલ, જરથોસ્તીઓને મળેલાં માન અકરામ અને ઓધા, જરથોસ્તીઓએ પસાર કરેલી પરીક્ષાઓ અને મેળવેલી સ્કાલરશીપો, વગેરે પારસી કોમની તવારીખનો તુલોતવીલ હેવાલ તેમાં આપ્યો છે. એટલાંથી બસ નહી થતાં આખા હીંદુસ્તાન દેશના જરથોસ્તી ધરમ ખાતાંઓની ટીપ, ટપાલ અને તારખાતાની જાણવાજોગ હકીકત, શેહેનશાહ એડવડરનું ચીત્ર સાથનું જન્મચરિત્ર, પાદશાહ સાયરશના દુખમાંનો ચીત્ર સાથનો હેવાલ અને સેવટે આ કેલેનડર દર વરસ બાહેર પાડીને છેલ્લાં ૪૦ વરસ થયાં પારસી કોમની રૂગેઓહદે સેવા બજાવ્યા જતા મીο મનચેરજી હોશંગજી જાગોસનું ચીત્ર સાથનું જનમ વૃતાંત આ કેલેનડરમાં જોવામાં આવે છે. ટુંકમાં આ ઝોરાસ્ત્રીયન કેલેનડર તેના નામ મુજબ દરેક જરથોસ્તી ઘરમાં રાખવા લાયકનું એક ઉપયોગી પુસ્તક છે.

માસિક હીંદી ગ્રાફીક—અકટોબર ૧૯૧૦.

"ઝોરાસ્ટ્રીયન કૅલેંડર યાને પારસી પંચાંગ." યઝદેજરદી સને ૧૨૮૦ના વરસનું.—મુંબઇ વરતમાન પરેસ.—દર વરસના રાબેતા મુજબ મજકુર પારસી પંચાંગ બહાર પડયું છે જેની પોંહોચ સ્વીકારતાં હમોને ખુશી ઉપજે છે. મીઠ મનચેરજી હોરાંગજી જાગોશાનું પનોતું નામ પારસીઓમાં અંજાણ્યું નથી, અને તેઓએ પોતાની કોમની નોંધ જાળવવા માટે આજ સુધી જે મેહનત અને ખંત બતાવી છે તે પારસી કોમ કદી ભુલશે નહી. આ વરસનું દફતર આગળાં વરસનાં દફતરો કરતાં કાંઈક નવું તત્વ ધરાવે છે. આગળાં વરસોની માફક ચોકસ નોંધો કાયમ રાખવા પછી કેટલીક નવી બાબદો દાખલ કરવામાં આવી છે જે પણ ઉપયોગી છે. મરહુમ નામદાર શેહનશાહ સાતમાં એડવરડનું એક ટુંકાણ જનમચરિત્ર સબી સાથે આપવામાં આવયું છે તે કોઈ ભવિષ્યના તવારીખનવેશ ઉપર પારસીઓની પોતાના રાજકરતા તરફની વફાદારી વિષે સારો છાપ બેસાડી શકશે. પોસ્ટ ખાતાંને લગતી જાણવાજોગ વિગતો, હિંદુસ્તાનમાં એક શહેરથી બીજે શહેર મોકલવા માટેના વીજળીક તારને લગતી જાણવાજોગ ખબરો, મુંબઇ શહેરમાં દર વરસ પારસીઓમાં કેટલા જનમ થાય છે તેનો કોઠો, સને ૧૮૬૫ થી દર વરસ જુદી જુદી ઉમમરના પારસીઓમાં થયલાં લગ્નોની ટીપ વગેરે અનેક જાણવાજોગ નોંધો જાળવી રાખવામાં આવી છે, જે કામ કાંઈ થોડી મુશકેલીનું હોવું જોઇયે નહી અને તે માટે મીઠ જાગોશાને ખરેજ માન ઘટે છે. શેઠ પાલનજી બરજોરજી દેશાઇનું "મહાન પાદશાહ સાઈરસનું દખમું." એ વિષેનું ભાષાણ એક સુંદર ચિત્ર સાથે જાળવી રાખવામાં આવ્યું છે જે પણ ખાસ જરથોસતીઓને વાંચવા લાયક છે. વળી શેઠ હોરમસજી નવરોજી મોદી જેઓએ ચીનાઇ ભુમી ઉપર પારસી કીરતી અમર કીધી છે તેમને પણ ભુલવામાં આવયા નથી. પણ આ વરસે એક નવું ખેંચાણ જે જણાવામાં આવે છે તે આપણા આ વૃધ્ધ મિત્રનું પોતાનું જનમ ચરિત્ર છે, જે ભવિષયની ઓલાદ માટે એક યાદગારી દાખલ કામ લાગશે.

આ વારસીક તવારીખ ફતેમંદી સાથ બહાર પાડવાનું કામ ચાલુ રાખવાની એમની ખંત ખરેજ વખાણને લાયક છે. આપણ અંતઃકરણથી ઇચ્છીશું કે આવીજ ખંત અને ઉત્સાહથી કોમની સેવા બજાવવાને આ વૃધ્ધ મિત્ર વધુ શક્તિવાન થાય.

ચેરાગ—નવેમબર ૧૯૧૦.

---

ઝોરાસ્ટ્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ—યઝદેજરદી ૧૨૮૦ ના વરસનું (કી. રૂ. ૧॥.)—(પ્રગટ કરતા—મનચેરજી હોશંગજી જાગોશા—મુંબઈ વરતમાન પરેસ) આ ઉપયોગી પંચાંગ દર વરષે નિયમિત પ્રગટ કરતા રેહવાનું માન ઘણાંક વરષોથી ઉમંગી મીઠ જાગોશા હાંસલ કરતા આવયા છે. અને એમની એ ચાલુ ખંતાલી કોશેશને સઘળી તરફથી યોગ્ય ઉત્સાહ સાથે વધાવી લેવામાં આવે છે તે કેવળ ઘટારત છે. મીઠ જાગોશા દર વરષે કાંઈ ને કાંઈ સંગીન સુધારા પોતાનાં એ પંચાંગમાં કરતા જાય છે. એટલે એક પુસ્તક તરીકે તે લાઈબરેરીઓમાં પણ અવશ્ય ઉપયોગી થઈ પડવું જોઇએ. આ પંચાંગથી જે ઉપયોગી માહાતીઓ મળે છે તેમાં આ વિશેષ અગતની છે કે ગયાં વરસમાં પારસી કોમની સખાવતનો આકડો લગભગ પોણા સતર લાખ રૂપીયા થયો છે, અને એ ખરી સખાવતે બાહાદુર કોમની ઉદારતાનો ઝરો ચાલુ વહેતોજ રહે છે તેની એથી વિશેષ પુરવારી બીજી શી થઈ શકે ? વળી આપણા નામદાર મરહુમ શેહેનશાહ એડવરડનું જન્મચરિત્ર જે આ પોથામાં આપવામાં આવ્યું છે તે સામનય વાંચનાર વરગ માટે વાંચનનું અચ્છું સાધન પુરૂ પાડશે. એ નામદારની સુંદર તસવીર ઉપરાંત શાહ સાઈરસની કહેવાતી તસવીર તેમજ દોખમું અને અસતોદાન, સર હોરમજજી નવરોજજી મોદી, નાઇટની તસવીર વિગરે એમાં આપવામાં આવ્યું છે, અને મીઠ જાગોશા પોતે તેમના એક જનમવૃતાત સહિત એમાં બીરાજે છે, જેથી સામટા રીતે આ વખતનો પોથો કાંઈક વિશેષ ખેંચાણકારક જણાશે. અમારા મતથી પુસ્તકનું કદ તથા તેમાં સમાયલી ભાતભાતની બાબતની ઉપયોગીતા તરફ જોતાં રૂ. ૧॥ ની કીમત બાળી નથી, અને પારસી આલમે મીઠ જાગોશા જેવા એક તવારીખનવેશને તેમનાં કામમાં સતેજ રાખવા આ કેલેનડરને ઝાઝુકનો અને મજબુત આશરો આપવો ઘટે છે.

ફુરસદ—નવેમબર ૧૯૧૦.

---

ઝોરાસ્ટ્રીયન કેલેંડર—પ્રગટ કરતા—મનચેરજી હોશંગજી જાગોશા—કીંમત રૂ૧॥. આ પારસી પંચાંગનું યઝદેજરદી ૧૨૮૦ના સાલનું પુસ્તક હંમેશ મુજબ પારસી કોમની ઉપયોગી નોંધો સાથ બાહેર પડયું છે. હંમેશના નિયમ મુજબ પારસીઓને લગતા કેળવણી, સહાસ, સખાવત, ધરમખાતાં વગેરેની ગુજસતા સાલની તમામ નોંધ સમાવવા ઉપરાંત એજ સાલમાં ગુજર પામેલા મરહુમ મલેકુઆજમ એડવરડ શાહનું તેમની તસ્વીર સાથ ટુંક જનમ ચરિત્ર, આ પારસી પંચાંગ પાછળ વરસોથી મેહેનત લેતા બુજરગ પ્રગટ કરતા મીઠ જાગોશાનું જાણવાજોગ ચરિત્ર અને હાંગકાંગના મયરકોમી સખાવતથી મશહુર થયલા સર હોરમજી નવરોજી મોદીનું જીવનચરિત્ર એ બંને સાહેબોની તસ્વીરો સાથ પ્રગટ થયાં છે. જાણીતા લેખક મીઠ પાલનજી બઠ દેશાઈએ જ્ઞાન પ્રસારક મંડળી સનમુખ આપેલાં ભાષણ "સાઈરસનું દખમું" વાલો આખો ઈરાની વિષય એ મહાન બાદશાહનો પથ્થરપર કોરેલી કેહેવાતી તસ્વીર અને તેના અસ્તોદાનના ચીતરો સાથ છાપવામાં આવયો છે, જે કાંઇક 'ઇન્ટરેસ્ટીંગ' છે. સામટી રીતે આ કેલેંડર પારસી કોમના ચાલુ ઈતિહાસ તરીકે કોમના દરેક ટેકાને બેતફગાર લાયક છે.

રિરદોશ,—નવેમબર ૧૯૧૦.

---

# નવજોત-શેહાદી-વીગેરેના શુભ ટાકણાંનાં નોતરાંનાં કારડો—ચીઠીઓ-વીગરે—છપાવનારા સાહેબોને સુચના.

---

ઉપર લખેલાં કોઈબી શુભ ટાંકણેનાં તરેહવાર નકસીનાં જાત જાતનાં સલંગ તથા ઘડી વાલવાનાં તહરે કીશમનાં કારડો રંગ બેરંગી કલરના—અને ચીઠીઓ છાપવાનાં જાડાં પતલાં સફેદ તથા રંગ બેરંગી નકસીનાં નોટપેપરો—તેવાંજ સુંદર અને મનોરંજક કવરો—પરબીડાં—સાથે મુંબઇ વરતમાન પ્રેસમાં જથાબંધ મંગાવામાં આવ્યાં છે; જેનાં નમુના તથા ભાવ તાલ ચરનીવાડી પર નંબર ૧૪૧ વાલાં મકાંનમાં ઉપલા પ્રેસમાં પુછપરછ કરવાથી તરત માલમ પડી આવશે.

સઘલાના ભાવ સવલ પડતા અને કીફાયતથી રાખવામાં આવ્યા છે, અને તુરતજ તાકીદે જોઈતા વખતમાં છાપી આપવામાં આવે છે.

એ કારડો અને ચીઠીઓ બધી જાતની રંગીન શાહીએ જેવીકે શુનેરી, રૂપેરી, લાલ, બલુ—કાલી વીગરેની કોઈબી રંગથી ઘણી સુંદર અને મન પસંદ રીતે ગુજરાતી—અંગ્રેજી—મરાઠી—વીગરેની ભાશામાં છાપી આપવામાં આવે છે.

ઠેકાંણું—મુંબઇ વરતમાન છાપાખાનું-ચરનીવાડી.

# મુંબઇ વરતમાન પ્રેસમાં વેચાતી ચોપડીઓ.

ઠેકાણું—નાં૦ ૧૪૧—ચરનીવાડી, મુંબઈ.

**હીંદુસ્થાનનાં આતશબેહેરાંમો અને યજદેજરદી સને ૧૨૬૭ માં મુંબઇમાં સ્થાપાયલાં નવા આતશબેહેરાંમનો હેવાલ.**—તથા **મરહુમ દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેરજી જામાસ્પઆસાના એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ. નું જન્મ ચરિત્ર. સુંદર સબી સાથે—કીંમત રૂ૧ા. પોસ્ટેજ ૧ આનો.**

**શમસુલ ઓલમાં દસ્તુરજી સાહેબ પેશુતનજી બેહેરાંમજી શનજાણા—એ. એ., પી. એચ. ડી. નું જન્મ ચરિત્ર. સુંદર સબી સાથે—કીંમત બે આના.**

**આનરેબલ શેઠ નવરોજજી નશરવાંનજી વાહડયા, સી. આઈ. ઈ. નું મરણ**—તેમના જન્મ ચરિત્રની ચોપડી.—કીંમત રૂ૦ાા, પોસ્ટેજ ૧ આનો.

**મહારાણી વીકટોરીયાનું જીવન ચરીત્ર**—કીંમત બે આના પોસ્ટેજ અરધો આનો.

**ધર્મ નીતી**—ભાગ પેહલો, ત્રીજો-દરેકની કીંમત રૂ૦ા-પોસ્ટેજ ૦)ાા-એમાં ઘણા સરસ ધર્મ અને નીતીબોધો તથા અવસતા વાણીની રૂડી સમજો, માથાકુલ ફરમાંનોની મીસાલો, વીગરે આપીને ધરમની મોતેબરી સમજાવી છે, તથા માનવી જાતે દરેક વાતમા નીતીમાન કેમ અને કેવી રીતે થવું તેના અસરકારક અને વાંચવા જોગ બોધ સમાવેલા છે.

**ઐયાંમે નોશાલો-હીંગાંમે નૌરોઝ**-યાને અશલી ઈરાંની જરથોસ્તીઓમાં અને હાલના હીંદુસ્થાની જરથોસ્તીઓમાં નવાં વરશનો હીંગામ કેમ પાલવામાં આવે છે તેનું વૃતાંત.-કીં૦)-ાા. પોસ્ટેજ અરધો આનો.

"**દાખમે નોશીરવાન**"-અથવા મુશલમાનોનો મશહુર ખાલીફ હારૂન-અલ રશીદ શેહેનશાહ નોશીરવાન આદેલનું દાખમું જોવા ગયો તે કીસો, જે દેખાવો, જે બયાંનો અને નવી નવાઈ તથા નશીઅતો છે તે નામીચા ખાલીફને તે જમાનામા મલેલી, આબેહુબ છે. ખાલીફ હારૂન-અલ-રશીદ, શાહનશાહ આદેલ નોશેરવાન પાછલ લગભગ ૨૦૦ વરસે બગદાદના તખત ઉપર આવીઓ હતો, અને તે મોટા મરતબાવાલા તે જમાનાના ઓલમા મોટા ખેરખાહ ખલીફે પોતા આગલ ૨૦૦) વરશ થઇ ગયલા શેહેનશાહ નોશીરવાનનું દાખમું જોયું અને ઈરાંની શેહેનશાહતનું નામ જેહાંનમાં પુરેપુરી જાહોજલાલી ને રોશનાઇથી રોશન કરનારનું અશો રૂવાન નવા શાહજ પોશાગ સાથ ઘરતી માવજતે તે મરહુમ શેહેનશાહની આગાહી માફક દાખમામાં ઠેડવયું, એ એક બેશક બનેલી વાત ને સાચી હકીકત છે.-કીંમત છ આના, પોસ્ટેજ અરધો આનો.

"**પારસીઓ અને હિંદુઓનું મુળ**"-યાને, પારસીઓના પુરાતન વડવાઓ અને હિંદુઓના અસલી પૂર્વજો પુરાતન ઇરાનવેજ ( આર્યવૃત )માં જે વેળા સાથે વસતા હતા, તેવો એકજ કોમ તરીકે ગણાતા હતા તે વિષેનો બંને કોમવાળાઓને માટે જાણવાજોગ ટુંક હેવાલ.—કીંમત રૂ૦ા, પોસટેજ અરધા આનો.

**આતસની ખુબી વીશે મલેલાં જુદાં જુદાં લખાણો**—કીંમત બે આના, પોસ્ટેજ અરધો આનો.

**હોરમજદ યસત ઉપરથી હોરમજદની સીફત વીશેની સરેહ**—એ અવસતા કલામોના ખુદ દાખલાઓ સહીત ઇનામનો રેસાલો લખેલો છે. કીંમત બે આના, પોસ્ટેજ અરધો આનો.

**મુંબઈ અને દેશાવરનાં જાણીતા અને જાહેર જરથોશતીઓનાં મરણ દીવશની નોંધની ચોપડી**-પેહલેથી તે યજદેજરદી સને ૧૨૬૦ શુધીની, યજદેજરદી સને ૧૨૬૧ નાં ઝોરાશટરીઅન કેલેંડર ઉપરથી ઉપજાવેલી.—કીંમત રૂ૦ા. પોસ્ટેજ અરધો આનો

**જરથોસ્તીઓમાં જનમ પામેલાં બાલકોના નામો પસંદ કરીને રાખવા માટે બનાવેલું લીસ્ટ—કીંમત અરધો આનો, પોસ્ટેજ અરધો આનો.**

## શેહેનશાહી જરથોસતીઓને બંદગી કરવાની પાક કેતાબો.

**ખોરદેહ અવસતા**—☞ આ જાતનાં ઘણા મોટા ખુલા કાલા અક્ષરે અને અશલ ઉચ્ચારે છાપેલી બધી નયાયશો, પતેતો, દુવાઓ અને દસ યસતો તેમાં:—હોરમજદ, મોટી હપતન, અરદીબેહસત, ખોરદાદ, આવાં, નાંધલી સરોસ, રાતની મોટી સરોસ, હોમ, વનંત, અને બેહરાંમ યસત છે. તે સાથે આ કેતાબ કપડાંમાં બાંધી તે ઉપર અશો જરથોસતની સુંદર શબી સુવ્નામા એમબોસ કીધી છે—કીંમત રૂ. ૦॥।,—પોશટેજ દોઢ આનો.

ખોરદેહ અવસતા—☞ આ જાતનાં નવા મરોડદાર કાલા અક્ષરે અને અશલ ઉચારે છાપેલી બધી નયાશો, પતેતો, દુવાઓ અને પાંચ યશતો તેમાં:—હોરમજદ, અરદીબેસત, બેહેરાંમ અને બેઉ સરોસ છે.—પતલાં પુઠાંની કીંમત રૂ૦।—, જાડાં પુઠાંની રૂ૦।=;-પોસ્ટેજ એક આનો. આ અવસતાની ચોપડી ગજવામાં રહી શકે તેટલી નાહલાં કદની છે.

મુકતાદનાં દીવશોમાં ભણવાનાં ફરાગરોદના હા તથા ગાથાના હાની ચોપડી—કીંમત ત્રણ આના,—પોશટેજ અરધો આનો.

છુટી ફ્રવરદીન યશત—(ફરોખશી)—કીંમત ત્રણ આણા; પોશટેજ અરધો આનો.

છુટી આવાં યશત—જાડાં પુઠાની કીંમત ત્રણ આના તથા પટલાં પુઠાંની કીંમત બે આના,—પોસ્ટેજ અરધો આનો.

---

### પરચુરણ ચોપડીઓ.

પ્રીનસીપલ ગ્રોથસ ઓફ ઇનડીયનકોટન—એટલે હીંદી રૂના પાકના મુખ્ય મઠકોનો કોઠો દેખાડનારી ચોપડી—જેમા હીંદુસ્તાન તેમજ પરસીયાના દેશોમા કયા કયા ગામોમા રૂ પાકેચ તે સઘલાં ગામોના નામો આલફાબેટીકલ રીતે ગોઠવી તેમના રેલવે સ્ટેશનોના આરકા સહીત આપવામા આવ્યાં છે; તેમજ વલી રૂ કેવી જાતનો અને તે કયા ગામનો છે તે કેમ પારખવો વગેરેની સમજ લંબાનથી આપવામાં આવી છે. એને લગતા કામ કરનારાઓને ઘણી ઉપયોગી થઇ પડે તેવી છે. કીંમત આઠ રૂપેયા અરધો—પોસ્ટેજ અરધો આણો.

રૂમાં કચરાની ઘટ આવીઆ પછી દર ખાંડીનો અને દર રતલનો ભાવ નકી કેમ પડે છે, તેના કોઠાની—સ્પીનીંગ વીગેરે રૂઉનાં કારખાનાંઓને ઘણી ઉપયોગી ચોપડી—એમાં દર ખાંડીના રૂ૧૨૫ થી તે ૨૫૨) સુધીના ભાવનો રૂઉ દર શેંકડે ૪) થી ૩૪) ટકા સુધીની ઘટ કેટલી તથા નકી કેમ ખાંડી પડે છે તે જોવાનો કોઠો છે.—કીંમત રૂ૧). પોસ્ટેજ અરધો આનો.

યોગ વીદયા અને અસલી દરશનીઓ—એમાં ખોદાતાલા યાને હકની દરબાહનો મારગ કે અખતીઆર થાય તે વીશેનું બાબાકુલ અને મોતેબર લખાણ છે. કીંમત—રૂ૦।, પોસટેજ અરધો આનો.

નજુમ નાંમુ—દુન્યાંની પાદશાહી હાલ જોવાની તાસીર,—ઇરાંણથી આવેલા એક ઇરાણીનુ બનાવેલુ.—કીંમત એક આનો, પોસટેજ અરધો આનો.

ઠેકાણું—૧૪૧ ચરનીવાડી—મુંબઈ વરતમાન છાપાખાનું.




મારાં જાથુકનાં અને નવાં દરેક ઘરાકોને ખુદા સદા
તંનદરોશતી ભરેલાં. શુખી—શુખાયારાં અને
ખુશી—ખુશાલી ભરેલાં રાખે. આ મારાં
ખરાં અંતકરણની દુઆ, આ લીસ્ટ
છેવટ લગી વાંચનારાઓને
આમીન હોજો
આમીન!

# દરેક ગ્રહસ્થો અને બાનુઓની, દરરોજની ઘરગતુ અગતની તથા બાહાર હવા માટે જનારા વીઝીટરોની, ગરજ સારનારૂ અને ખાદ્યખોરાકી વીગરેની દરેક ચીજોની હાજત પુરી પાડનારૂ એક ઉપયોગી ખાતું.

નવરોજી લીમજીભાઇ બંધનીવાલા,



મોટા પારસીવાડ વલશાડ.

હોલ કમીશન એજંટ અને મરચંટ.

**વીનંતી**

મેહરબાન સાહેબો અને બાનુઓ, આ લીસ્ટના પ્રથમથી છેવટ લગીનાં વાંચેલાં પાણું, તમને વેઅર્થ જશે નહી પણ તેમાંથી તમારા ખપની અને તમારે લાયકની કોઈબી ચીજ તમને મલશેજ.

## "દરેક ચીજનાં માલની તથા પેકીંગ વીગેરેની પસંદગી માટે વગર માંગે" જથાબંધ મલેલા સરટીફીકેટોમાંની આ એકજ બસ છે.

(તા૦ ૯ મી ફેબરવારી ૧૯૦૮ નાં "કયશરે હિન્દ" ઉપરથી)

### વલસાડના એક સાહસિક પારસી વેપારી મી૦ નવરોજી હીમજીભાઈ બંધનીવાલા.

આ અઠના પત્ર પારસી ભાઇઓને પોતાને માથે નષ્ટ નોકરીની જુસરી લાવવા કરતાં ધંધા રોજગારમાં ઝંપલાવવાને તેની હસ્તીની શરૂઆતથીજ સુચના કરતું આવ્યું છે. અને જેઓ આ સુચના મુજબ કરતા રહયા છે તેઓને અમો અમારાથી બની શકતું ઉત્તેજન આપ્યે છિએ. આવાજ ઇરાદાથી અમો વલસાડના એક સાહસિક પારસી વેપારી મી૦ નવરોજી હીમજીભાઈ બંધનીવાલા વલસાડ જેવા નાના કસબામાં પોતાની ટુંક પુંજીનો રૂડો ઉપયોગ કરી ખોરાકી વિગેરેની દરેક ચીજો કમીશનથી મોકલવાનો ધંધો વર્ષોથી કરતા રહયા છે. એ ઉપરાંત તેઓ આફુસ પાયરીની કેરીઓ, મુરબ્બો અને જેલી, જુદી જુદી જાતનાં અથાણાં, મચ્છીઓ, મરઘી, ઈંડાં, ઈંડાપાક તથા મગજને અને તનને પુષ્ટી આપનારા બીજા પાકો તથા તૈયાર સ્વાદીસ્ટ વાનીઓ જેવી આપણા મુંબઈ શહેરમાં જવલેજ જોવામાં આવે છે એ સઘળું તેઓ પોતાની જાતી દેખરેખ હેઠળ તૈયાર કરાવી મુંબઈ અને બીજા મોટા શેહરોમાં મોકલવાનો સ્વતંત્ર ધંધો કરે છે. અને જેઓને આવો માલ પુરો પાડવામાં આવ્યો છે તેઓ તે માલની ખુબીની તારીફ કરે છે. ખચિત, વલસાડ ખાતેનું મી૦ બંધનીવાલાનું ખાતું મુંબઇની બાહેર હવા માટે જનારા વીઝીટરોની જેટલી ગરજ સારે છે તેટલુંજ તે વેપારીઓ માટે પણ લાભકારીક થઈ પડયું છે. પારસી કોમે આવાં એક ઉપયોગી ખાતાને જરૂર ઉતેજન આપવું જોઇએ છે. આ ખાતું કેટલી હદ સુધીની હાજત પુરૂં પાડવાને સામર્થવાન છે તેનો કાંઈક ખ્યાલ મેલવવા માટે વલશાડ ખાતે મી૦ બંધનીવાલા પાસેથી ગામડેની સ્વાદીસ્ટ વાનીઓનું અને દરરોજની ઘરગતુ વપરાસની ચીજોનું લીસ્ટ મંગાવવું. મી૦ બંધનીવાલા લીસ્ટમાંની દરેક ચીજ ઘણી કીફાયત ભાવે મોકલી આપવાને કબુલાત આપે છે.

—-o-oo-o-o-o— —

### અગતની શુચનાં.

**વરદી મોકલનારાઓને,** નીચે મુજબ બે રીતનાં જુદાં-જુદાં એદરેસ હમારાપર લખી મોકલવા વીગરે માટે વીનંતી.

**પારસલ માટેના એદરેસ**—દુર-દુરની અને અનજાંની જગામાં માલ મંગાવનારાઓમાનાં કોઇ-કોઈ શહરથી યા ગામનુંઓ પારસલ મંગાવવા માટે કઈ કઈ **રેલવે લાઇનોનાં કીયા-કીયા વાયા** અને કીયા-કીયાં **જંકશનોથી,** છેલી પોતા તરફની કઇ રેલવેનાં કીયાં ટેસને, વલશાડથી પારસલ બુક કરાવવાં તે ચોકસ ખુલાશાથી **નહી લખવાને લીધે** અને વલશાડનાં સ્ટેશનપર લગેજ કલારકો **નવા-નવા બદલાવાને લીધે** રશીદ અને પારસલો બુક કરાવતી વખતે ઘણી અડચણ અને અટકાવ થઇ પરે છે. અને વલી પારસલો સીધી લાઇને જલદી નહી જતાં-ઉલટી લાઇને જઇ-રખડીને વધુ દીવશે મંગાવનારને મલે છે. માટે પારસલ મંગાવવાનું એદરેસ,-દરેક રેલવેના **વાયા** વીગરે સાથે; યાને બી૦ બી૦ લાઇનનાં જે-મથકથી બીજી જે રેલવે લાઇન બદલાતી હોએ તેનાં કીયાં મથક-કે સ્ટેશનથી તે પારસલ આગળ વધે તે **વાયા** અને તે પછી જો ત્રીજી લાઈન બદલાતી હોય તો તે ત્રીજી લાઇનનું પણ એજ પ્રમાણે **વાયા** યા મથક સાથે ખુલાસાથી ચોકસ,-પારસલનું એદરેસ લખી મોકલવા તસદી લેવી.

— —

**માગલ તથા રશીદ માટેનું એડરેસ**—જુદુ લખી મોકલવુ તેમાં આખુ નામ તથા જે જીલ્લામાં રેહતા હોય તે જીલ્લો, રેહવાનુ ગામ–અને ઠેકાનુ અને પોસ્ટ આફીસ બીજા ગામમાં હોય તો તે પોસ્ટ આફીશનુ ગામ સાથે લખવાની મેરબાની કરવી.

**એડરેસ વીગેરે જે કંઈ બાબદ** કાગલમાં લખવી હોય તે અંગરેજીમાં અને ટુકમાં **નહી પણ ગુજરાતીમાંજ** લખવી. જો કોઇ શબ્દ અંગરેજીનો લખવો પડે તો તે **અંગરેજી હરફે નહી પણ ગુજરાતીજ હરફે લખવા** વીનંતી છે કારણ **હમને** અંગ્રેજીની માહીતી નહી હોવાથી અડચણ થઈ પરે છે.

**લીસ્ટમાં જણાવેલી** ચીજેમાંની કેટલીક ચીજો જેની તેની મોશમે મલે છે ને કેટલીક ચીજો **હાયુક મલે છે.** ને કેટલીક કોઈ–કોઈ વખત મલે છે ને કોઇ–કોઇ વખત **નથી મલતી જેથી અને વલી મછી વીગરે** તેના અસલ રૂપમાં લઇને બીજા–ત્રીજા રૂપમાં બનાવી મોકલવામાં આવે છે. માટે જે મોશમની જે ચીજ કે માલ જે દીને જોઇયે તેની ૧૨–૧૫ દીવસ અગાઉથી વરદી મોકલવા અને કંઇ વધુ ખુલાશો પુછાવવો હોય તો જવાબની ટીકીટ બીડવાની વીનંતી **છે.**

* **નોટ**—આ લીસ્ટમાં મછી વીગરેનો ભાવ છાપેલો છે તે આગલાં સાળનો છે. પણ હોણુ સને ૧૯૧૧માં વરશાદની અછતને લીધે–મછી–ચરબ વીગરેની પણ અછતને લીધે અને દાણાંવાલાવોએ ભાવ વધારી દીધેલો હોવાથી તેમજ ચાવલ વીગરે બાહાર ભરાઈ જતા હોવાથી–જે જે ચીજેની રકમપર * એવી ફુલકી મુકી છે. ને તે ચીજો વીગરે જાુલાઈથી મોંગી થતી રઈ છે. પણ આવતુ ચોમાશુ સારૂ નીવડવે એ હાલની મોંઘવારી મીટી જશે. એવી આશા છે.

## હરેક ચીજનાં માલનુ લીસ્ટ નીચે મુજબ.

**તનદરોસતીનાં સુધારા–વધારા માટેનાં વઈદક વસાણા તથા પાકો**—જેવાંકે ઠંડી–ગરમી અને વરશારતુનાં દરેક રૂતુને અનુસરતાં તેમજ પ્રકૃતી યાને દેહને માફક આવતાં જેમકે લોહીવાર પ્રકૃતીવાલાને કોઠે અને શરીરે ઠંડક આપી ગુણ કરનારાં અને કમી લોહીવાલા યા નાશકિતવાલાને તથા જઇફાને અને પીતવીકાર, વાયુવીકાર, બલગમ વીકારવાલાને–વીકારો દફે કરી શરીરમાં લોહીનો સુધારો–વધારો કરી, શકિત પેદા કરનારાં સુસ્ટીકારક તથા વાઈ–ચસક અને સાંધાવોની કસતર મીટાડી સાંધાઓને મજબુતી આપનારાં તથા આંખનુ તેજ વધારી ગ્યાનતંતુ તથા મગજને તર અને ચાલાક કરનારા તથા બાલકોની માતાઓને પોતાના દુધનો વધારો અને તે દુધથી દુધમલ બાલકોને વધારે તનદરોસ્ત–નીરોગી બનાવનારાં અને બાંનુઓના શરીર તથા બાંધા અને ગરભસ્થાનને ફાયદો કરનારાં વીગેરે બાનુઓ તથા ગ્રુહસ્થો અને નાના મોટી ઉમરનાં બાલકોને દરેક **રીતે ગુનકારાં** ઘણીક જાતના **વઈદક વસાણાં તથા પાકો** કે જેનાં નામો સાધારણ વપરાએ છે તેજ–નીચે જણાવેલાં–કાયમ રાખેલાં છે. પણ તે દરેક જુદાં–જુદાં વશાણા તથા પાકોમાં–ઉપર દરસાવેલા ફાયદા માટે **વધારા તરીકે** જુદી–જુદી ગુનકારી કેટલીક બીજી કીંમતી વઇદક ચીજો ઉમેરીને તથા દુધનો માવો, બદામ, પસ્તાં ચારોલી વીગેરે ઘીમાં તલી પાશીને અને જેમાં ઈંડાંની લારી લેવા ઘટે તેમાં–તે લઇ એકઠાં કરી ઉનચી જાતનાં મશમશાલા અને તજ્વંનાનો સમાવેશ કરીને ઘરગતુ બનાવનારા પાસે જાતી દેખરેખ નીચે બનાવી લઈ મોકલવામાં આવે છે. **એ વશાણાં તથા પાકો માત્ર ખાંડનાં ને ખડીનાં દુધનાં લોંડા જેવાં બજારૂ કે શાધારણ જેવાં નથીજ.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **બદામપાક** | ભાવ રૂ. ૧ નો શેર | ... | ... | ૧ા લેખે | |
| **શાલમપાક** | ,, | ,, ... | ... | ૧ાા ,, | સુદરપાક; મેથીપાક |
| **ઈંડાંપાક** | ,, | ,, ... | ... | ૧ાાા ,, | અહડીયુ; બતરીશુ |
| **અમરૂતપાક** | ,, | ,, ... | ... | ૨ ,, | વીગેરે દરેકનો ભાવ |
| **શજીરન પાક** | ,, | ,, ... | ... | ૨ ,, | (રૂ.૧) નો શેર–રા થી–રાાા. |
| **કુવારપાક** | ,, | ,, ... | ... | ૨ ,, | |

**શીવાય**–૨) ૪) જાતનાં **ખરેખરા બાદશાહી પાકો** જે કે દીલ્હીનાં આગલા **મોગલ શેનશાહો વાપરતા** તેના હાથ આગેલા નુશકાવો ઉપરથી **ઘણીજ મુલ્યવાંન કીમતી ચીજોનાં,** પુસકલ મેહનત અને કડાકુટથી એક અઠવાડીએ ઘાંણુ તયાર થયા પછી, **આતશની ગર**મીથી નહી પણ અમુક જાતના અનાજના મોટા જથામાં અમુક દીવસો લગી દાટી રાખી અનાજની ગરથીથી પકવવામાં આવે છે. રૂ. ૧) નો શેર ૧ા લેખે.

**દુધલી–ખાંડવી, નવી મીસ્ટાંનવાની–કે જે કોઠે ઠંડક આપી મગજને તર કરનાર** જેમાં દુધનો માવો, બદામ, પસ્તાં, ચારોલી વીગેરે ઘીમાં તળી–પાશાને ઇલાંચી મેલવની સાથે એકઠાં કરીને 'ભઠીમાં' ભુંજીને બનાવવામાં આવે છે. રૂ ૧) ની શેર–૨ા લેખે.

**ફુરમાસુ આફુસ, પાયરી વીગેરેની કેરી** ઉંનચા જાતની રીયલ ટકાઉ આખા **હિન્દના** ને એશીઆનાં નજીકનાં તેમજ દુર–દુરનાં દરેક ભાગમાં તથા પરદેશોમાં, **એડન, ઇંગલાંડ** લગી સેવક મારફતનાં નંગો જાએ છે. મુંબઇનાં વેપારી જે બાર ગાંમ મોકલે **છે તેઓ** પણ મારી મારફતે મંગાવે છે. હિન્દનાં કોઇ પણ જીલ્લાનાં નંગો કરતાં **અઇનાં** નંગો રેસ વીગેરેમાં ઘણાં ચઢીયાતાં હોવાથી દરેક ઠેકાણે ઘણાં વખનાએ છે. મુંબઇમાં ગાંમઠી રીઅલને નામે ઘણી મોંઘી કીમતે વેચાએ છે તે સેવકના તરફનાંજ બગીચાઓની વાડી વીગેરે વેપારીઓ લઇ જઇ વેચે છે. મોસમ મેની ૨૫ મા થી તે જુનની આખર લગી અને કોઈ વરસ જુનની ૨૦ મી કે ૧૫ મી લગીમાંજ, ખલાસ થઇ જાએ છે જેથી અગાઉથી વરદી નોંધાવનારાવો ફાવે છે. ને તેઓને નંગો પણ ઘણા સારાં અને **ફાયદાથી મલે છે.** ભાવ ૧૩૨ નંગનાં પકા ૧) શોનાં

આફુસના, રૂ. ૧૦ થી તે ૧૬ લગી અને પાયરીનાં રૂ. ૬ાા થી તે ૧૨ લગી.

**ફુરમાસુ અનીનાસ** મોસમ જુનની ૧૫ મીથી જુલાઈની ૨૫ મી લગી **કીમત.** નંગ ૧ નાં આના ૩ થી ૧૦ લગી.

**જેલી આફુસ પાયરીની** તથા **અનીનાશની** અને **ભુરાં કોરાંની** પહેલા નંબરની **ભાવ** રૂ. ૧)ની શેર ૨ાા લેખે.

**મુરંબો, જેવો કે** આફુસ પાયરીનો, અનીનાશનો, ભુરાં કોરાં તથા પંપાઉ વીગેરેનો **ભાવ** રૂ. ૧) નો શેર ૩ થી ૩ાા લેખે.

**લીલી ફ્રુત તથા કેલાં**––

**શંત્રા** મોશંબી **ભાવ** દા. ૧ રૂ. ોાા– થી રૂ. ૧= ) એના ભાવનું ચોકસ ધારન
**સકુરચંદ,** દાડમ ,, ,, ,, ોાા થી રૂ. ૧ાા ) રેહતું નથી.
**પપેનાસ** નં. ૧) નાં આનાં ૩) થી તે ૮ આનાં લગી.
(હમેશાં મળે)

**કેલાં** સુનેરી નંગ ૧૦૦)નાં રૂ. ૧ા થી ૧ાા લગી.

,, **રાતાં** કોઇ કોઇજ વખત મલે છે––**ભાવ** ડજન ૧)નાં આના ૩)થી ૫ લગી.

,, **તલવાનાં** મોસમ જુલાઇથી સપ્ટેમ્બર––**ભાવ** દા. ૧) નાં આનાં ૩)થી ૫ લગી.

* **તાજી તલેલી મચ્છી અને ઘરભ**

**ભીંગ બોઇાર** મચ્છી તેમાં ઘરભ ૧) પાટ ૨) સાથની ભરેલી, **કીમત** કાચી નંગ ૧)ના આનાં ૯ થી તે ૧૪ લગી. શીવાય શભરાઇ, તેલ, મસાલો સરપન તલાઇ સાથે તલેલી નંગ ૧)ઘરભ સાથે રૂ. ોાાઝથી તે રૂ. ૧ા– લગી ને સુમારે
**ઘરભ તાજી** મચ્છી વગરની છુટી મચ્છીની વધુ છત હોય ત્યારેજ કોઇ કોઇ વખત મલે છે. **કીમત** કાચી નંગ ૧) તે પાટ ૨) નાં ૨ાા થી ૫ આનાં લગી. તેલ, મસાલો, તલાઇ જુદી.
(મોસમ ઓકટોબરથી … માર્ચ લગી)

**ઘરભની ભરેલી મોટી બોઇ, માગન, રાભસ, કાંટા વગરની પાઠન અને મોટી સાંધ** કાલગા એ દરેકનો **ભાવ** કાચો શેર ૧) નાં આનાં ૨ાા થી ૩ લેખે મલે છે. શીવાય શભરાઇ, તેલ, મસાલો, શરપન તલાઇ શેર ૧)ને સુમારે ૧ાા આનો થાએ છે.

